" I sometimes hold it half a sin,
To put in words the grief I feel;
For words, like Nature, half reveal
And half conceal the Soul within."

મારા મિત્ર

સદ્‌ગત નટવરભાઈને

" For off thou art, but ever nigh,
I have thee still, and I rejoice,
I prosper, circled with thy voice,
I shall not lose thee tho' I die."

"I hold it true, whate'er befall;
I feel it, when I sorrow most;
'Tis better to have loved and lost,
Than never to have loved at all."

'In Memoriam' (XXVII)

# નિવેદન

પાશ્ચાત્ય સાહિત્ય ને સંસ્કૃતિના સંપર્કથી આપણે માનસિક નિદ્રામાંથી જાગ્યા અને આપણને કર્તવ્યનું ભાન થવા માંડ્યું. પ્રેરણા પામી સમાજ, દેશ ને સાહિત્યને સુધારવાના પ્રયત્નો કરવામાં આવ્યા. પરિણામે વ્યક્તિ ને સમાજ, દેશ ને સાહિત્ય-ક્ષેત્રમાં આપણે પ્રગતિ સાધી. એ પ્રગતિના સ્વરૂપ આપણી આગળ વીસમી સદીમાં સાહિત્યના ભિન્ન ભિન્ન અંગો વિકસેલાં નજરે ચઢે છે. નર્મદ પહેલાં ગદ્ય સાહિત્યનું નામ પણ નહોતું તેને બદલે અત્યારે ગદ્યરૂપી વટ વૃક્ષને અનેક શાખાઓ ફૂટી છે, અને એ શાખાઓ પણ એટલી વિકાસ પામતી જાય છે કે તેમણે પોતાનું સામ્રાજ્ય સ્થાપવા માંડ્યું છે. આમ હોવાથી આખા ગદ્ય વૃક્ષનું યથાર્થ જ્ઞાન એકજ નજરે થવું મુશ્કેલીભર્યું તો શું, પણ અશક્ય નીવડે છે, એટલે તેની પૃથક્ પૃથક્ શાખાઓનો અભ્યાસ દરેકને એમનું રાજ્ય સોંપી

કરીએ તોજ એની વિશાલતાનું અને એના મહત્ત્વનું આપણને ભાન થાય.

આ સ્થિતિમાં ગદ્ય સાહિત્યનું યથાર્થ અવલોકન અને અભ્યાસ કરવો હોય તો તેનાં વિવિધ અંગોનો પૃથક્ અભ્યાસ આવશ્યક છે. અને તે માટે ગદ્ય સાહિત્યનાં ભિન્ન ભિન્ન અંગોના અભ્યાસ કરી પ્રતિનિધિત્વ લે એવા સંગ્રહો યોજાવા જોઈએ. નિબંધ, નાટક, સંવાદ ને નવલિકાદિ અંગોના આરંભથી તે અત્યાર સુધીની કૃતિઓમાંથી વરણી કરી સર્વસ્પર્શી અને પ્રતિનિધિત્વ લે એવા સંગ્રહો યોજવાનું કાર્ય અત્યંત ઉપયોગી ને જરૂરનું છે. આ સંગ્રહોનું સંયોજન એ પ્રકારનું હોવું જોઈએ કે જેથી એ અંગના સંપૂર્ણ વિકાસનો ખ્યાલ એમાંથી આવી શકે, એમાં સત્વ કેટલું છે તે સમજાય અને શાસ્ત્રીય પદ્ધતિએ એનો અભ્યાસ કરી શકાય. આરંભની કૃતિઓમાં સત્વ ઓછું હોય, કલા ઓછી હોય છતાંય વિકાસ નિરીક્ષવા એવી કૃતિઓને સંગ્રહમાં સ્થાન આપવું જોઈએ. ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી એ કૃતિઓ એ જમાનાના નમુના રૂપ હોવી જોઈએ, અને શિષ્ટતાનાં સૂચન વા લક્ષણ એનામાં હોવાં જોઈએ.

ઉપરનું ધ્યેય લક્ષમાં રાખી ગદ્યસાહિત્યના એક અંગ નવલિકાનો આ સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. આ સંગ્રહની પૂર્વે વાતોના સંગ્રહ થયેલા છે તે પુસ્તકને અંતે આપેલા ગ્રંથકોપમાંથી જાણી શકાશે. પરંતુ આ રીતનો નવલિકાનો આ પેલો સંગ્રહ છે. મૌલિક ગુજરાતી નવલિકા સાહિત્યનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરી શકાય અને આપણા નવલિકા સાહિત્યનું પ્રતિનિધિત્વ લે એવો સંગ્રહ તૈયાર કરવાનો આ એક પ્રયાસ છે. અને એટલા માટેજ એમાં ભિન્ન ભિન્ન વિષય ચર્ચતી કલાન્વિત તેમજ શિષ્ટ નમુનેદાર કૃતિઓની વરણી કરવામાં આવી છે. અને કૃતિઓની વરણી વિકાસ ક્રમ, ભિન્ન ભિન્ન પ્રકાર, લાક્ષણિક

છે. નકામી છાપાશાઈ વાર્તાઓ વાંચી આપણા સાહિત્યો માટે આમ વર્ગમાં જે ખોટો ખ્યાલ ભરાયો છે, તે દૂર કરવાનો આ સંગ્રહ યત્ન કરશે એમ સંયોજકને આશા છે.

સંગ્રહની ગોઠવણી એના મુખ્ય ઉદ્દેશને અનુસરીને જ કરવામાં આવી છે. વિકાસ સમજવા માટે કાલક્રમ પ્રમાણે કૃતિઓ ગોઠવવી જોઈએ: અને એ કાર્ય લેખકોની જન્મ તારીખ પ્રમાણે ક્રમ રાખી સાધી શકાય. World's classics Series ના અંગ્રેજી સંગ્રહો જોઈશું તો એમાં એજ પદ્ધતિ સ્વીકારેલી છે. પરંતુ આ ક્રમ લાંબા ગાળાને લગતો અને કંઈક ચાલુ સમયની પહેલાંનો હોય તો ઠીક પડે છે. પ્રસ્તુત નવલિકાસંગ્રહ તો મોટે ભાગે જીવંત લેખકોની કૃતિઓનો બનેલો હોવાથી એ પદ્ધતિ સ્વીકારવી યોગ્ય ધારી નથી; કારણ વાર્તાઓ લખવાની શરૂઆત કેટલાક લેખકોએ જીવનમાં પહેલી આરંભી હોય અને કેટલાકે મોડી પણ આરંભી હોય. પુસ્તક પ્રકાશનની તારીખ ઉપર આધાર રાખીને પણ ક્રમ ગોઠવ્યો નથી, કારણ કેટલાંયે વર્ષો પહેલાં લખાયલી કૃતિઓની પુસ્તકાકારમાં પ્રસિધ્ધી હજુ પણ થઈ નથી.

વિકાસ સાથે નવલિકાના ભિન્ન ભિન્ન પ્રકારોનો પણ ખ્યાલ આપવાનો સંગ્રહનો ઉદ્દેશ હોવાથી, એય સાધી શકાય એવી ગોઠવણી રાખવામાં આવી છે. ૧૯૧૨ થી ૧૯૨૭ સુધીમાં પ્રસિદ્ધ થયેલી વાતોને અગ્રલેખમાં વિવેચન કર્યા પ્રમાણે બે ભાગમાં વહેંચી નાખવામાં આવી છે: પહેલો ભાગ ૧૯૧૩ થી ૧૯૨૦ અને '૨૧ થી '૨૭ સુધીનો બીજો ' ની કૃતિઓને ગોઠવી ક્રમ અને વિ  સામાજીક પ્રશ્ન ચર્ચતા લેખકોને પહેલા ગોઠવ્યા છે: હાસ્યરસના લેખકો ત્યાર પછી આવે છે. અને એકજ લેખકની વાતોને છુટી પાડવી ન પડે તે માટે ' ગોવાલણી ' કે જેનું સ્થાન ' નારદની ' કૃતિ સાથે આવે તેને પહેલી ગોઠવવી પડી છે.

છે. નકામી છાપાશાઈ વાર્તાઓ વાંચી આપણા સાહિત્યો માટે આમ વર્ગમાં જે ખોટો ખ્યાલ ભરાયો છે, તે દૂર કરવાનો આ સંગ્રહ યત્ન કરશે એમ સંયોજકને આશા છે.

સંગ્રહની ગોઠવણી એના મુખ્ય ઉદ્દેશને અનુસરીને જ કરવામાં આવી છે. વિકાસ સમજવા માટે કાલક્રમ પ્રમાણે કૃતિઓ ગોઠવવી જોઈએ: અને એ કાર્ય લેખકોની જન્મ તારીખ પ્રમાણે ક્રમ રાખી સાધી શકાય. World's classics Series ના અંગ્રેજી સંગ્રહો જોઈશું તો એમાં એજ પદ્ધતિ સ્વીકારેલી છે. પરંતુ આ ક્રમ લાંબા ગાળાને લગતો અને કંઈક ચાલુ સમયની પહેલાંનો હોય તો ઠીક પડે છે. પ્રસ્તુત નવલિકાસંગ્રહ તો મોટે ભાગે જીવંત લેખકોની કૃતિઓનો બનેલો હોવાથી એ પદ્ધતિ સ્વીકારવી યોગ્ય ધારી નથી; કારણ વાર્તાઓ લખવાની શરૂઆત કેટલાક લેખકોએ જીવનમાં પહેલી આરંભી હોય અને કેટલાકે મોડી પણ આરંભી હોય. પુસ્તક પ્રકાશનની તારીખ ઉપર આધાર રાખીને પણ ક્રમ ગોઠવ્યો નથી, કારણ કેટલાંયે વર્ષો પહેલાં લખાયલી કૃતિઓની પુસ્તકાકારમાં પ્રસિધ્ધી હજુ પણ થઈ નથી.

વિકાસ સાથે નવલિકાના ભિન્ન ભિન્ન પ્રકારોનો પણ ખ્યાલ આપવાનો સંગ્રહનો ઉદ્દેશ હોવાથી, એય સાધી શકાય એવી ગોઠવણી રાખવામાં આવી છે. ૧૯૧૨ થી ૧૯૨૭ સુધીમાં પ્રસિદ્ધ થયેલી વાર્તાને અગ્રલેખમાં વિવેચન કર્યા પ્રમાણે બે ભાગમાં વહેંચી નાખવામાં આવી છે: પહેલો ભાગ ૧૯૧૩ થી ૧૯[illegible] અને '૨૧ થી '૨૭ સુધીનો બીજો [illegible] ની કૃતિઓને ગોઠવી ક્રમ અને વિ[illegible] [illegible]સામાજિક પ્રશ્ન ચર્ચતા લેખકોને પહેલા ગોઠવ્યા છે: હાસ્યરસના લેખકો ત્યાર પછી આવે છે. અને એકજ લેખકની વાર્તાને છુટી પાડવી ન પડે તે માટે ' ગોવાલણી ' કે જેનું સ્થાન ' નારદની ' કૃતિ સાથે આવે તેને પહેલી ગોઠવવી પડી છે.

નિવેદન.

'૨૧ ની લગભગની સંક્રાન્તિકાલની નવલિકાઓને વચમાં સ્થાન અપાયું છે અને ત્યાર પછી અસહકારયુગની વાતો આવે છે. પંદર વર્ષમાં પ્રસિદ્ધ થયેલી વાતોને જોતાં, અસહકાર પહેલાં, અને અસહકાર પછી એમ એના વિષયો મુખ્યત્વે વિભાગી શકાય. નવલિકાઓની ગોઠવણીમાં આ ઉપર ક્રમ સાચવવા ધ્યાન આપવામાં આવ્યું છે. ૧૯૨૧ પછી જે વાતો આવી તેને અસહકાર સાથે સીધો કે પરોક્ષ સંબંધ છે અને ત્યાર પહેલાંની વાતો જુદા જુદા પ્રકારની જણાશે. આવા વિચાર અને વિષય પરિવર્તન ધ્યાનમાં રાખી પાલગ્રેવે 'ગોલ્ડન ટ્રેઝરી' ને ચાર ભાગમાં વહેંચી નાખી, ઊર્મિના ને વિષયના સામ્ય પ્રમાણે કાવ્યની ગોઠવણી કરી, અને એમાં વિકાસલક્ષી દૃષ્ટિ પણ રાખી. એજ પ્રકારની યોજના પ્રસ્તુત સંગ્રહમાં સ્વીકારી છે.

સંગ્રહના ઉદ્દેશને અનુસરી અગ્રલેખમાં નવલિકાની ઉત્પત્તિ, એનો વિકાસ અને એના ભિન્ન પ્રકાર આદિની ચર્ચા કરી છે, અને વાર્તાની આગળ આપેલા લેખક પરિચયોમાં દરેક લેખકનું નવલિકાકાર તરીકે શું વિશિષ્ટત્વ છે તે દર્શાવ્યું છે. મોટા ભાગના લેખકો જીવત હોવાથી એમના જીવન વિષે નોંધ આપી નથી, અને સાહિત્યકાર તરીકે પણ એમનો પરિચય મુખ્યત્વે નવલિકા સંબંધેજ છે.

અભિલાષિત દૃષ્ટિના અભ્યાસીને વિશેષ મદદ રૂપે અંતે નવલિકાના સ્વતંત્ર પુસ્તકોનો ટાંચ આપ્યો છે, અને પુસ્તક પ્રકાશનની સાલ પણ નોંધી છે જેથી એ રીતનો ક્રમ પણ અવલોકી શકાય.

અને જેના સહકાર વિના આ સંગ્રહ અસ્તિત્વમાં જ ન આવત તે લેખકોનો, એમની કૃતિઓને પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપ્યા માટે મારે આભાર માનવો જ જોઈએ. આ આભાર માનતી વખતે સદ્‌ગત

# નવલિકાવિકાસ

વાર્તા જેવી કોઇ કલા નૈસર્ગિક નથી. સૃજનકાળથી મનુષ્ય પોતાના સાથીઓમા રસ લેતો આવ્યો છે. વાચાના સંચાર સાથે એ રસ, લાગણી અને એ અનુભવો વાતચીત અને વાર્તામાં વ્યક્ત થાય છે, અને લોકગીત અને લોકવાર્તા ઉત્પન્ન થાય છે માનવજાતિનું એ જૂનામાં જૂનુ અને નૈસર્ગિક સાહિત્ય છે આરંભના એ અનુભવોમાં બુદ્ધિનું પ્રાબલ્ય નહિ હોવાને લીધે વાર્તામા તર્ક અને વિચાર તે બદલે લાગણી, આશ્ચર્ય અને સાહસના અનુભવો જોવામા આવે પરિણામે વાતો પણ મોટે ભાગે લાગણીવાળી Romantic ને અમાનુષી વિષય પરત્વેજ હોય. અરસપરસના એ અનુભવો વાર્તામાં વર્ણવી એ લોકો રચતા આ વાર્તાઓ કલાવિનાની હોય· સાદી હોય. પણ એ ભાવપૂર્ણ તો ખરીજ.

દુનિયાના સાહિત્યો ફરી વળીએ તો દરેક દેશમા વાર્તા આ સ્વરૂપે ઉત્પન્ન થએલી આપણને જણાશે. ઇજીપ્ત કે અરેબીઆ, હિન્દ કે ચીન, ઇંગ્લેન્ડ કે ફ્રાન્સ,–ગમે તે દેશમાં વાર્તાનું કોઇક ને કોઇક સ્વરૂપ અસ્તિત્વમાં છેજ. અને મોટે ભાગે અમાનુષીજ અદ્ધર હવાના વિષયો એમાં પ્રાધાન્ય લે છે. અરેબીયન નાઇટ્સ લો કે ગુણાઢ્યની બૃહત્કથા લો, એમા અદ્ભૂત અને અમાનુષી તત્ત્વ જેટલું બીજા કશાને સ્થાન નથી. પછી તો ઉપદેશ રૂપે

# નવલિકાવિકાસ

વાર્તા જેવી કોઇ કલા નૈસર્ગિક નથી. સૃજનકાળથી મનુષ્ય પોતાના સાથીઓમા રસ લેતો આવ્યો છે વાચાના સંચાર સાથે એ રસ, લાગણી અને એ અનુભવો વાતચીત અને વાર્તામાં વ્યક્ત થાય છે, અને લોકગીત અને લોકવાર્તા ઉત્પન્ન થાય છે માનવજાતિનુ એ જૂનામાં જૂનુ અને નૈસર્ગિક સાહિત્ય છે. આરંભના એ અનુભવોમા બુદ્ધિનું પ્રાબલ્ય નહિ હોવાને લીધે વાર્તામા તર્ક અને વિચાર ને બદલે લાગણી, આશ્ચર્ય અને સાહસના અનુભવો જોવામા આવે. પરિણામે વાતો પણ મોટે ભાગે લાગણીવાળી Romantic ને અમાનુષી વિષય પરત્વેજ હોય. અરસપરસના એ અનુભવો વાર્તામાં વર્ણવી એ લોકો રાચતા. આ વાર્તાઓ કલાવિનાની હોય: સાદી હોય: પણ એ ભાવપૂર્ણ તો ખરીજ.

દુનિયાના સાહિત્યો ફરી વળીએ તો દરેક દેશમાં વાર્તા આ સ્વરૂપે ઉત્પન્ન થએલી આપણને જણાશે ઇજીપ્ત કે અરેબીઆ, હિન્દ કે ચીન, ઇંગ્લેન્ડ કે ફ્રાન્સ,–ગમે તે દેશમાં વાર્તાનું કોઇક ને કોઇક સ્વરૂપ અસ્તિત્વમાં છેજ. અને મોટે ભાગે અમાનુષીજ અદ્દર હવાના વિષયો એમાં પ્રાધાન્ય લે છે. અરેબીયન નાઇટસ લો કે ગુનાઢ્યની બૃહત્કથા લો, એમા અદ્‌ભૂત અને અમાનુષી તત્ત્વ જેટલું બીજા કશાને સ્થાન નથી. પછી તો ઉપદેશ રૂપે

પદ્યમાં કે ગદ્યમાં વાતનો ઉપયોગ કરવામાં આવે, અને પંચતંત્રની Fable આપણી નજરે ચઢે. આપણે ત્યાં લોકવાર્તાની ઉત્પત્તિ ઠેઠ વેદ અને ઉપનિષદ કાલથી ગણી શકાય: અને પછી વાર્તા સ્વરૂપનાં કથાસરિત-સાગર આપણને ઉદાહરણો આપે.

ગુજરાતી સાહિત્ય પર દૃષ્ટિપાત નાખીએ તો આપણું વાર્તા સાહિત્ય શામળની પદ્યની વાર્તાઓથી આગળ વધી શકે નહિ. એ પદ્યની નાની વાતો તપાસતાં આપણને એમાં આરંભની કલાની જેમ Romantic અને અમાનુષી (Supernatural) તત્વો વધારે જણાય છે. કેશવપ્રસાદ દેસાઇએ સિંહાસન બત્રીશીની વાતો ગદ્યમાં ઉતારી છે તે જોતાં આપણને અદ્‌ભૂત વાર્તાના સાદા નમુના ઠીક મળે છે.

પુનર્જીવન (Renaissance) પછી ૧૯ મી સદીમાં વાર્તાનો કલારૂપે ઉપયોગ તો જરાય જોવામાં આવતો નથી. ગુજરાત-કાઠીયાવાડની પ્રચલિત લોકવાર્તાઓને એ સદીને અંતે માત્ર સંગ્રહ કરાતી જોવામાં આવે છે. આ સંગ્રહોમાં મુખ્યત્વે વાત ઉપરજ ધ્યાન આપવામાં આવે છે અને કલાસ્વરૂપનું તો નામ નિશાન પણ ન મળે.

એટલે જેને આપણે ગદ્યમાં લખાયલી કલાયુક્ત નવલિકા કહીએ છીએ તે તો માત્ર વીસમી સદીનુંજ પરિણામ છે. ઉપર લખ્યા ઉપરથી તો એમ લાગશે કે વાર્તાનું સાહિત્ય આપણે ત્યાં પરાપૂર્વથી ચાલ્યું આવે છે. પછી વીસમી સદીનું એને પરિણામ કેમ કહેવાય ? પરંતુ જે જૂના જમાનાનું વાર્તા સાહિત્ય છે તે નીહાળીશું અને વર્તમાન નવલિકાને જોઇશું તો તેમાં રહેલો ભેદ સમજવો મુશ્કેલ નથી. આરંભનું વાર્તાસાહિત્ય નૈસર્ગિક છે, પણ એમાં કલાના લક્ષણો નજરે ચઢતાં નથી.

નવલિકાનાં કલાતત્વો આપણે ઉછીનાં લીધાં છે. અર્વાચીન સાહિત્યનાં વિવિધ અંગો પર જેમ અંગ્રેજી તેમજ પાશ્ચાત્ય સાહિત્યની અસર

-છે તેમ નવલિકા સાહિત્ય પર પણ પુરે પુરે અગે છે. અને તેથી જ આધુનિક યુગમા નવલિકાનો પ્રચાર થાય છે

અંગ્રેજી સાહિત્યની અસર પછી તુરત જ ઓગણીસમી સદીના બીજા ભાગમાં એનો વિકાસ કેમ ન થયો એ વિચારવા યોગ્ય પ્રશ્ન છે. પુનર્જીવનના આરંભે આપણા લેખકોએ અગ્રેજી સાહિત્યમાથી જે જે પ્રધાન સાહિત્યના અગો હતા અને જે જે મુખ્ય વિચાર સરણી હતી તેનો જ ઉપયોગ કર્યો. એ સમયે ઇગ્લાડમા નવલિકાનો આરભનો જ વખત હતો એટલે આપણા લેખકોને એ તરફ આકર્ષાવાનુ એક પણ કારણ ન હતુ અને એટલા બધા ઊંડા ઉતરવા માટે એમના અનુભવો પણ ટુકા હતા

નર્મદયુગમા સુધારાનો વા મખત વાતો હતો એટલે એ વખતનાં પુસ્તકો મોટે ભાગે એનેજ લગતા જોવામા આવે છે લેખકો નિબધો લખી પોતાના મતબ્યો લોકોના મનમા ઠસાવવા પ્રયત્ન કરવા લાગ્યા. નર્મદે ગદ્ય સાહિત્યની શરૂઆત કરી અને નિબધો લખ્યા. દલપતરામે પોતાની વ્યવહારૂ ભાષમા એજ કામ કર્યું અખતરાઓ વિવિધ દિશાઓમાં કરતા જોવામા આવે છે એટલે જો આ યુગમા નવલિકાનો આરભ થયો હોત તો સુધારામા એ કથાઓજ જાત સમજાવવા માટે સાધન કરવાની અને ઉઘાડા પાદરીવેડા કરવાની બહુ જ જરૂર છે, અને એ નવલિકાના દુશ્મનો છે આ કારણોને લીધે આ યુગના લેખકો નવલિકાની ઉત્પત્તિ કરી શકતા નથી

પછી આવ્યો ગોવર્ધનયુગ. ઉછાળા પછી પાણી શમ્યા હતા લાગણી, તોફાન ને વેગને બદલે વિચાર, સ્થિરતા ને શાંતિ આવી હતી લેખકોએ દરેક બાબતનો વિચાર કરી જીવન આરભ્યુ હતુ એમને વિચાર કરવાનો વખત મળતો હતો. એમના રડ્યા ખડ્યા માસિકો પણ એ ગાભીર્ય માટે જ ઉપયોગમા લેવામાં આવતા.

એક સુધારકે એ ગાંભીર્યનો રસ્તો છોડ્યો. સનાતનીઓનો ઉપહાસ કરવા એણે છુટા વસ્તુવાળી હાસ્યરસથી ભરેલી 'ભદ્રંભદ્ર' ની વાત લખી; અને સાહિત્ય અને સંસારના વિવેચનો કરતે કરતે એણે બીજી દિશા ખોલી. ૧૮૯૬ ના જ્ઞાનસુધાનાં હાસ્યરસે એને નવો ફાંટો દેખાડ્યો. લાંબી ભદ્રંભદ્ર જેવી વાત પછી એમણે નવોજ ચીલો પકડ્યો. "ભોમીયાની ભૂલ થાય" એ હાસ્યરસ માટેજ લખાયલો sketch છે. પરંતુ એને તપાસતાં સાદુ વસ્તુ એમાં દૃષ્ટિગોચર થાય છે, અને વાર્તા જેવીજ લખાવટ છે. આમ આનંદ આપતી 'ભૂલથાય' થી આપણા સાહિત્યમાં અગ્રથિત વસ્તુવાળી હાસ્યરસની નવલિકા શરુ થાય છે. Mark Twain પરથી એની રચના લીધેલી હોવા છતાં પણ નવલિકાનો પહેલો નમુનો સર રમણભાઈએ આપ્યો છે. ત્યાર પહેલાં આવી રીતની સ્વતંત્ર રીતે લખાયલી વાત ગુજરાતી સાહિત્યમાં જોવામાં આવતી નથી.

'જ્ઞાનસુધા' ત્યાર પછી કેટલાંય વર્ષ ચાલ્યું અને રમણભાઈએ એવાં શબ્દચિત્રો ( Sketch ) તથા કોઈક 'તારાનું અભિજ્ઞાન' જેવી નવલિકા લખવા પ્રયાસ કર્યા પણ વિકાસક્રમના આરંભનું કાર્ય દર્શાવ્યું એટલે એમનું નામ માત્ર આ ચીલો પાડનાર તરીકે લેવાનું આપણે રહે. અન્ય લેખકોએ પણ 'જ્ઞાનસુધા' દ્વારા 'વિદ્વન્મુકુટ' ( ૧૯૦૦ ) જેવા એ જમાનામાં પ્રયાસો કર્યા.

પણ આરંભ થયા પછી હાસ્યરસની શક્તિ નહિ હોય અથવા તો બીજા વસ્તુ નહિ જડતાં હોય એટલે નવલિકા કેટલાય વખત સુધી સ્થિર રહે છે. સ્વતંત્ર કૃતિઓને આવતાં લગભગ બારતેર વર્ષ જેટલો ગાળો પડે છે. પરંતુ નવલિકા એ અરસામાં સાચો અનુભવ મેળવી લે છે. એજ અરસામાં નારાયણ હેમચંદ્રે આરંભેલાં બંગાળી ભાષાન્તરો પછી બંગાળી નવલ અને નવલિકા પણ આપણા સાહિત્યમાં દેખા દે છે. અને આરંભનો સમય બંગાળી, હિંદી અને અંગ્રેજી નવલિકાના અનુવાદોથીજ ભરેલો આપણને

માલુમ પડશે. 'જ્ઞાનસુધા' 'જ્યોતિ' કે 'સુન્દરી સુબોધ'માં મોટે ભાગે ભાષાન્તરોજ આવતાં. 'વસન્ત'નું વાર્તા તરફ ખાસ લક્ષ નહોતું.

૧૯મી સદીમાં નવલિકાનું નામ પણ નહોતું. 'જ્ઞાનસુધા'થી એનો આરંભ થયો. એમાં સૂચન મળ્યા પછી 'સુન્દરી સુબોધ' (૧૯૦૩) એની ખરી શરુઆત કરે છે અને વિકાસ દર્શાવે છે. 'સુ. સુ' ઉત્પન્ન થયું ત્યારથી એમાં નવલિકા પર ખાસ ભાર: 'અનુકૃતિકા' અને 'વાર્તા લહરી' એનાં ખાસ આકર્ષણ. પરિણામે અનુવાદો ઉપરાંત ક્રમેક્રમે એમાં મૌલિક વાર્તાઓ પણ ઉદ્ભવી

પરંતુ આ વીસમી સદીના પહેલા દાયકામાં જે વાત જોવા જાઓ તે બંગાળી કે હિંદીનું ભાષાન્તરજ હોય: કોઇક અંગ્રેજી પરથી પણ ખરી. આવી પ્રથા પ્રચલિત હોવાને કારણે કેટલાક એમ માને છે કે આપણું નવલિકા સાહિત્ય બંગાળી નવલિકા સાહિત્યમાંથી ઉત્પન્ન થયું છે બેશક, આરંભમાં લેખકો નારાયણ હેમચન્દ્રથી માંડીને બીજા બંગાળીના અનુવાદો કરતા. અંગ્રેજી નવલિકા બંગાળમાં આપણા પહેલાં પહોંચેલી અને ત્યાર પછી આપણે તેનો ઉપયોગ કર્યો. પરંતુ નિરીક્ષણ કરતાં જણાશે કે આરંભના અરસામાં જે બંગાળી નવલિકાઓના ભાષાન્તરો થયા છે તે મૂળ કૃતિઓને ખરે સ્વરૂપે આપણી આગળ મૂકતા નથી. એથી જે સ્વતંત્ર કૃતિઓ પાછળથી ઉત્પન્ન થઇ તેના પર એની અસર નામ માત્ર પણ નથી નારાયણ હેમચન્દ્રે ટુંકી વાર્તાના પુસ્તકો લગભગ ૧૯૦૧ થી શરૂ કર્યાં અને ૧૯૦૬માં 'જ્યોતિ'માં પણ એમનાં ભાષાન્તરો જોવામાં આવ્યાં, એટલે આપણી નવલિકાની પ્રવૃત્તિ આ ભાષાન્તરો સાથે સાથેજ ચાલી રહી છે

નવલિકાનું પહેલું પગથીયું ૧૮૯૬થી ૧૯૧૨ સુધીનું છે 'જ્ઞાનસુધા'માં આપણે ઉપર જોયું કે સર રમણભાઇએ વાર્તાનો આરંભ કર્યો તે અંગ્રેજીના અસર નીચે અને નારાયણ હેમચન્દ્ર, શિવપ્રસાદ પંડિત,

ગણપત રામ ત્રવાડી, ડાહ્યાભાઇ પટેલ તથા રામમોહનરાય વગેરે લેખકોએ પણ એ તરફ કલમ ફેરવી. બોધ આપતી અને સમાજનું ચિત્ર દર્શાવતી વાર્તાઓ લખવા માંડી હતી. પહેલાં સુધારાવાળાઓ નિબંધો લખી ધમાલ કરતા. આ જમાનામાં પર સાહિત્યમાંથી વસ્તુ લઇ નવલિકાનો ઉપયોગ એને માટે કરવામાં આવે છે. સાથે સાથે હાસ્યરસનાં શબ્દચિત્રો પણ ચાલ્યાં આવે છે.

આ આરંભના યુગમાં 'સુન્દરી સુબોધ' સ્ત્રીઓનું મહત્વ દર્શાવવા અને એમનામાં કેળવણી આણવા ઉભું થયું. એટલે 'અનુભવિકાઓ' સંસારની બીજી બાજુનો ચિતાર આપતીઃ 'વાર્તાલહરી' સારી બાજુનો ખ્યાલ આપવા પ્રયત્ન કરતી. ભાષાન્તરો અને અનુકરણો મુખ્યત્વે કરી સંસારનો ચિતાર આપવાના આમ પ્રયત્નો કરતાં. પરિણામે ૧૯૦૯માં આપણો પહેલો નવલિકા સંગ્રહ 'વાર્તાલહરી' બહાર પડે છે. ધ્યાન ખેંચે એવી વાત એ છે કે આ સંગ્રહ સ્ત્રીઓએ તૈયાર કર્યો છે, અને તે પણ 'સુન્દરી સુબોધ'માંથી. 'નવીન વાર્તાઓનો પ્રથમ સંગ્રહ છે' તથા વાર્તાઓ 'આજકાલના સમયનું ચિત્ર દર્શાવનારી છે' એમ સંગ્રહકો લખે છે. એમાંસાંસારિક વાતો છેઃ 'રસિકલાલની પાઘડી' જેવી કોઇક હાસ્યરસની પણ છે. પરંતુ એ બધી કૃતિઓ અપૂર્વ છે કે કેમ એ જણાયું નથી. વિષય પરથી એમાંની કેટલીક ટોલ્સટોય સપોંઝા અને બંગાળીને આધારે લખાયેલી લાગે છે. વાર્તાના ક્ષેત્રમાં સ્ત્રી લેખિકાઓએ પણ હાથ અજમાવેલા આ સંગ્રહમાં દેખાદે છેઃ સીધી સાદી વાત કોઇને કહે એમ એમણે વાત લખી નાખી છે. આમ બહાર પડતો આપણો પહેલો સંગ્રહ આશાજનક નીવડે છે, પરંતુ આશ્ચર્યની વાત એ છે એમાંથી બહુ જ થોડા લેખકો ભવિષ્યમાં ઝળકે છે.

૧૯૦૯ પછી ૧૯૧૨ ની સાલ સુધીમાં બહાર પડતા સંગ્રહોમાંથી આપણને ભાષાન્તરોનો ખ્યાલ બરાબર આવે તેમ છે. 'સસ્તુ સાહિત્યે'

બહાર પાડેલા 'નવલકથા સંગ્રહ' 'ટુંકીવાર્તા ભાગ ૧' 'કથા ગુચ્છ' વગેરે હિંદી બંગાલીનાં ભાષાન્તરો છે અને રસીલી વાર્તાઓ ભાગ ૧. (૧૯૧૪) અંગ્રેજી ઉપરથી શ્રીયુત રામમોહનરાય તરફથી આપણને મળે છે.

આરંભના લેખકો તેમજ આ ચોપડીઓ જોતા '૧૨ સુધીના નવલિકાના સ્વરૂપનુ ચિત્ર આપણી આગળ ખડુ થાય છે.' એ વચનના માસિકો 'જ્ઞાન સુધા' 'સુન્દરી સુબોધ' 'જ્યોતિ' ને 'ગુજરાતી પંચ'ના દીવાળી અંકો વગેરે પ્રધાન પણે ભાષાન્તરોજ આપતા અને 'ગુજરાતી પંચ'નો ૧૯૧૧ નો કોરોનેશન અંક એનો પુરાવો આપે છે. એના એક પણ વાત સ્વતંત્ર નથી. લખનાર છે તેમાના ઘણાખરા બંગાળી કે અંગ્રેજીના ભાષાન્તરો કરે છે. સાથે સાથે અગ્રથિત (loose) વસ્તુવાળી હાસ્યરસની વાત પણ ચાલી આવતી દેખાય છે પરંતુ એનુ જોર વધારે નથી

'સુન્દરી સુબોધ' અને 'સસ્તુ સાહિત્ય' તરફથી જે જે ભાષાન્તરાયલી વાતો બહાર પડી છે તે ઉદ્દેશ પ્રધાન છે. અને આ પાદરીવેડાનુ લક્ષણ એટલી હદે 'સસ્તુસા'એ પહોચાડયુ છે કે ભાષાન્તર કરેલી વાતોમા બોધ આપવા છેવટના વાક્યોમા સંપાદકે ફેરફાર કર્યા છેઃ અને વાતનું ખરૂ મહત્વ બગાડયુ છે 'સામાજિક ટુંકી વાતો'ના ત્રીજા ભાગમા મંત્રી લખે છે, "વાર્તાના પરિણામરૂપ ફળીભૂત થતો બોધ, કે જે પરોક્ષ વા અપરોક્ષરૂપે પ્રત્યેક વાર્તાને છેડે લગાયલો હોય છે, તેને વધુ ઉપયોગી અને સ્પષ્ટ બનાવવાના હેતુથી ઘણી ખરી વાતોમા તે ભાગ નવેસરથી લખ્યો છે." મંત્રીમહાશયના આ કાર્યથી પર સાહિત્યની કૃતિઓનાં ખરા સ્વરૂપ આપણને સમજવા મુશ્કેલ નીવડે છે, અને એ વાર્તાઓ નોખીજ રહે છે, અને આપણી નવલિકાપર એની અસર થતી નથી 'સુન્દરી સુબોધ'મા બોધનુ સ્વરૂપ આટલું ઉગ્રુ નથી એટલે વાર્તાનો ચાનો એ તરફ ઢળ્યો છે

પરંતુ 'સુ સુ'ની બીજી વાતોમા વહાલાવહાલીનો વિષય ગરૂ થઇ

અને જો હાસ્યરસને છૂટો મુકે તો loose વસ્તુવાળી પ્રસંગો પરજ આધાર રાખતી વાતો પણ વિકાસવા માંડી છે. કલાકૃતિઓ હાસ્યરસને પ્રાધાન્ય ન આપે તો કાંઇક romantic વાતાવરણ ખડું કરે છે અને એમ ત્રીજો ચીલો આપણને દર્શાવે છે પણ એના દાખલા તો જૂજ જ છે.

આમ ૧૯૧૨ થી ૧૯૨૧ સુધીની વાતો જોઇશું તો સામાજિક પ્રશ્ન વાળી, હાસ્યરસની અને કંઇક ગૂંથેલા વસ્તુવાળી અને romatic વાતો જ જણાશે. એ શિવાયના એક પણ વિષય મૌલિક કૃતિઓમાં નથી. સુંદરી સુબોધ, જ્ઞાનસુધા, વાર્તાવારિધી અને સાહિત્યમાં જે વાર્તાઓ આવતી તેજ પ્રકારની મુખ્યત્વે વિકસિત રૂપે વાર્તાઓ વીસમીસદીએ આપવા માંડી. પરિણામે જે વાતાવરણનો આરંભ ૧૯૧૨ માં થયો હતો તેનો પૂર્ણ વિકાસ ૧૯૧૬ પછી થાય છે, એ કોઇક કોઇક નવાં દ્વાર પણ ખોલાય છે. છતાંય મનોરંજનાર્થે 'સદી' નીકળ્યું હોવાથી 'સુન્દરી બોધ'ની માફક સમાજીક પ્રશ્નો એ ઓછા ચર્ચતું. 'જ્ઞાનસુધા' 'સાહિત્ય' ને 'વાતર્વારિધી'માં હાસ્યના ટુચકારૂપ વાતો આવતી તેમાં માત્ર 'સદી' વિકાસ કરે છે, અને અંતે વસ્તુવાળી રંજનાથ 'ગોવાલણી' જેવી નવલિકાનો ચીલો પાડે છે. એ અને એની બીજી romentic વાતોનો આરંભ 'સદી'થી થાય છે.

વહાલાવહાલીની વાયલ વાતોને સંગ્રહમાં સ્થાન આપેલું ન હોવાથી એ વિષે કહેવાનું રહેતું નથી. પરંતુ વિકાસના બીજા પગથીઆની વાતો વિષે જોવાનું રહે છે. 'નવા યુગની વાતો'મા જે નવી વાતોનાં સુચન મળે છે તે પ્રશ્ન ચર્ચા મુખ્યત્વે આરંભના ચાર લેખકોમાં છે. મૌલિક કૃતિઓ લેખકોએ લખવા માંડી ત્યારથી સામાજીક પ્રશ્નોનાં ઉપયોગ લગભગ સુધારકોની માફક એમણે કરવા માંડયો છે અને પ્રશ્ન ચર્ચાજ વાર્તાનુ મધ્યબિંદુ બને છે.

નવલિકાના આરંભના લેખકોમાં ઉંચુ સ્થાન સ્વ. મલયાનિલ લે છે.

કારણ કે એમણે સ્વકૃતિઓ રચી વાર્તા સાહિત્યની કલાનાં મંડાણ કર્યાં હતાં. એમની પહેલાં અન્ય લેખકોએ 'સુન્દરી સુબોધ'માં આપણે જોયું તેથી અખતરાઓ આરંભેલા, પરંતુ એ પ્રયોગોમાં નવીન તત્વ નહિ હોવાને લીધે એમનો પ્રભાવ પડતો નહોતો, અને મોટે ભાગે નવલિકા સાહિત્ય પરજીવી હતું. અને થોડું કોક જે સ્વતંત્ર ઉદ્દાવતું હતું તે ઢંગઢડા વિનાનું હતું. એટલે એ અરસામાં કલાકૃતિઓનો આરંભ કરનાર pioneer સ્વ. મલયાનિલ હતા; અને એમણે 'સુન્દરી સુંબોધ' વગેરે માસિકોમાં વાર્તાઓ લખવા માંડી. જમાના પ્રમાણે આ વાર્તાઓમાં એ પ્રશ્નચર્ચા કરતા. પરંતુ એક સાદુ વસ્તુ આડા અવળા પ્રસંગો વિના ચોક્કસ પરિણામ રજુ કરતું: અને એમાં પ્રશ્ન ચર્ચાતો.

એમણે આમ કલાકૃતિઓનો આરંભ કર્યો ત્યારે રા. રામમોહનરાય 'રસીલી વાર્તાઓ' ભાગ. ૧ ( ૧૯૧૪ ) અંગ્રેજી પરથી ભાષાન્તરો કરતા અને એમના અન્ય સહચારીઓ પણ એજ પ્રકારનું કામ કરતા. પરંતુ ત્યાર પછી એમણે પણ આપણા સમાજને લગતી કંઈક અધકચરી કલાવાળી વાતો લખવા માંડી, જોકે આ વાતોમાં કાંઈક કાંઈક અંગ્રેજીની અસર તો રહેતીજ. એમણે લખેલી સામાજીક પ્રશ્નોવાળી ને ઉદ્દેશાત્મક વાતો 'રસીલી વાર્તાઓ.' ભા. ૨ માં આપણને જણાય છે. અને 'કાયદાનો ન્યાય' દર્શાવે છે કે સમાજના પ્રશ્નો ઉપર એમનું સારું ધ્યાન હતું. પરંતુ એ પ્રશ્ન રજુ કરતાં વાર્તાનો આરંભ કેટલો સુંદર અને કલામય હોવો જોઈએ તે તરફ ધ્યાન અપાયું નથી. 'એક સામાજીક પ્રશ્ન' માં જેમ મલયાનિલ પ્રશ્ન ઉભો કરે છે તેમ 'કાયદાનો ન્યાય' માં રા. રામમોહનરાય એથી પણ ઉડો પ્રશ્ન રજુ કરે છે. પરંતુ રા. દેસાઈ કરતાં અગાઉ કહ્યું છે તેમ મલયાનિલ કળાદૃષ્ટિએ વધી જાય છે. કારણ એ છે કે રા. દેસાઈની વાર્તાઓનું એ જૂનું સ્વરૂપ એનું એજ રહ્યું જ્યારે મલયાનિલે વાર્તાનાં દરેક ક્ષેત્ર ખેડ્યાં અને પ્રશ્ન-

ચર્ચા વિનાની એકલી કળાકૃતિઓ પણ આપી. અને જેમાં પ્રશ્ન ચર્ચા તે વાતોમાં પણ વાર્તાનું રૂપ ઘડવા માંડયું.

એજ રીતે સંસારના પ્રચલિત રીવાજોથી પ્રેરાઇ, એનાં કરુણ દૃશ્યો જોઇ જેવાં જોયાં એવાં ચિત્રો રા. કેશવપ્રસાદ દેસાઇ 'મારી વીસ વાતો' (૧૯૧૯) માં રજુ કરે છે. હિંદુ સંસારનાં દુઃખો દેખાડવા એમણે પ્રયત્નો કર્યાં છે. અને સુધારકની પત્રિકાઓનું સ્વરૂપ પણ કેટલીક વાર્તાઓ લે છે. સંસ્કારી પુત્રિ અવિવાહિત રહી શકે, વિધવાવિવાહ કરી શકાય વગેરે પ્રશ્નો અધકચરી કળાવાળી વાતોમાં રજુ કરવામાં આવ્યા છે. ત્યારે રા. રણજીતરામ પોતાના ઉંચા આદર્શો દેખાડવા વાર્તાઓ લખે છે.[1] એમાં 'આમદ અને રૂપાંદે'માં દર્શાવ્યું છે તેમ હિંદુમુસલમાનનું સંસ્કારને પરિણામે લગ્ન પણ કરાવે છે. કારણ ધર્મ કરતાં દેશભાવના એમને મન વધારે છે. સ્નેહલગ્નમાં શ્રદ્ધા હોવી જોઇએ એ બનાવવા પણ એમની વાત છે આમ પ્રશ્નચર્ચા હોવાથી વાર્તાઓમાં વસ્તુસંકલાન પર ધ્યાન રાખવામાં આવતું નથી અને પાત્રાલેખન જેવી વસ્તુ જોવામાં આવતી નથી. સમાજનું વાતાવરણ ચિતરી એ દ્વારા પ્રશ્નચર્ચા આ લેખકે મુખ્યત્વે કરી છે.

અમે ઉપર કહ્યું છે કે આવી ઉદ્દેશાત્મક અને પ્રશ્નચર્ચાવાળી વાતો સ્વતંત્ર રીતે ૧૯૧૨ પછી લખાવા માંડી, અને સાથે સાથે હાસ્યરસના sketches પણ કંઇક વાર્તાનું સ્વરૂપ લઇ એમાં વિવિધતા આણતા જણાતા હતા. ૧૮૯૬ થી સર રમણભાઇએ હાસ્યરસના sketches શરૂ કર્યાં ને તરફ ૧૯૧૨ ની લગભગમાંથીજ બીજા લેખકોએ પ્રયાસો આદર્યા. અને જ્યારે એમણે પ્રયાસો આદર્યા ત્યારે નવલિકા સાહિત્યમાં માત્ર sketchesનું સુચન આપી ૧૯૧૫ માં

૧ રણજીતકૃતિ સંગ્રહ ૧૯૨૦.

'હાસ્યમંદીર' બહાર પાડી પોતાનું કામ પણ એમણે લગભગ સમાપ્ત કર્યું. રા. ઓલીઆ જોષી, રા. ધનસુખલાલ મહેતા, રા. મલયાનિલ અને રા. નારદે ૧૯૧૨ અને એ અરસામાંજ હાસ્યરસના sketches કંઇક શક્તિઓ દર્શાવતા લખવા માંડયા, અને એમાં એમનો હાથ 'સદી'ના આરંભ પછી જામ્યો.

નવલિકાવિકાસમાં આ લેખકોને સ્થાન આપવાનું કારણ નવલિકાનાં લક્ષણો એમની વાર્તાઓમાં સર્વ રીતે છે એમ માનીને નહિ પણ આપણા આરંભના વાર્તા સાહિત્યને આ નવો ચીલો પાડી એમણે કેટલું પ્રોત્સાહન આપ્યું અને વિકાસ કર્યો તે દર્શાવવાજ. નહિ તો સર રમણભાઇ કે ઓલીયા જોષી કે મસ્ત ફકીર ( ૧૯૧૬ પછી 'સદી'માંથી ), એમના હાસ્યરસની વાતો એ કલાના દૃષ્ટિએ વાતો નથી પણ મુખ્યત્વે sketches કહી શકાય. 'ચિઠ્ઠી'માં માત્ર છૂટક છૂટક પ્રસંગોને એકજ સ્થળે ભેગા કરવામાં આવ્યા છે, મસ્તફકીરની વાતમાં કલ્પિત દેશની કટાક્ષભરી રીતે પીછાન છે. એમાં વસ્તુ નથી, પાત્ર નથી ને ક્રિયા પણ નહિ જેવી છે. કારણ એ કે દરેકનો ઉદ્દેશ હાસ્ય છે અને તેથી એમાં છુટા છુટા પ્રસંગો આવે તોય ચાલે. મલયાનિલના પ્રયાસો આ દિશામાં 'વાર્તાવારિધી' માસિકમાં થએલા, અને નમુના બહુજ ઓછા હોવાથી, અને એમનું પ્રધાન ક્ષેત્ર નહિ હોવાથી એ પ્રભાવ પાડતા નથી.

પરંતુ 'સાહિત્ય'ના ઉદય પછી રા. નારદે હાસ્યરસની આરંભે અધકચરી વાતો લખી ઉચિત કલાયુક્ત મલયાનિલની જેમ વાતો હાસ્યરસ સાથે લખી. તેથી આરંભમાં કલા લાવવાનું એક ક્ષેત્રમાં જેટલું માન રા. મલયાનિલને છે તેટલુંજ બીજી દિશામાં રા. નારદને છે. બન્નેએ વિવિધ ક્ષેત્રમાં નવલિકાને કલાયુક્ત બનાવી, અને ઉચિત વસ્તુ પણ આડકતરા પ્રસંગો વિનાનું એને આપ્યું. આરંભે પરોપજીવી રા. ધનસુખલાલ પણ

કેટલીક વાતોમાં હાસ્યનો ઉદ્દેશ રાખી કલા જાળવી શકે છે [1] અને તેથી બીજા હાસ્યરસના લેખકો કરતાં એમની વાર્તાઓમાં કલાતત્ત્વ જણાય છે. અને 'બીજવર'માં તો એ કંઇક ગાંભીર્ય તરફ પણ વળે છે.

નવલિકાના મુખ્ય પ્રવાહો જ્યારે આમ વહ્યા જતા હતા ત્યારે વાયલ પ્રેમની વાતો પણ માસિકોનાં પાનાં ભરતી. અને હજુ પણ ક્યાં એવી વાયલ વહાલાવહાલીની વાતો ઓછી આવે છે ? એવી ટાહ્યલાંથી ભરેલી વાતોએજ મુખ્યત્વે આપણા નવલિકા સાહિત્યને ઉંચું આવવા દીધું નથી.

૧૯૨૧ ની લગભગમાં જેજે વાર્તાગ્રંથો પ્રસિદ્ધ થયા છે તે તપાસતાં ઉપલાંજ પરિણામો આપણને જણાશે. અને જૂદા જૂદા લેખકોના વાર્તા સંગ્રહો 'કથામંજરી' ભાગ ૧–૨ (૧૯૧૮–૨૧) અને 'હાસ્યકથા મંજરી' (ભાગ ૧) તથા એજ અરસાની કૃતિઓ રજુ કરતી 'હાસ્ય લહરી,(૧૯૨૪) આપણે ઉપર જોએલી બીનાઓને સંગીનતા આપે છેઃ અને આપણને જણાય છે કે મલયાનિલ અને રા. નારદ જેવા એક બે લેખકો સિવાય નવલિકા હજુ અધકચરી કલાવાળી પણ બની નથી.

એક કાર્ય જ્યારે આરંભાય છે ત્યારે એને સાધનો ગમે ત્યાંથી મળી આવે છે, અને પૂર્ણતા તરફ એ પગલાં માંડે છે. આરંભના વખતમાં કદી કદી સંકટો પણ એને વેઠવાં પડે. એ પ્રમાણે નવલિકામાં ઉંચી કક્ષાએ જવાનાં લક્ષણો પણ દેખાદે છે. જ્યારે ઉપર જણાવી એવી વાર્તાઓ લખાતી ત્યારે મલયાનિલ અને નારદમાં આપણે આશા ચિન્હો જોયાં. એથીય વધુ વિકાસ ફાલતું વખતમાં લખેલી રા. મુનશીની નવલિકાઓમાં છે, 'મારી કમલા અને બીજી વાતો' નો સંગ્રહ ૧૯૨૧ માં પ્રસિદ્ધ થયો. પરંતુ જે જમાનામાં એ લખાઇ તેનાં એમાં લક્ષણ હોવા છતાં પણ આગળ પડતાં ગાંભીર્ય, ઊંડું વાર્તામાં ઓતપ્રોત હાસ્ય ને વસ્તુ

૧. 'હું, સરલા અને મિત્રમંડળ'. ૧૯૨૦

ગુંફનવાળી વાર્તાઓ આપણને એમાંથી જડશે. 'શકુન્તલા ને દુર્વાસા' ગંભીરતાથી પ્રશ્ન ચર્ચા કરે છે, અને 'ખાનગી કારભારી'માં કટાક્ષનાં દર્શન થાય છે. બીજી વાર્તાઓમાં પ્રોફેસરનાં શુષ્ક જીવન વિષે કે શહેરી-જીવનના ઉપરછલ્લા પ્રસંગો વિષે કે હાસ્યની અગ્રથિત વિષયવાળી વાતો જણાશે. પરંતુ વિકાસનાં ચિહ્ન સ્પષ્ટ છે; અને રા. મુનશી જૂના કાલની ૧૯૨૧ પહેલાની વાતો તેમજ પછી આવતી વાતોની સાંકળ જોડે છે.

માસિકોના ફેલાવા સાથે નવલિકાનો પણ ફેલાવો થાય છે એ અંગ્રેજી સાહિત્યમાં આપણે જોઇએ છીએ. આપણી નવલિકાને ઉત્પન્ન કરનાર, મદદ કરનાર અને એને પોષણ આપનાર માસિક સાહિત્ય છે. વીસમી સદીમાં આપણે ત્યાં નવલિકાનો આરંભ થયો, કારણ માસિક સાહિત્યે અહિં પ્રગતિ કરવા માંડી છે. ૧૯ મી સદીમાં માત્ર નામનાંજ માસિકો જોવામાં આવતાં, અને જે હતાં તે સુધારાના ઉપયોગમાં લેવામાં આવતાં. એટલે વીસમી સદીનાં મનોરંજક માસિકોએ નવલિકા સાહિત્ય ખીલવ્યું. 'વીસમી સદી'ના આત્મભોગી સાહસ પછી એની રક્ષામાંથી ઉંચી કક્ષાનાં અનેક માસિકો ઉભાં થયાં. 'ચેતન' 'ગુજરાત' 'નવચેતન' 'શારદા' 'ગુણસુંદરી' અને પછી 'યુગધર્મ', 'સુવર્ણમાલા' ને 'પ્રસ્થાન'—આ માસિકોએ નવ-લિકા સાહિત્યની સેવા બજાવવામાં વત્તેઓછે અંશે જરા પણ ખામી દર્શાવી નથી. છેલ્લાં ત્રણ માસિકે કરતાં પેહેલાં પાંચે તો નવલિકા સાહિત્યમાં નવોજ યુગ શરૂ કરી દીધો છે.

૧૯૨૧ પછી જ્યારે નવાં માસિકોએ જન્મ લીધા ત્યારે અસહકારનો આરંભ થઇ ગયો હતો. આપણા વિચારોમાં ફેરફાર થયા હતા. નવા વિચારો, સ્વતંત્રતા, જીવનનું ખરૂં રહસ્ય ને ગ્રામ્ય જીવનનો પ્રેમ એ દરેકે આપણામાં વાસો કીધો હતો. આવા વિષયોની સામગ્રી તૈયાર થઇ હતી. પણ એનો ઉપયોગ ધીમેધીમે થવાનો હતો. એટલે ૧૯૨૧ પછી પણ પ્રસિદ્ધ થતી કેટલીક કૃતિઓમાં ગાંધીયુગના વિષયોનું જોર ઓછું જોવામાં આવે છે, અને એ સંક્રાંત ઉપર સ્થાન લે છે.

(૨)

આવીરીતની સંક્રાંતિનાં લક્ષણો 'વાતોનું વન' જોતાં નજરે ચઢે છે. આમાંની નવલિકાઓએ લાંબો પંથ કાપ્યો છે અને વાર્તાનાં લક્ષણો તરફ પુરતું ધ્યાન આપેલું જોવામાં આવે છે. વસ્તુ સંકલના અંતવસ્તુભાર, એકજ વસ્તુને સચોટ ક્રિયા દ્વારા દર્શાવવી અને વાર્તાને સોંસરી સીધી પહોંચાડવી એ દરેક રા. ઉમરવાડીઆ સાધી શકયા છે. કલાકૃતિઓ તરીકે એસને ઉંચુ સ્થાન પ્રાપ્ત થાય છે. પરંતુ એ વાર્તાઓમાં જોવામાં આવતા વિષયો મોટેભાગે શહેરી જીવનના પ્રોફેસરો કે ગ્રેજ્યુએટોના જ. કેટલીક વાર્તાઓ સુચિત પણ છે.

રા. ઉમરવાડીઆનું વિકાસ ક્રમમાં મહત્ત્વ અન્ય રીતે છે. અસહકારયુગનાં વિષયોનો ઉપયોગ એમણે ન કર્યો પણ કલાકૃતિએ પ્રેરાઇ જીવનના કોઇક કોઇક ગહન વિષયો એમણે હાથ ધર્યા અને કલાયુક્ત નવલિકા આપણને આપી. મોગલ જમાનો એમણે શોધ્યો. એ વસ્તુનું વાતાવરણ ઉભુ કરવા અને એમાં નવીનતા આણવા નવી દૃષ્ટિના વિચારો પણ નવલિકાઓમાં એમણે રજુ કર્યા. નવલિકાને ઉંચા પાયા ઉપર લઇ જનારમાંના એક રા. ઉમરવાડીઆ છે. રા. મુનશીની નવલિકાઓ પછી આવી એમનાથી ઉંચે ચઢી એમણે સ્થાન લીધું છે.

આ ઉંચી રંજનાર્થ વાર્તાઓની જેમ રા. બળવંતરાય ઠાકોરનું 'દર્શનીયુ' પણ એમના કહેવા પ્રમાણે 'ઘડાઈ છે કેવલ રંજનાર્થ' પરંતુ વાર્તાઓ જોતાં એમાં મુખ્યત્વે ભાષાંતરો છે, અને બીજી વાર્તાઓમાં આરંભના જેવા ઉપદેશ આપવાની રીત પણ જણાઇ આવે છે. એટલે નવલિકાના વિકાસમાં માત્ર 'સુકલ' જેવી કોઇક વાર્તાજ આપણું ધ્યાન ખેંચે. બાકી તો એમની નવલિકાઓથી આપણી વાર્તાઓમાં કોઇ પણ જાતનું નવીન તત્ત્વ આવ્યું હોય એમ લાગતું નથી.

સંક્રાંતિ પરના આ લેખકોને છોડીએ એટલે આપણે નવાજ ક્ષેત્રમાં પ્રવેશ કરીએ છીએ. આ નવા ક્ષેત્રનાં લક્ષણોનું નિરીક્ષણ કરતાં આપણને

આનંદ થાય એટલી પ્રગતિ જણાશે. ગાંધીયુગની ભાવના અને એનાથી ઉત્પન્ન થયલા વિષયોનો ઉપયોગ નવલિકાકારોએ કરવા માંડ્યો છે. પરંતુ આ ગાંધીયુગના વિષયોથી ઉત્તમ નવલિકાઓ સર્જ઼ે છે એમ માનવાનું નથી. વિષય સાથે એટલીજ કલાનો ઉપયોગ નવલિકાકારોએ કરવા માંડ્યો છે, અને પરિણામે આપણા વાર્તા સાહિત્યમાં સત્વ છે એમ આપણને લાગતું થયું છે.

અત્યાર સુધી આપણા સાહિત્યમાં સાહસથી ભરપૂર શૌર્ય દર્શાવતી romantic વાતો સમૂળગી નહોતી: એવા અદ્ભુત પ્રેમના કીસ્સાઓ પણ કલાયુક્ત વાર્તાઓમાં નહોતા. એ વાતોના અંગની ખોટ રા. મેઘાણીએ પુરી પાડી છે. ૧૯૨૩ થી રસધારમાં લોકવાર્તાઓ આવી. '૨૭ સુધીમાં એમણે અદ્ભુત લોકવાર્તાઓથી આપણું વાર્તા સાહિત્ય ભર્યું છે. કલાદૃષ્ટિએ કાંઇ એમાંની દરેક વાર્તા ઉત્તમ છે એમ અમારૂં કહેવાનું નથી, પરંતુ ત્રીજા અને ચોથા ને પાંચમા ભાગમાં રા. મેઘાણીએ પોતાની વાર્તા લખવાની કલાથી નવલિકાના લક્ષણો પણ આ અદ્ભુત વાર્તાઓમાં આણ્યાં છે, અને ઉંચે પદે મૂકી છે. રા. રાયચુરાએ 'લોકવાર્તા' (૧૯૨૬) માં એજ રીતે પ્રયાસ આદર્યો છે પરંતુ જે અદ્ભુત વાતાવરણ જામવું જોઇએ તે એમની વાર્તાઓમાં જામતું નથી. અને અર્વાચીન અસર આવી જાય છે. 'વીરની વાતો' ૧૯૨૫–૨૬ ભાગ ૧–૨ ને તો નવલિકાનું નામ આપી શકાય તેમ નથી કારણ એમાં નવલકથાનાં તત્ત્વો વધારે છે.

રા. મેઘાણી આમ અદ્ભુત લોકવાર્તા અસહકારની અસર નીચે જ્યારે આપતા ત્યારે જીવનના ગહન પ્રશ્નો પણ કલાયુક્ત રીતે કરુણ વાર્તાઓમાં આપતા હતા. ૧૯૨૧ પહેલાં મોટે ભાગે સુખપરિણામક જે વાર્તાઓ લખાતી તેનાં અવશેષ ધોવાઇ જવાની તૈયારીમાં છે. જીવનનું રહસ્ય માણસ જ્યારે તપાસવા માંડે ત્યારે ને સત્ય તરફ નજર નાખે

ત્યારે કરૂણ એની દૃષ્ટિએ પડશે. પહેલાંના આપણા વાર્તાકારો દુનિયાનું ઉંડું અવલોકન કરવાને બદલે ઉપરથીજ નીહાળી આનંદ આપવા પ્રયત્ન કરતા. પરંતુ ગાંધીયુગના જમાનામાં આત્માની પરીક્ષા સૌએ કરવા માંડી છે, અને સત્યની શોધ પોતાની શક્તિ અનુસાર કરી જીવનની ગહનતા ને ગાંભીર્ય જણાવવાનો પ્રયત્ન આદર્યો છે. પરિણામે એકલી કલાકૃતિ લઇએ અને બુદ્ધિયુગનું એ પરિણામ શિક્ષીત સમાજના વિષયમાં દર્શાવતી હોય છતાં પણ એ હૃદયના મર્મ ભેદશે અને ચીરકાલીન અસર કરશે. સૌ. લીલાવતીની નવલિકાઓ ( ૧૯૨૫ ) આનું ઉત્તમ ઉદાહરણ પુરૂં પાડે છે. એમની વાર્તાઓએ કાંઇ ગાંધી યુગની ગ્રામ્ય જીવનના ચિતાર પરત્વે અસર બતાવતી નથી. એમની નવલિકાઓમાં આપણે મેઘાણીની જેમ શૌર્યના અદ્દ્ભુત વિષયો જોતા નથી. પરંતુ જે ગાંભીર્ય ગાંધીયુગની વાર્તાઓમાં છે તેજ એમની વાર્તાઓમાં છે. જે જીવનના ઉંડાણનું અવલોકન ને એમાંથી પરિણમતું કરૂણ પરિણામ બીજે છે તે એમાં છે. પ્રચલિત બુદ્ધિયુગનાં લક્ષણ પણ એમાં દેખા દે છે. ભાવભરી–લાગણીભરી કરૂણ એમની વાર્તાઓ કલાકૃતિ તરીકે આપણા સાહિત્યમાં ઉંચું સ્થાન લે છે, અને નવલિકાના નવા પડતા ચીલામાં પ્રસ્થાન કરે છે. રા. ધૂમકેતુ જેમ ગરીબ હૃદયનાં આબાદ આલેખન કરે છે તેમ સૌ. લીલાવતી શિક્ષીત સમાજની સ્ત્રીઓનાં હૃદય રજુ કરે છે. બન્ને આમ પોત પોતાના ક્ષેત્રમાં પ્રાધાન્ય લે છે. આ નવલિકાઓ વાંચતાં આપણે નવાજ વાતાવરણમાં વિહારતા હોઇએ એમ લાગે છેઃ અને તે વાતાવરણ લાગણીથી ભર્યું છે,

સૌ. લીલાવતીનું લાગણીભર્યું વાતાવરણ છોડીએ કે તરત હૃદયનાં મર્મ દર્શાવનાર લાગણીના પુર વહેવડાવનાર રા. ધૂમકેતુ નજરે ચઢે છે. એમની વાર્તામાં દરેકે દરેક લક્ષણ પૂર્ણતા પામતું હોય એમ લાગે છે. કારણ ગાંધીયુગની સંપૂર્ણ અસર એમની વાર્તાઓમાં છે. ગાંભીર્ય,

જીવનનાં રહસ્ય, હૃદયનાં કરુણમંથન, નગરજનનું અદ્‌ભુત વાતાવરણ કે ગાભુ ભીખારીનું ત્રણ દરવાજા આગળનું ચિત્ર—એ દરેક પર એમનો કાબૂ છે. વિષયની વિવિધતા સાથે નવલિકાના ભિન્નભિન્ન રંગ પણ એમ જ પૂરે પાડે છે. પરંતુ જે લાગણી સૌ. લીલાવતીની નવલિકામાં જોવામાં આવે છે તેજ લાગણી ધૂમકેતુનાં પાત્રોમાં પણ છે: અને મોટે ભાગે એમની વાર્તાઓ કરુણપર્યવસાયી. આ પરિણામ આવવાનું કારણ જીવન રહસ્ય એમણે તપાસવા માંડ્યું છે, એ ગણી શકાય. ગરીબ ગણાય એટલે એને હૃદય ન હોય એ માનવું ભૂલ ભરેલું છે એ આપણને દર્શાવે છે અને 'અલીડોસો' 'ભીખુ' જેવાં પાત્રો naturalism શાખાના લેખકોની શરૂ-આત કરી એ આપણને આપે છે. 'તણખા'માં (૧૯૨૬) naturalism ની વાર્તાઓ છે. એ જેટલી નવી ભાત પાડે છે તેટલીજ એમની romantic અમૂર્ત વિષયો ને વાતાવરણો રજુ કરતી નવલિકાઓ પાડે છે. અને દરેકમાં લાગણીનું તત્ત્વ તો ભરેલું જ હોય છે, જે કેટલીક વખત એકતાનતા લાવે છે.

પરંતુ એક યુગમાં આવતી વાર્તાનાં લક્ષણ સમાન મોટે ભાગે ન હોય એમ આપણે જોઈએ છીએ તે આને પણ લાગુ પડે છે. આપણે જોયું કે મોટે ભાગે આ યુગની વાતો ગહન રહસ્યો રજુ કરે છે, એમનામાં ગાંભીર્ય છે, ને લાગણી પ્રધાન પણ કેટલીક વાર્તાઓ છે. મૃત્યુને રમત ગણવામાં આવે છે તે રા. મેઘાણી અને ધૂમકેતુ બન્નેમાં છે. 'સૂત્રધાર'નાં પાનાં ઉથલાવો તો મૃત્યુ એ તો એક સાધારણ વસ્તુ હોય એમ દરેક પાત્ર કાંતો હાથે મૃત્યુના મોમાં પડે છે કે પોતે જાતે જ એ કરે છે. એટલે, પ્રતિજ્ઞા પાળવા કે સદ્‌ગુણના પ્રતિપાલન ખાતર જ આ કામ કરવામાં આવે છે, પરંતુ આવા વિચારોનો અતિરેક થયેલો જ કેટલાકને લાગે. એજ પ્રમાણે ધૂમકેતુનાં પાત્રો પણ લાગણીની ઉત્કટ ભાવનાને લીધે મૃત્યુ પામે છે. આ બે લક્ષણોમાં અને સૌ. લીલાવતીની વાર્તાઓમાં

એમને મોટે ભાગે લાગણીના પ્રધાન્યનું સમાન લક્ષણ જણાય છે.

રા. ધૂમકેતુ તો ઉપર જણાવ્યા એ વિષયોના આલેખન અને નવલિકાના કલાવિકાસને લીધે આપણા નવલિકા સાહિત્યમાં સિંહાસને બીરાજે છે. કારણ એમના જેવી કલાયુક્ત નવલિકાઓ આપણા સાહિત્યમાં જૂજ જ છે. અને એમણે જે naturalism ની વાર્તાનો જમાનો શરૂ કર્યો છે તે પણ ગાંધીજીને આભારી છે, અને રા. દ્વિરેફ જેવા લેખકો 'પ્રસ્થાન' માં એજ પદ્ધતિને લાગણીને ઓછી કરીને અનુસરે છે. એમની 'મુકુંદરાય' જોઇએ તો એમાં naturalism નાં તત્વો છે, અને સચોટતાથી લેખકે કરૂણ પરિણામ આણ્યું છે. લાગણીના અતિરેકથી ડોસાને મૃત્યુને સ્વાધીન કરવાને બદલે આઘાત આપી અદ્ભુત અસર લેખકે કરી છે. આમ રા. દ્વિરેફ પણ વત્તેઓછે અંશે ધૂમકેતુનાં પગલાં અનુસરતા આવે છે. તાદૃશતા અને મનુષ્ય સ્વભાવનું આલેખન એમની વાતોનાં બીજાં લક્ષણો છે.

ઉપર જોયાં એમાનાં કેટલાંક લક્ષણો આ જમાનાના બીજા વાર્તાકારોમાં પણ જોવામાં આવે છે. રા. યાજ્ઞિકની વાર્તાઓના વિષય કેટલેક અંશે ગંભીર છે; 'કુસુમના કૌમાર ભાવ' ને 'મધુરીનું બલિદાન'માં એ ગંભીર વાતાવરણ ફેલાવી શકે છેઃ અને નવા વિચારો પ્રમાણે પોતાનું મનોરાજ્ય પણ બીજી વાર્તાઓમાં આપે છે. પરંતુ એમ કરવા જતાં મોટે ભાગે સૌ. લીલાવતીની શાળામાં જતા આપણે એમને જોઇએ છીએ. સૌ. લીલાવતી શિક્ષીત સમાજનું હૃદય જેમ રજુ કરે છે તેમ રા. યાજ્ઞિક પણ એમની વાર્તાઓમાં શિક્ષીત સમાજની સ્ત્રીઓનું વાતાવરણ આબેહુબ ચીતરે છે. અને કુસુમ અને મધુરીનાં હૃદયો આપણી સમક્ષ અસરકારક રીતે તેઓ ધરે છે, આમ સૌ. લીલાવતીની શાળાને મળતા થયા હોવા છતાં પણ ગ્રામ્ય જીવન પ્રત્યેનો એમનો પ્રેમ અને એવી એમની ભાવનાઓ એમનામાં કૈંક કૈંક naturalism નાં તત્વો દર્શાવે છે.

# ગોવાલણી

તે ઘણી જ જુવાન હતી. કેટલાકને ચૌદમે વર્ષે અધર પર ગુલાબ ફરકે છે. કોઇક તો સત્તર અઢાર વર્ષે આંખમાં ચમક ચમકાવે છે. એને તો પંદરમે વર્ષે કંઠમાં કોયલ ટહુકતી હતી. નિર્દોષિતાએ હવે રજા લેવા માંડી હતી. બાલભાવ હવે યૌવનને માર્ગ કરી આપતો હતો. ઉઘડતી કળી હવે તસતસતી હતી.

નહોતી કેળવાયલી તોય ચાતુર્ય હતું. નહોતી શહેરની તોય સૌજન્ય હતું. નહોતી ઉચ્ચ વર્ણની તોય ગોરી હતી.

માથા ઉપર પિત્તળની ચળકતી તામડી મુકી ભાગોળેથી ગામમાં પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી. 'દૂધ લેવું સે દૂ–ધો' નો ટહુકો શેરીએ શેરીએ સંભળાય અને દાતણ કરતું સૌ કોઇ એના સામું જુવે. પુરૂષોને શુભ શુકન થતા. સ્ત્રીઓને ઇર્ષ્યા આવતી.

એ ગુજરાતી ગોવાલણી હતી. સવારના પહોરમાં તળાવમાં નહાવા પોતાને ગામડેથી નીકળતી. તાજાં દોહેલાં દૂધ શહેરીઓની સેવામાં રજુ કરતી. સઉ કોઇને એનું દૂધ લેવાનું મન થાય. 'દૂધ લેવું સે દૂધ' સાંભળતાં શેરીની સ્ત્રી ઝટ પથારીમાંથી ઉભી થતી.

એ હંમેશાં રાતો સાલ્લો પીળી કોરવાળો-કાળા પાલવવાળો પહેરતી. એના હાથમાં રૂપાના કરડા હતા. એના પગમાં કલ્લાં અને હાથ ઉપર રૂપાની ચીપોવાળાં બલ્લીયાં નાખેલાં. માથા ઉપર નીચો અડધો ઘુમટો તાણેલો તેથી એની સેંથી કેવી છે તે કોઇને ખબર પડતી નહિ. એ વાળ ઓળતી હશે, સેંથીમાં કંકુ પુરતી હશે એ કલ્પના જ એની ખુબસુરતીમાં ઉમેરો કરતી.

હું એને આવવાને વખતે જ દાતણ કરવા બેસતો. સામેથી આવે ત્યારે સ્ફુર્ત થઇ હું એકીટશે એના સામું જોઉં. શરમાતી નહોતી પણ તરત નજર નીચી ઢાળતી અને પગલાં બે પગલાં ચાલી 'દૂધ લેવું સે દૂધ'-રણકારતી.

મારી પત્નીને હું રોજ કહું કે આ ભરવાડણ પાસેથી તું દૂધ કેમ લેતી નથી? 'બૂન દૂધ લેવું સે?' કહી કહી એનું મોં દુઃખી જાય અને તને તેની જરાય દરકાર નથી.

કોણ જાણે શાથી મને ભરવાડણને જોઇ કંઇક અનુરાગ ઉત્પન્ન થયો હતો. આવી ખુબસુરત છતાં ગોવાળણી કેમ જન્મી? ઇશ્વર પણ જોયા વગરજ રૂપની વહેંચણી કરે છે.

તે દિવસેજ મને એમ થયું કે હું ભરવાડ થયો હોત તો ઠીક થાત. મને વાંસળી વગાડતાં આવડતું હોત તો સારું. ડચકારતો ડચકારતો હું ગામને સીમાડે ગીત લલકારતો હત તો મને ઘણું ગમત.

વારંવાર એનું સૌંદર્ય જોયાથી મારું મન બહલાતું. એની ગંભીર પણ તીક્ષ્ણ આંખ તરફ મારું દિલ રોજ દોડતું. એની પાછળ હું શેરીએ શેરીએ ભટક્યું. એ ક્યાં જાય છે એ જોઉં એમ હૃદય ગોઠવણો કરવા લાગ્યું.

આઠ વાગ્યનો જ્યાં ડંકો થયો ત્યાં એક દિવસ હું ઉઠયો. ગામને દરવાજે જઇ ઉભો રહ્યો. દૂધ વેચીને ઘેર જવા હમણાં જ એ આવશે. આવશે ત્યારે એની પાછળ પાછળ જઇશ. એને પૂછીશ કે તું કોણ છે? તારી આંખોમાં શું છે? તારી ગોવાળણીના જાતમાં આવી પરીઓ છે.

આમ પ્રશ્નો ગોઠવતો હું ઉભો રહ્યો. એટલામાં હાથમાં પૈસા ગણતી એ આવી. દરવાજા બહાર નીકળી. સીધી ડોકે પણ નીચી નજરે એ ચાલવા લાગી. હું પણ પાછળ પાછળ જવા લાગ્યો.

ગાડાંના ચીલા પડેલા હતા એ બે ચીલાની વચમાં એ જતી હતી. પગમાં ધુળ ઉડવાથી કલ્લાં ઝાંખા પડયાં. સામો સૂર્ય હોવાથી આંખ ઝીણી કરી હું એના રૂપથી એના તારૂણ્યથી અંજાઇ પાછળ કયાં જાય તે જોવા બને તો વાતચીત કરવા જવા લાગ્યો. એના ચારિત્ર્યને દુષિત કરવાની મારી કામના નહોતી. પરંતુ એના પ્રસંગમાં આવવા—એને મારી પાસે વાત કરાવવા જીવ આતુર થઇ ગયેલો.

એને કંઇક વહેમ પડેલો. થોડે છેટે જાય ને પાછળ જુવે. હું અટકી જાઉં. વળી ચાલવા માંડું.

અડધો એક માઇલ ચાલ્યાં હોઇશું ત્યાં એ અટકી ગઇ. વડના ઝાડની ઘટા હતી અને તેની તળે વટેમાર્ગુને જવા વાસ્તે છાપરી બાંધેલી. ઉપર કોયલ ટહુકે, નીચે વાછડાં અને ગાયભેંસ આમથી તેમ દોડે. દેખાવ રમણીય—ગોવાળણી રમણીય જોઇએ તેવી ખુબસુરતી ખુબસુરતીમાં ભળી.

છાપરીની બહાર એણે તામડી ઉતારી અને રસ્તાની એક બાજુએ એ ગોવાળણો બેસે છે, તેમ બેઠી. ઉભા પગ રાખીને—તામડી આગળ મુકી.

મારી સ્થિતિ કફોડી થઇ. હું ચાલ્યો જાઉં કે ઉભો રહું કે એની સાથે વાત કરવાનું ચાલુ કરૂં. દિલ તો ધડકવા લાગ્યું. હિંમત ધરી મર્દ બન્યો

"તે તું કોની સાથે પરણેલી છે"

'અજ્યાં, સંદનભાઇ શું પુસોસો' કહી શરમાઇ હોય તેમ હસી.

'નાના તોયે'

'એ અમ જેવા રબારી હાથે. કોક. બાયણેનો ન લવાય'

'હું તો મારૂં ભાનજ ભુલી ગયેલો. શું પૂછાય અને શું ન પૂછાય એની શુદ્ધિજ નહિ. એટલે મેં તો નીચે મુજબ આગળ સવાલ જવાબ કરવા માંડયા.

'તું પ્રેમ શું એ સમજે છે."

"શું ?"

"તું વહાલ શું એ જાણે છે. તને તારો વર કોઇ દહાડો બોલાવે છે ત્યારે શું થાય છે ?"

"સંદનભાઇ, ચોંક ગાંડા થઇ જાશો. આ શું બોલોસો તમે ?"

"તું કહેનો ખરી. સાચું કહું તો હું તારીજ પાછળ અહિં સુધી આવ્યો છું. શેરીમાં વાત કેમ થાય એની બીક લાગતી હતી તેથી ગામની ભાગોળે ઉભો રહ્યો હતો."

"હા—ચ, હાય, મ્હારી હુંલ્લી ભુલી, સંદનભાઇ, ચોંય આટલી મારી તામડી જોતા ના બેહો ? બેહશો —હું તો ગાયોને વાસ્તે કુશકીની હુંલ્લી ભૂલી. આ સાપરીમાં નીરાંતે ઘડીભર ના બેહો. આ હેંડી આવુસું. વાત હોય ઇ મને બેલાશક કેજો"

ઉપકાર ચઢવાનો આથી બીજો કયો લાગ. હું તો તામડી અંદર મુકાવી લાંબા પગ ઘાલી બેઠો.

'વાહરે ગોરી ? ત્હારી ગામડાની ભાષામાં મધુરતા. બસ આજ દસબાર કંઇક નવાજ સવાલો પૂછી નાખું. કોણ જાણે શુંયે કરી નાખ્યું છે એણે. એને ઝીણી સાડી પ્હેરાવી હોત, માથે ગુલછડીની વેણી બંધાવી હોય—શહેરની પેઠે એને બોલતાં આવડતું હોત અને આમ ચાલે છે તેમ

હતો પણ આ ગોરી ગોવાળણીએ તાકાત હરી લીધી. મારો ગુંચવાડો એ સમજી ગઇ હતી. હું એની જ પાછળ આવતો હતો એ પકકું જાણતી હતી. મારી શેરીમાં દૂધ આપવા આવતી હોવાથી એ બરાબર મને ઓળખતી હતી.

વિચાર કરી મેં એજ રસ્તે ચાલવા માંડયું. એને વટાવીને બે પગલાં આગળ ગયો ત્યાં "સંદનભાઇ, આમ ક્યાં જાઓ સો ?" ઠીક થયું. મારે બોલવાનો લાગ મળ્યો. હું ઉભો રહ્યો. અને કાળજું કઠણ કરી "તારૂં ગામ કયાં આવ્યું ? એ મારે જોવું છે.'

"તે ઇમાં શું જોવું સે. લ્યો દૂધ પીશો. મારા હમ" કહી એણે અડધો શેરેક દૂધ આપના પ્યાલામાં કાઢયું.

"લ્યો. મારાં બુન મ્હારૂં દૂધ લેતાં નહિ પણ આજ આ બાખડી ભેંસનું જુવો એવું સેતો."

'નારે બાઇ. તારૂં એમ તો દૂધ તે પીવાય. પૈસા લે તો પીઉં'

'અરે પૈસા પૈસા શું કરોસો ? ઇમ પૈસા લેવાય. ઉભા રહો એણીગમ ને ચાખો તો ખરા.'

બસ એની કાંઇ મરજી વિરૂદ્ધ તો નથીજ. મને તો લાગ્યું કે કદાચ ધુરકશે અને ગાળબાળ દેશે કે "મેર કે રોયા પાસળ ચ્યમ આવેસે."

પણ આતો ઉલટુંજ હતું. સાકર નહોતી, ગરમ કરેલું નહિ તો પણ એની બાખડી ભેસનું દૂધ હું પી ગયો. પૈસા એના ત્રણગણા આપવા લાગ્યો પણ એણે ન લીધા. 'વેચવા જઇએ ત્યારે પઇએ પઇનો હીસાબ લઇએ પણ તમ જેવા અમારે ત્યાં આવો ત્યારે સોને રૂપિઆનું ખરચ થાય. ઇ અમને ન હાલે"

વાચાળ છે એટલે ઠીક પડશે. એની ગંભીરતા કયાં એ ચાલી જશે. મેં કહ્યું 'દૂધવાળી, તું શી ન્યાત ?"

"ચ્યમ વળી અમે ઢોરાં ચારનારા રબારી લોક"

(૩)

મદમાતી ચાલી જાય–અને કદાચ હું જ એનો–હોત તો ઓહો તો મારી કેટલા જણ ઇર્ષ્યા કરત.'

ખુબસુરતીની દેવી ગોવાલણી ચાલી ગઇ. મારા મગજને ભુરકી નાખી ગઇ. ચકડોળે ચઢાવી ગઇ.

એની તામડી ઉપર શું નામ લખ્યું છે એ જોવા લાગ્યો. માત્ર 'દલી' દેખાય. કદાચ દલી હશે. સ્રીનું નામ કેમ હશે ? મહીયરથી સાસરે જાતી વખત તામડી એને આપવામાં આવી હશે. એના નામમાં ભાષામાં ઘણુંએ કર્કશ હતું. પણ તેનો ચ્હેરો ? તેની ગ્રામ્ય નિર્દોષતા, તેનો 'દૂધ લેવું સે દૂધનો રણકાર ! આમ ત્રિસામામાં બેઠો બેઠો હું વિચાર કર્યે જતો હતો. પાછળ એક બારી, ઉપર સાંઠાનું છાપરૂં એ તરફ વારાફરતી જોયા કરતો હતો એટલામાં એ આવી.

' બેઠા સો ?' પૂછ્યું.

'હા ત્હારૂં કામ કરવાને હું બેસું નહિ ? ટોપલી લાવી ?'

' ના—રે ભઇ ! ચાર પાંચ ઘેર પૂશી આવી પણ ક્યાંય પતો નહિ. કુણ જાણે કુનંઇ ઘેર મેલી આવી હઇશ ' આટલું બોલી એ પાછી ત્યાં બેઠી.

' દલી ! '

દલી કહેતાની સાથે એતો નવાઇ પામી. 'મારૂં નામ ક્યાંથી જાણ્યું.'

' જો આ તારી તામડી પર લખ્યું છે તે. આ તામડી તારે પીયરથી મળી 'તી ખરૂં ને. તારા લગ્ન વખતે.'

હુંતો એનામાં તત્પર થઇ ગએલો એટલે એની દરેક ચીજોમાંથી અનુમાન કરવાં શરૂ કરેલાં, એના ગળામાં શોક પગલું હતું. એ ઉપરથી ધાર્યું કે એ બીજી વારની છે. શરીર ઉપર રેશમી કાંચળી પહેરી હતી, નાકમાં કાંટો અને કાને વાળી. નજીક બેઠાં તેથી વિસ્તારથી એને અવલોકતો હતો. વળી મને ગાંડછાનો વાયુ વાયો.

'તું વહાલ શું એ જાણે છે ? તું અને તારો વર એકએકને ચાહો છો ?"

' બળ્યું મનખો ' કહી આડુ જોઇ હસી.

' ના, ના કહેતો ખરી.'

"તમો પુસોસો એતો ના હમજું. હવારમાં વહેલણના ઉઠી અમે બેય જણ દૂધ દોહિએ. હું બાખડી દોહું. એ ગાય દહોવે. દૂધ કાઢી ચારબાર નાંખી અમે તાસડી લઇ શહેરમાં આવવા નેહરીએ. પહેલાં રહતામાં તળાવે ઝટઝટ નહઇએ. લૂગડાં ખૂગડાં ધોઇએ અને દરવાજા હુધી હાથે લઇએ. દૂધ આલી હું આંય એ આવે ત્યાં હુધી બેહુ."

ઓચિંતી મને ફાળ પડી. કદાચ એનો રખારી આવતો હોય અને મ્હને સાથે બેઠેલો જોઇ ડાંગ લઇ ફરી વળે તો ? વળી મારી આબરૂ જાય. કેળવાયલો થઇ હલકો પડી જાઉં વગેરે વિચાર આવતાં મેં ઉપર ચિંતા અને ભય છવાઇ ગએલાં. આ જોઇ મારી લાગણીઓ સમજી ગઇ.

' તમે લગારે બીશો નહિ. આજ તો હું વહેલી આવીસુ. હજી તો ઝાઝી વેળા થશે.'

પાછી મનને નિરાંત થઇ, અને વળી ચાલુ રાખ્યું.

' તારો વહાલમ વાંસળીમાં શું વગાડે છે. હું પણ તળાવ ઉપર ઉભો રહી વાંસળી વગાડું તો મને આવડે ખરી ?'

' હોવે બધોંયને આવડે. તે તમને અમ જેવું ક્યમ ગમે સે ?'

"તારે લીધેજ, દલી. તું ખાય તે હું ખાઉં. તારી જારબાજરીનો રોટલો ચચાવું. તારી ગાયોને ચરાવા જઉં. એમ મનમાં થઇ ગયું છે. તારૂં ગામ હજી કેટલું છેટું."

"ચાર પોંચ શેતરવા. પેલી સાપરીઓ દેખાય, એ. તમે મારી ઝુંપડીમાં રહો ખરા ! અમે તો ધાબળા પર હુઇ રહીએ શીએ, બહાર ખાટલો ઢાળીને પાહે ઢોર બોંધ્યાં હોય. તમ જેવાને ત્યાં ગમે ખરૂં ?"

"મને તો એ બહુ ગમે છે. તેમાં તારા જેવું કોઈક મારી સામે હોય તો તો કંઈ કહેવાની વાતજ નહિ."

વાતચીત ઉપરથી હું તો એમજ માનતો કે એ મારી પર કુરબાન છે. એના દિલને હું ચોરી શક્યો છું અને કદાચ હમેશાં હવે એ મારી પોતાના દિલની વાતો કહેવા માંડશે.

ફૂલ ઉઘડે તેમ મારું હૃદય ખીલતું હતું. ઝરણુ વહે તેમ મારી કલ્પના સૃષ્ટિ રચાયે જતી હતી. કેતકી ડોલે તેમ જીવ ધૂમરાઈ ડોલતો હતો. તણખલું હાથમાં લઈ એના જમીન પર લીસોટા કરતી–વાંકુ વાળી કમાન બનાવતી. ભાગીને કટકા કરતી–આમ રમત રમે જતી હતી. અને જરા પણ ગભરાટ કે ભય કે શરમ વગર મારા મિત્રની માફક વાત કર્યે જતી હતી. ઘડી ભર અમે બન્નેયે શાંતિ પકડી અને એટલામાં–જેમ વાદળામાં વિજળી ચમકે અને બાગકુંજ ફૂલ ફુટે–વાડીમાં અઘોરચન્દ્ર પ્રવેશે અને જેમ માલતીનો જીવ ઉડી જાય, તેમ એકાએક એ છાપરીની ઉઘાડી બારીમાં મારી પત્નીએ ડોકું કર્યું. જોતાંજ શરીર થરથર કંપવા એની આંખમાં ગુસ્સાથી પાણી ભરાઈ આવેલું. શું બોલું અને શું ન બોલું લાગ્યું. એની એ મુંઝવણમાં પડી. કેટલુંય બોલી નાખું એનો ખ્યાલ પણ એને નહતો. હલી-ધુતારી ગોવાલણી સાલ્લામાં મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહિં ત્રણ ચિત્રો ચિતરવાનાં હતાં. એક કાલિકા, બીજી જાદુગરણી અને ત્રીજો બેવકુફ.

# એક સામાજિક પ્રશ્ન

સ્નેહી ભાઇ અલક્યાનિલ,

ઘણા દિવસથી એક અગત્યની બાબત તમને કહેવાનું કરૂં છું પણ હવે જ્યારે એ બાબતે ગંભીર રૂપ ધારણ કર્યું છે ત્યારે લખવાની વૃત્તિ ઉદ્ભવી છે. અથ ઇતિ મેં નીચે હકીકત લખી છે.

તમે જાણો છો કે હું સેકન્ડ લૉ એકઝામીનેશનની ટર્મ ભરૂં છું અને સાથે સાથે એમ. એ. નો અભ્યાસ કરી આવતે વર્ષે બેસવા માગું છું.

એક દિવસ સાંજે સાત વાગ્યાની લોકલમાં હું સાંટાક્રુઝ આવતો હતો. આ ટ્રેઇનમાં સાધારણ ભીડ હોય છે અને તેને લીધે મેં સેકંડ કલાસનો જ પાસ કઢાવેલો હતો. પોણો કલાક લગભગ લોકલ લેટ હોવાથી હું મારૂં સંસ્કૃત પુસ્તક સિદ્ધાન્ત વિંદુ વાંચતો હતો. મરીન લાઇન્સ ટ્રેન આવી. ત્યાં પ્લેટફોર્મ ઉપરથી એક સત્તરેક વર્ષની છોકરી

અમારા કમ્પાર્ટમેન્ટમાં પ્રવેશી. લગભગ મારી સામે જ એણે જગા લીધી. એક વખત નજર નાખી મેં એને અવલોકી લીધી. મુખ ગૌર હતું. આંખ ચપલ અને નિર્દોષ હતી. હાથમાં ચોપડીઓની નોટ હતી. એને પહેલાં જોઇ છે એમ લાગ્યું.

ટ્રેઇન ઉપડી એટલે મેં મારૂં ધ્યાન પાછું પુસ્તકમાં પરોવ્યું. ન સાંખ્યં ન શૈવં વગેરે મેં શરૂ કર્યું. કોણ જાણે શાથી પણ એ છોકરી જ્યારની બેઠી ત્યારની મારા સામું અને મારા પુસ્તક સામું જ જોયા કરે. હું આડી નજરે જોતો. વાંદરા આગળથી બધી ભીડ ઓછી થઇ ગઇ. અમારા કંપાર્ટમેન્ટમાં એક પારસી ડોસા સિવાય બીજું કોઇ રહ્યું નહિ.

એ જન્મથી જ મુંબાઇમાં ઉછરેલી હતી એટલે જરા હિંમતવાન હતી. કોઇથી અંજાઇ જાય અથવા વાત કરતાં શરમાઇ જાય એવું કાંઇ નહતું. પુસ્તકમાંથી ડોકું કાઢી મેં બહાર નજર નાખી તે લાગ સાધી એણે મને પૂછ્યું ' તમે શામાં છો ? '

મેં કહ્યું ' હું એલએલ. બી.માં છું.'

" ત્યારે આ સંસ્કૃત પુસ્તક તો બહારના વિષયનું હશે. "

મેં કહ્યું :" ના, હું આ વર્ષે એમ. એ.માં અપીયર થવાનો છું અને તેની આ ટેક્સ્ટ બુક છે. "

" તમે લેંગ્વેજીઝ લીધાં છે ? "

મેં કહ્યું ' હા, ઇંગ્રેજી અને સંસ્કૃત.'

' તમે સાંટાક્રુઝ રહો છો કે અંધેરી ? '

મેં કહ્યું ' સાંટાક્રુઝ.'

મીનીટ બે મીનીટને અંતરાયે ઉપરના સવાલ જવાબ અમારે થયા. આઠ મિનીટ થઇ ગઇ એટલે સ્ટેશન આવ્યું. હું ઉતરી પડયો. એ પણ

ઉતરી. અમે બન્ને છુટાં પડયાં- એ સ્ટેશનની ડાઉન સાઇડે ગઇ. હું અપ સાઇડ તરફ વળ્યો. રસ્તામાં મને એજ વિચાર આવવા લાગ્યા. આટલા બધા પ્રશ્નો કરવાનું શું પ્રયોજન. ઘેર આવીને મેં મારી વાઇફને આ બધી વાત કરી. " મુંબાઇમાં ઉછરેલાં કેટલાં ' બોલ્ડ ' હોય છે. મારા કરતાં એ વધારે ઝડપથી અને હોંશીયારીથી બોલતી હતી. હું ખચકાતો હતો. અન્ય યુવતી સાથે કેમ વાત થાય એ આપણા અમદાવાદી વિચારથી ગભરાતો હતો પણ એને કશું નહતું. જાણે હું પણ સ્ત્રી હઉં તેમ એ બોલે ગઇ. "

બીજે દિવસે અને ત્યાર પછી દરરોજ હું જે કમ્પાર્ટમેન્ટમાં બેસતો તેજ કમ્પાર્ટમેન્ટ શોધીને એ મારી પાસે બેસતી. મારી સાથે યુનીવરસી-ટીના કરીકયુલમ પર, આપણી શિખવવાની પદ્ધતિ પર, અને જુદી જુદી કોલેજના પ્રોફેસરો ઉપર એ વાતો કરતી. મને ગમે તેવીજ બાબતો પર પોતે પોતાનો અભિપ્રાય જણાવતી હોવાથી અને મારો અભિપ્રાય સાથે સાથે પૂછતી હોવાથી મને એની કંપનીમાં કંઇક આનંદ મળવા લાગ્યો. જરાક નિરાશા ઉત્પન્ન થઇ કે આવી રીતે આપણાં અમદાવાદી બૈરાં કદી વાત કરી શકે નહિ. પતિઓને ગમતા વિષયો ઉપર વાત તો શાનાં કરે પણ એ વાત થતી હોય તો સાંભળી પણ શકે નહિ. ધીમે ધીમે એ પરિચયમાં આવવા લાગી અને થોડાક દિવસ પછી મેં એને પ્રશ્નો પુછવા શરૂ કર્યા, કારણ કે પહેલાં તો હું તેના પ્રશ્નોનો માત્ર ઉત્તર જ આપતો.

" તમે શામાં છો ? " એક દિવસ મેં પૂછ્યું.

" હું પ્રીવિયસમાં છું."

" સેકન્ડ લેંગ્વેજ ફ્રેન્ચ લીધી હશે " મેં પૂછ્યું.

" ના સંસ્કૃત જ લીધું છે."

" કંઇ કોલેજમાં જાઓ છો, એલ્ફીન્સ્ટનમાં ? "

એણે કહ્યું " ના ઝેનીઅરમાં."

" તમે સાન્ટાક્રુઝમાં કોને ત્યાં રહો છો ? "

" તમે મિ. દેસાઇ બેરીસ્ટરનું નામ સાંભળ્યું છે ? તે મારા Father થાય. પહેલાં અમે અમદાવાદ જ રહેતાં હતાં. "

" ક્ષત્રિય છો ? હું ધારૂં છું ખાડિયામાં તમે રહેતાં હતાં."

" હા, હજી અમારૂં ઘર ત્યાં છે. "

ચાલો, અમે એક સ્થાનનાં હતાં એટલે જાણે વધારે પરિચિત થયાં હોઇએ તેમ લાગ્યું.

" તમે અહિં સાંટાક્રુઝમાં ક્યાં રહો છો ?"

મેં કહ્યું " વીલામાં. તમે પેલી બાજુએ રહો છો ? "

"હા." કહી થોડીવાર એ શાંત રહી. મુખ ઉપર કંઇક ગુંચવાડાનાં ચિન્હ જણાયાં. ઘડીવાર રહી એણે મને પૂછ્યું:

" મારે તમને એક વિનતિ કરવી છે. "

" શું છે, કહોને. "

" તમે મારે વાસ્તે એક કલાક બચાવી શકશો ? મારૂં સંસ્કૃત ઘણું કાચું છે, જો શીખવો તો. "

હું તો એકદમ ગુંચવણમાં પડી ગયો. શું જવાબ દેવો તે સુઝ્યો નહિ. હું એમને ઘેર તો શિખવવા નહિ જાઉં. પણ મારે ઘેર આવવાનું કહેવાય ? અને એની પોતાની માગણીએ એને ઘેર પણ આવવાનું કેમ કહેવાય ? થોડીવાર વિચાર કરી મેં કહ્યું:

" મને કાંઇ વાંધો નથી. પણ એક તો તમારા ફાધરની પાસે મને આ બાબત કહેવરાવો કારણ કે મને માત્ર તમારા કહેવાથી હા કહેવી ઠીક નથી લાગતું. નહિ કે હું ખાસ માન માગું છું, તમારા પિતાની

સાંજે પાછો આવી અને મારી રૂમનું બારણું ખખડાવ્યું. ત્રણેક મિનીટ ઉભા રહ્યા પછી કૌમુદીએ ઉઘાડયું અને કંઇ સવાલ કરૂં તે પહેલાં તો પાણીની ચોકડી આગળથી ચારૂચંદ્રા મારી સાથે બોલ્યા વગર પસાર થઇ. એની આંખો ફુલેલી અને રડીને છુપાવવાને જોરથી લોહી હોવાથી આજુબાજુનો ભાગ રાતો થઇ ગયો હતો. કૌમુદી પણ જરા રડી હોય તેમ લાગ્યું કારણ કે એક તો મુખ ઉદાસ હતું, અને બીજું તરત હું ડોકા બારી પાસે એનો પાલવ ઝાલી ઉભો રહ્યો ત્યારે છેડો જરા ભીનો હતો જે તરતજ એણે ઉતાવળથી ખેંચી લીધો.

"ચારૂચંદ્રા અત્યારે ક્યાંથી આવી હતી? મને બોલાવ્યા વગર એ જતી કેમ રહી? અને મોંઢું રડ્યું હોય તેવું લાગ્યું. શું હતું?" મેં પૂછ્યું.

ઓચિંતી એણે પોતાની ડોક મારા ખભા ઉપર નાખી દીધી, અને મને બરડે બાઝી. બાજુ પર ફરી મેં એને મારી બાથમાં લીધી અને નીચે તકીયા પાસે બેસાડી " કહોને શું છે?" કહી વારંવાર પૂછ્યું.

શાંત થઇ ત્યારે કહ્યું ' મારી એક વિનતી સાંભળશો અને સ્વીકારશો!"

" પણ કહોને છે શું?"

" આજે તમારા ગયા પછી ચારૂચંદ્રા આવ્યાં હતાં. ઘણા દિવસની એમણે એમના મનની વાત મને આજે કરી કારણ કે ધીમે ધીમે એ મારી સાથે વધારે સંબંધમાં આવતાં હતાં. થોડીવાર બેસી એ મારા ખોળામાં માથું મુકી એકદમ રડી પડયાં. ખૂબ રડયાં તે એટલે સુધી કે સમજણ વગર હું પણ રડી પડી.

પછી મને કહ્યું કે " કૌમુદી બેન તમો મારાં સ્નેહી છો? મારૂં સારૂ ઇચ્છો છો?"

મેં કહ્યું " એમ કેમ પૂછોછો? આટલો બધો વખત આપણે સાથે રહ્યાં અને આવું તમારાથી મને પૂછાય."

" ત્યારે તમે મારા હમેશ બેન રહેશો ?"

" ઇશ્વર કરશે તો હું છું અને રહીશ. કહો તમારે શું કહેવું છે ?"

" હું કાંઇ તમને કહું તો તમે મને ધિક્કારશો નહિં ? મને તમારી દુશ્મન તો નહિ ગણો ને ?

" જે હોય તે કહો. મને કશુય લાગશે નહિ. તમારા કહેવાથી મને કાંઇ દુઃખ નહિ થાય.'

" 'હું તમારી હમેશ સાથેજ રહેનારી–બેન બનું તો તમને ગમશે ને.' એમણે ખચકાતાં ખચકાતાં કહ્યું."

હું આ શબ્દોનો અર્થ કરવામાં ગુંચવાઇ ગયો. એકદમ જૂદા જૂદા અર્થ કરતાં શરીર કંપવા લાગ્યું. "કદાચ આ અર્થ હોય તો, અરે આશું ?" વગેરે વિચારો એક પલકમાં આવી ગયા. કૌમુદી મને બધી વાત કહેતા તે ભાન ભૂલી ગયો અને મારી અધીરાઇને લીધે હું નવા નવા અર્થ એ શબ્દોમાંથી કાઢવા મંડયો. ચિત્ત ઠેકાણે આણી કૌમુદીની વાત સાંભળવા માંડી.

"પહેલાં તો હું સમજી નહિ પણ પછી કદાચ આ અર્થ છે કે નહિ તે જાણવા પૂછયું ' એટલે એટલે ! હું કાંઇ સમજી નહિ"

" તમે તમારી મેળેજ અર્થ કરોને. એનો શો અર્થ થાય."

મને લાગ્યું કે એમનાથી કહેવાતું નથી એટલે મેં કહ્યું "હું ધારૂં છું કે તમે હમેશ મારી સાથે રહેવાનું પસંદ કરો છો. તમને તમારે ઘેર નથી ગમતું, ખરૂં ?"

"હા. મને નથી ગમતું. પણ તમે હજી પુરૂં સમજ્યાં નથી. લ્યો. હું સ્પષ્ટ કહી દઉં છું કે હું તમારા પતિને અત્યંત ચાહું છું. આટલું કહી ફરી મારા ખોળામાં એ પડ્યાં અને રડવાનું શરૂ કર્યું. હું તો ગભરાઇ ગઇ, બહાવરી હઉં તેમ થઇ ગયું પણ સાવધ થઇ મેં કહ્યું "રડયા વગર મને કહો કે એનો શો ઉપાય ? લ્યો છાનાં રહો. મને રસ્તો બતાવો કે

મારે શું કરવું ? હું તો તમને મારાં બેન ગણું છું, અને ગણીશ પણ. શું તમારી આ વાત નહિ જાણતા હોય. તમે કહો એ કરું. આમાં મને તો કાંઇ સમજણ નથી પડતી."

આંસુ લુછી "કૌમુદી બેન ! હું એટલુંજ માગું છું કે આ વાત એમને કહો. એમને મારી તરફ લાગણી છે અને મારી તરફ જરૂર એમને દયા તો આવશે અને નહિ તો જરૂર હું મરી જઇશ. કહો આપ મારો પક્ષ લેશો. મને બચાવશો ?" એમ એ બોલી.

મેં કહ્યું કે 'હા હું એમને વાત કરીશ.' એટલામાં તમે આવ્યા.

હું તો ગુંચાઇજ ગયો. વારંવાર 'આ શું ! આ શું ?' એમ કંઇ થઇ ગયું 'દયા તો કરશે જ અને નહિ તો હું મરી જઇશ' મને લાગ્યું કે, કૌમુદીની હમેશની બેન થવા માગે છે. મને એનો સ્વીકાર કરવાનું કહે છે ? મેં ભૂલ કરી પણ હું જાણતો હતો કે આ પરિણામ આવશે ? હું પરણેલો છું. હું વડનગરો નાગર છું. એ ક્ષત્રિય છે. એને કાલે શિખામણ આપીશ. એ તમારી ઇચ્છા વ્યર્થ છે. ચારુચંદ્ર ! મારાથી મારી જાતિનાં બંધનો તોડશે ? અને તેમ કરું તો શું હું Polygamy નથી કરતો અને એ શું હિંદુસ્તાનના સમાજનો મહાન અપરાધ નથી. પણ એ મરી જશે. એને મરી જવા દેવાય. મારા સ્વાર્થની ખાતર, જાતિના રાગના ખાતર એક અપરાધ, અને તેને લીધે મારા પર પડવાની ટીકાઓ ખાતર હું જાણી જોઇને એનો ભોગ આપીશ. મારી નજર આગળ બિચારીને મરવા દઇશ. હું દર્દનો વૈદ્ય હાથમાં ઉપાય છતાં એને મરવા દઇશ પણ કાલે એને જરૂર મારે કાંઇક કહેવું જોઇએ. જો એ પોતાની મેળે આ બાબત મુકી દે તો વધારે સારું.

આમ વિચાર કરી મેં કૌમુદીને કહ્યું "વારું કાલે એ આવશે તે વખતે હું તેમને કંઇક શિખામણના બે શબ્દો કહીશ."

"એનો જવાબ એ કે એ કાલે આવવાનાંજ નથી અને કહેતાં ગયાં છે કે તમારાં શિખામણના શબ્દો મને એકકે અસર કરવાના નથી કારણ કે માલતીમાધવ શિખવતાં એમણે ઘણુંય શિક્ષણ આપ્યું છે. એ શિક્ષણ મને યાદ છે. હું મારા મનને દબાવવાને એ શિક્ષણનો ઉપયોગ કરતી હતી પણ એ હવે નકામું છે. તમે ન ધારતા કે આ બે દિવસથીજ ઉત્પન્ન થયેલી લાગણી છે, અને એને દબાવવાને યત્ન કરવામાં આવ્યો નથી. કાલથી એ હવે આવવાનાં નથી. પરીક્ષામાં બેસવાનાં નથી. કારણ કે જરાય વંચાયું નથી. એમના મોં પરની ફિક્કાશ ઉપરથી તમને જણાય છે કે નહિ કે આ ફિક્કાશ કેટલા દિવસ પછી આવવા માંડી છે. કહ્યું છે કે વિચાર કરી મને ઉત્તર આપશો. એમને સ્વીકારશોજ અને નહિ તો આ સ્ત્રીની હત્યા તમારે શીર છે."

મારો ઉત્તમમાં ઉત્તમ નીતિનો શિક્ષણનો આ માર્ગ પણ મારે વ્યર્થ પડયો. હવે શું કરવું ? એને કાંઇ john is mortal જેવું જ્ઞાન છે કે એને reasoning થી સમજાવવું. જે યત્ન હું કરવાનો હતો તે તો તેણે પોતેજ કર્યો છે.

પ્રિય ભાઇ ! આવે વખતે મારે શું કરવું એ કાંઇ જો તમને સુઝે તો મને જણાવજો. એક તરફ bigamyનો અપરાધ છે, બીજી તરફ સ્ત્રી હત્યાનું પાપ છે. આ બેમાંથી કયું પસંદ કરવું એમાં evils utilitarian and moral sense or theories લગાડતાં છતાંય મને તો કાંઇ રસ્તો જડતો નથી. સમય વહી જશે તો બિચારી—

એજ. લી. તારો ...

આનો ઉતર શો લખવો તે મને પણ કાંઇ સૂઝતો નથી. એક તરફ આંપણી Society ઘસડે છે તો બીજી તરફ એક કુમારિકા ઘસડે છે. સુધારકો, અને શાસ્ત્રિઓ ! કાંઇક ઉત્તર આપશો એમ આશા છે.

# રામમોહનરાય

( રામમોહનરાય જસવંતરાય દેસાઈ )

નવલિકાની કલાના આરંભકાળના લેખક અને એને ઉત્તેજન આપનાર રા. રામમોહનરાય જસવંતરાય. 'સુંદરીસુબોધ' સન ૧૯૦૩ થી સ્ત્રી સમાજને ઉન્નતિએ મૂકવા એમણે પ્રયત્નો આદર્યા, અને એ રૂપનું સાહિત્ય આપવા માંડ્યું. સંસારમાં સ્ત્રીઓની શી સ્થિતિ છે તથા સમાજનું સ્વરૂપ કેવું છે ને એમાં શા ફેરફાર હોવા જોઈએ એ પ્રશ્નો એમણે હાથ ધર્યા. શિવભાઈ બાપુભાઈએ જૂનો મત રજૂ કર્યો; ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈએ ભાષાન્તરો કરી સાધારણ વાતો લખી; કેટલીક સ્ત્રી લેખિકા.

(૫)

ઓએ પોતાના મત જેવા આવડયા એમ રજુ કર્યાં; અને શ. રામમોહનરાયે કંઇક એમાં કલા દર્શાવી.

એમણે મોટે ભાગે અનુવાદ જ કર્યાં છે.પરંતુ એ ભાવાનુવાદો છે. સન ૧૯૦૯ ના સંગ્રહમાં એમની 'મોતીનીમાળા' મણકા પરથી ભાષાંતર થયેલી બહાર પડે. અને પૂર્ણ સ્વરૂપે એમનાં ભાષાંતરો સન ૧૯૧૪ માં 'રસીલી વાર્તાઓ' ભાગ ૧ માં દેખાય છે.

રા. રામમોહનરાયનું વાચન વિશાળ છે. પાશ્ચાત્ય સાહિત્યની અસંખ્ય નવલિકાઓ એમણે વાંચી હશે. એટલે એ બહોળા અનુભવને પરિણામે એમની વાર્તાઓમાં કંઇક કલા દેખા દે છે. અને એમની મૌલિક કૃતિઓમાં એ જ અસર દેખાય છે. દરેક વાતમાં impression તો છે જ એમ એ પોતે કહેતા હતા.

નવલિકાનો આરંભ તો એમની 'રસીલી વાર્તાઓ' ભાગ ૨ માંજ જોઇ શકીએ કારણ એમાં કેટલીક એમની સ્વતંત્ર કૃતિઓ છે. આમાં મોટે ભાગે વાર્તા દ્વારા સામાજિક પ્રશ્નની ચર્ચા કરવામાં આવેલી છે; અથવા તો સંસારનું ચિત્ર આપવાનો પ્રયાસ લેખકે કર્યો છે. 'સુલોચના'માં તો નવલિકાની કલા કંઇક વિકાસે છે. કારણ પાત્રો પોતાની વાત કહે છે અને એમ પાત્રાલેખન સ્પષ્ટ થાય છે: સાથે ચર્ચેલો પ્રશ્ન પણ એમાં છે.

પોતે નવલિકાઓ લખી એ ઉપરાંત 'સુંદરીસુબોધ' દ્વારા નવલિકા સાહિત્યની પ્રગતિમાં એમનો મોટો હિસ્સો છે. કારણ કે અન્ય લેખકોએ પોતાના પ્રયાસો આ માસિક દ્વારા ઠેઠ સન ૧૯૨૦ સુધી રજુ કર્યાં: અને મોટે ભાગે અધકચરી પણ કેટલેક અંશે ઠીક નવલિકાઓ એમણે આપી.

'કાયદાનો ન્યાય' 'રસીલી વાર્તા' ભાગ ૨ માંથી લેવામાં આવી છે. એમાં એક ગરીબ સ્ત્રી વેશ્યા કેમ બને છે એ પ્રશ્ન વાપર્યો છે.]

# કાયદાનો ન્યાય

૧

જમશેદજી શેઠ પહેલા વર્ગના મેજિસ્ટ્રેટ થયા, ત્યારે મારી બદલી તેમની ઓફીસમાં કરવામાં આવી. શેઠ પોતે મોટા વ્યાપારી હતા અને સરકારના મોટા મોટા અમલદારો સાથે તેમને દોસ્તી હતી. ત્રીજા વર્ગથી ધીમે ધીમે બીજામાં—અને હવે પહેલા વર્ગમાં ફોજદારી ન્યાયાધીશોનો અધિકાર તેમને મળ્યો. ઑનરરી મેજિસ્ટ્રેટ એટલે માનવંત અમલદાર; પગાર મળવાનો નહિ, તેમ કામ પણ પોતાની સગવડ અને ફુરસદ પુરતુંજ કરવાનું. હવે શેઠ સાહેબને પહેલા વર્ગનો અધિકાર મળ્યો એટલે એમની પાસે કામ કરનાર કારકુન પણ અનુભવી તથા કાબેલ જોઇએ અને આજ વખતમાં મારે ઉંચા અધિકાર માટેની લાયકાતની પરીક્ષા પસાર કરવાની જરૂર હતી, તેથી અહિં અભ્યાસ માટે વધારે વખત મને મળશે, એમ ધારીને, લાગવગ ચલાવી મેં બદલી કરાવી. શેઠ-ને પણ પોતાને બહુ તસ્દી ન આપે એવો માણસ જોઇતો જ હતો, તેથી

થોડા દિવસમાં અમને અરસપરસ ઠીક ઠીક ગોઠી ગયું અને ઓફીસનું ગાડું સરળતાથી ચાલવા માંડયું. મારા સિવાય પાણ્ડુ કરીને એક મરેઠો સિપાઇ પણ ઓફીસમાં હાજર રહેતો. બીજા ત્રણેક સિપાઇ હતા પણ તે તો શેઠને ઘેર કામ કરતા, અને તેમને આ વાત સાથે કાંઇ સંબંધ પણ નથી.

જમશેદજી શેઠ બહુ દયાળુ અને પરોપકારી વૃત્તિના માણસ હતા. તેઓ જેમ પૈસો સારો કમાયલા, તેમ વાપરતા પણ બહુ ઉદારતાથી. માત્ર એક જ દોષ તેમનામાં મને દેખાતો. તેઓ સાહેબ પુરેપુરા કાયદાબાજ અને કાયદાઓની કલમોના સખ્તમાં સખ્ત અર્થ કરવામાં મચ્યા જ રહેતા. મને એમ લાગતું કે આવા નરમ દીલના સજ્જન, આટલા જ પુરતા નિર્દય દેખાય, એમાં કાંઇક ભેદ હોવો જોઇએ! એક દિવસ ઓફીસના કાંઇ અગત્યના કામ માટે મારે શેઠને ઘેર જવાનું થયું. ત્યાં તો મેં તેમને બહુ ખુલ્લા મનથી વાત કરતા જોયા, તેથી હું પણ છુટથી વાત કરવા લાગ્યો, અને વાતમાં ને વાતમાં કારણ પૂછતાં સમજાયું કે શેઠને હવે થોડા વખતમાં ખાનબહાદુર થવાની વકી હતી. તેથી જો તેઓ પોલીસના કેસ દબદબાથી ન ચલાવે અને સખ્ત સજાઓ ન કરે, તો મેજીસ્ટ્રેટ તરીકે નાલાયક અગર નબળા ગણાય! આ વાત થયા પછી ટુંક વખતમાં જ તેઓને નામદાર સરકારે ખાનબહાદુરનું માન ભરેલું પદ આપ્યું પણ ખરૂં.

હવે મારા મનમાં વિચાર થવા લાગ્યો કે શેઠને દયાવૃત્તિથી ન્યાય આપવાનો સમય આવી પહોંચ્યો છે. પરંતુ તેમ તો કાંઇ બનતું દેખાયું નહિ કારણ કે હવે કદાચ તેઓ સાહેબને સી. આઇ. ઇ. બનવાની આશા લાગી હશે!—છતાં મેં એક બે વખત જોયું કે કદાપિ ઠરાવ બહુ સખ્ત થઇ જતો લાગતો હોય, તો મારી વિનતિ ઉપર ધ્યાન આપીને સજા તેઓ ઓછી કરતા પણ ખરા. આથી એટલા સત્કાર્ય માટે પ્રયાસ કરવાની મને વારંવાર વૃત્તિ થઇ આવતી. પણ કદિ કદિ ફક્ત એટલા

નીશાબાજીમાં જતાં બાકી રહે તે પોતાની પત્નીને ઘર ચલાવવા માટે આપતો. જસોદા સુશીલ અને ભલી યુવતી હતી. હજી તેને અરાઢ-વીશ વર્ષ ભાગ્યે જ થયાં હશે, એવામાં એણે બે છોકરાંને જન્મ પણ આપ્યો હતો. પોતાના પિયરમાં કોઇ સગું રહેલું નહિ તેથી પરણીને આવ્યા પછી તે સ્વદેશ ગઇ જ નહોતી. પૂરણસિંગ કમાતો તેમાંથી જે બચે તે વડે એ પોતાનો ઘરસંસાર ચલાવતી. પણ ધીમે ધીમે પૂરણસિંગની વધતી જતી કુટેવોને લીધે પાછળથી તો તેટલું ખર્ચ કરવાના પણ સાંસા પડવા લાગ્યા હતા.

પૂરણસિંગની વાત હવે આગળ વધી, અને નીશો કરવાની વસ્તુઓ સસ્તી મેળવવા ખાતર એ દાણચોરી પણ કરવા લાગ્યો! પ્રથમ એક વખત પકડાયલો પરંતુ પોતાના શરીર ઉપરનું સર્વસ્વ તે પકડનારને આપી દઇને માંડમાંડ છૂટ્યો હતો. બીજી વખત દંડ થયો, જે ભરવાને માટે તેના પોતાના ઘરની ઉપયોગી વસ્તુઓ તથા જસોદાનાં સઘળાં ઘરેણાં વેચ્યાં હતાં, તે પછી બેત્રણ માસમાં જ પાછો પકડાયો! આ વખતે ઘરમાં એક અઠવાડીયાનું ખાવાનું હતું, એટલો એના મનને સંતોષ હતો. પોતાની પત્ની અને છોકરાં ભૂખે નહિ મરે, એટલી તો એને ખાત્રી હતી. કારણ કે આવા નાનકડા ગુન્હા માટે બહુમાં બહુ એકાદ અઠવાડી-આની સજા થશે તો પણ શું! તે પછી પાછો કામ પર દાખલ થઇને પોતાનું તથા કુટુંબનું ભરણપોષણ કરવાને તે શક્તિવાન થવાનો, એમ તે માનતો હતો.

જમસેદજી શેઠની પાસે આ કેસ આવ્યો. શેઠ કાંઇ ખાનગી કામમાં રોકાયલા હતા, તેથી એક અઠવાડીયું તો તપાસ મુલતવી રહી! તે દરમીયાન પૂરણસિંગની ગભરામણ વધવા લાગી હતી. તેને હવે ભારે ચિંતા થવી શરૂ થઇ હતી કે પોતાની પત્નીનું તથા બાળકનું શું થવાનું?—જસોદા પિતાને ઘેર એકની એક પુત્રી હોવાથી કાંઇ કામકાજ શીખી નહોતી,

હતી, તે પોતાનું મ્હોં લોહીને ઉઠીને ઉભી થઇ અને ડુસકાં ખાતી ખાતી અંદર આવી, મારી સામે બેસીને પાછી રડવા લાગી.

હું કાંઇ બોલ્યો નહિ. હું જાણતો હતો કે તે પૂરણસિંગની સ્ત્રી હતી. પૂરણસિંગને આંખોમાં આંસુ સાથે તેની સાથે વાત કરતાં મેં જોયો હતો. અને પાણ્ડુએ તેની દયાજનક સ્થિતિ મને કહી સંભળાવી હતી. પરંતુ હું શું કરૂં ?–મારી પોતાની પાસે શી સત્તા હતી ? આખરે જશોદા કાંઇક શાન્ત થઇને બોલી: “ હુઝુર, અબ મેં કયા કરૂં ? કીધર જાઉં ?–મેરા ગુઝારા કિસ તરહસે ચલેગા ! મેરા ખાવીંદ કો તો હુઝુરને જેલમેં ભેજ દીયા ! મકાનમેં કુછ ખાનેકા નહિ, દો બચ્ચે હય,–તો અબ મેં કયા કરૂં ?” તે પાછી રોવા લાગી.

તેનો અવાજ અત્યંત મધુર હતો. ગમગીનીથી તે ભરપૂર હતી, તેવે સમયે તેની ખુબસુરતીનું વર્ણન શોભે નહિ, પણ હું અહિં એટલુંજ કહીશ કે સંસારની સ્ત્રી કરતાં સ્વર્ગની સુન્દરીનો ખ્યાલ તેને જોઇને વિશેષ આવતો હતો. મેં તેને નરમાશથી, વિવેકથી, સહૃદયતાથી સમજાવવાને પ્રયત્ન કર્યો કે તેના પતિનો ગુન્હો ગંભીરહતો, તેના પ્રમાણમાંજ તેને સજા કરવામાં આવી હતી. પરંતુ આ વાત તેના મનમાં ઉતરી નહિ. તે તો અતિશય કરૂણાજનક દીનતાથી પણ આગ્રહપૂર્વક પૂછયાજ કરતી હતી કે “ હું હવે ખાઇશ શું ? મકાનનું ભાડું શી રીતે આપીશ ? મારાં છોકરાંને ખવડાવીશ શું ? ઉછેરીશ શી રીતે ? પહેલાં થયેલો દંડ ભરવા માટે પોતાનાં ધરેણાં ગાંઠાં ને રાચરચીલું તો વેચી નાખ્યાં હતાં ! એટલે હવે કંઇ ઘરમાં રહ્યું નથી કે જે વડે મારો તથા બાળકોનો ગુજારો થાય ! પોતે સાધારણરીતે પરદાનશીન બાઇ હતી એટલે કોઇ જાતનો કામ ધંધો જિન્દગીમાં તેણે કર્યો નહતો, કાંઇ પણ કામ તેને આવડતું નહોતું. આજ તો પડોશણે દયા લાવીને તેને કોર્ટમાં જવાની સલાહ આપી હતી કે તેની પ્રાર્થનાની મેજિસ્ટ્રેટ સાહેબ ઉપર કાંઇ અસર થાય અને તેના

ગુન્હો તે દ્વારા અટકાવવાનો પ્રયત્ન થાય છે; તો બીજી બાજુએ બીજા ગુન્હા અથવા પાપ વધે છે !

જસોદાને મેં જે જે સમજાવ્યું, જે જે પ્રકારનું સાન્ત્વન આપ્યું તે તે સર્વ નિષ્ફળ ગયું. તેનું એક બાળક જાણે ગભરાઇ ગયું હોય નહિ તેમ તેની પાસે બેઠું હતું અને બીજું તેના ખોળામાં હતું તે હવે રડવા લાગ્યું. મારે આખરે જસોદાને જરા કડકાઇથી કહેવું પડયું કે બાળકોને લઇને કોર્ટમાં આવવાનો હુકમ નથી. અને તેણે બહાર જઇને બેસવું—તે તેમ નહિ કરે તો ગુસ્સે થઇને તેને પણ સજા કરશે. પણ આનીયે કાંઇ અસર થઇ નહિ. ઉલટી તે તો કહેવા લાગી કે ''મેજિસ્ટ્રેટ સાહેબને કહીને મને પણ મારા ધણી પાસે મોકલી આપોઃ મને અને મારાં બચ્ચાંને. ત્યાં અમારો ગુજારો થશે. અહિં મારી પાસે કોઇ જ સાથી નથી.'' હવે તો પોતાના બાળકની સાથે તેણે પણ રોવાનું ચાલું રાખ્યું.

મારો આ બાબતમાં કાંઇ ઇલાજ નહોતો. કારણ કે ફેંસલો શેઠ સાહેબે સંભળાવી દીધો હતો, એટલે તેમાં ફેરફાર થઇ શકે નહિ. છતાં હું તેમની પાસે ગયો. સાહેબ ચેમ્બરમાં બેઠા બેઠા આ સઘળી વાત સાંભળતા હતા. તેઓનું અંતઃકરણ પણ દયાથી પીગળી ગયું હતું. તેથી તેઓએ મારી વિનંતીની રાહ ન જોતાં, મને કહ્યું કે "જાઓને ભાઇ, જરા પેલા ઇન્સપેકટરને બોલાવી લાવોને" હું સમજી ગયો કે મેજીસ્ટ્રેટ સાહેબ સજામાં કાંઇક રાહત આપવા માગે છે. તેથી ઇન્સપેકટર પાસેની ઓફીસમાં ગયા હતા ત્યાંથી તેમને શોધી કહાડી પાછા બોલાવ્યા. તેઓ આવ્યા એટલે શેઠે બનેલી સઘળી બીના તથા પોતે જાણેલી સઘળી હકીકત તેને જણાવીને સજા ઓછી કરવાનો ઇરાદો જાહેર કર્યો. ઇન્સપેકટરને નિત્ય એમની સાથે 'માંથા સરસા કાન !' જડેલા એટલે તેણે તરતજ તે હુકમ પણ કબુલ કર્યો અને કેદીને પાછો બોલાવવા મોકલવાની ભાંજગડમાં નહિ પડતાં, મેજિસ્ટ્રેટ સાહેબે છ માસને બદલે

થાય, એમાં કાંઇ નવીન નહોતું. ફોજદારી કોર્ટમાં તો તેવી વાત ઘણી વાર જોવામાં આવતી હતી. અને એ પણ ખરૂં છે કે આપણા સંસારનું યંત્રાલય એવાં નાનાં મોટાં ચક્રોના સમુદાયથી બનેલું છે કે એક અટકતા તેના સામે બીજાં કેટલાંક પણ સ્વાભાવિક રીતે અટકવાં જોઇએ અને અટકે પણ છે જ !

એક દિવસ હું નદી ઉપરના પુલ ઉપર સાંજે હવા ખાવાને ફરતો હતો, તેવામાં એક સ્ત્રીને ગાડીમાં બેસીને જતી જોઇ. મને તેનો ચહેરો તો જાણીતો લાગ્યો, કોઇ દિવસ તેને મેં જોઇ હોય એમ લાગ્યું; પરંતુ તેથી કાંઇ વિશેષ સ્મરણમાં આવી શક્યું નહિ. ધીમે ધીમે હું પૂલને છેડે પહોંચ્યો અને આગળ ચાલવા માંડ્યું તો પેલી બાઇની ગાડી મને સામી આવતી દેખાઇ. પણ આ વખતે તો તે ઉભી રહી અને તેમાંથી પેલી સ્ત્રી ઉતરી પડી અને હસતે મોંયે મારી પાસે આવી.

' હુઝુર, મેં આપકી યાદમેં તો જરૂર હોઉંગી. મેરા નામ જસોદા, ઉસ દિન આપને મેરે લીયે બહોતસી તકલીફ ઉઠાઇથી ઔર રહમ કીથી. મેં આપકી અહેસાન કભી ભૂલ નહિ સકતી. "

આજ પેલી જસોદા ? જેને મેં કોર્ટના બારણા આગળ રોતી કકળતી કઢાવી હતી અને જેની પાસે ગુજરાનનાં કાંઇ પણ સાધન નહોતાં ! એનાં બાળકો ગાડીમાં નહોતાં. શું એ તે દિવસે જુઠું બોલતી હતી ? અગર તેને કોઇ દયાળુ મનુષ્યે સહાય કરી હતી ? અથવા પોતાના દેશમાંથી તેને કોઇએ પૈસા મોકલી આપ્યા હતા ? પૂરણસિંગને કેદમાંથી છુટા થવાને હજી વાર હતી. ત્યારે એનું આવું સારી રીતે ગુજરાન કેમ નભી શકતું હતું !

મેં આ પ્રશ્ન તેને કર્યો. પ્રથમ જોયેલી જસોદા અને આજની જસોદામાં આસમાન જમીનનો ફેર હતો. તે દિવસે તેની નજર ઉંચી કરતાં તેને દર્દ થતું જણાતું હતું. આજ તેની દૃષ્ટિ, ચારે તરફ ચકર ચકર ફરતી,

પોતાની ઇચ્છાને અનુકુળ બનાવી. જસોદાને તે માર્ગમાં હાલ તો સારી પ્રાપ્તિ અને સુગમતા જણાતી હતી. છોકરાં પણ સારી પેઠે સચવાતાં હતાં. અને–ભવિષ્યની વાત તો ભાવીને જ આધીન હતી ! પૂરણસિંગ છૂટો થઇને આવ્યા પછી શું થશે ?–એ વિચાર મારા મનમાં તરત સ્ફુર્યો; પણ એટલામાં જશોદાએ સહેજ હસીને કહ્યું: " હુઝુર, આપને ઔર મેજિસ્ટ્રેટ સાહેબને મહેરબાની કરકે હમારા ખાવિંદકી સઝા કમી કર દીથી. લેકીન અબ ઉસ્કી ઝરૂર નહિ. સાહબને એક દિન કહ્યા થા કે અગર ચાહુ વેસા કરકે નીભા લેના. હુઝુર ઉનકો બહુત ડર કે કહે દેના કે હમને નીભા લીયા હય. અબ હમારા ખાવિંદકી સઝા કમી મત કરના. ઉસે મ્હેરબાની ઝરૂર નહિ. મેંને કુછબી કરકે નીભા લીયા હય ! "

આ તે કાયદાનો ન્યાય કે અન્યાય ?—અને હે પ્રભુ ! આ પાપનો દોષ કોને માથે ? જસોદા અને પૂરણસિંગ, મેજિસ્ટ્રેટ અને મહારાજ્ય આ સૌનો એમાં ભાગ હોય તો આવી અસહ્ય વસ્તુસ્થિતિ ઉપજાવવા માટે તારો પણ ખરો ?

દૃષ્ટિથી નિરીક્ષણ કરી સંપૂર્ણ જ્ઞાન મેળવવાનો એ પ્રયત્ન કરતા અને ત્યાર પછીજ લખતા. પરિણામે એમને બધું અપૂર્ણ જ લાગતું અને સંપૂર્ણ સારી કૃતિઓ એ બહુ ઓછી મૂકી ગયા છે. છતાંય એ જ્ઞાનને પરિણામે એમને જીવન્ત સર્વજ્ઞાન સંગ્રહ living encyclopaedia કહેતા. 'સાહિત્યસભા' 'સાહિત્ય પરિષદ' ને અન્ય સંસ્થાઓનો ઉત્પાદક પણ એજ.

એમની કૃતિઓમાં થોડાં નાટકો, કેટલીક અપૂર્ણ અને સંપૂર્ણ ટુંકી વાતો, એક અધુરી નવલકથા 'સાહેબરામ' અને છુટાછવાયા લેખો છે. સંશોધન અને વિવેચન, સાહિત્ય ને ઇતિહાસ, રાજનીતિ ને સામાજીક ઉત્ક્રાન્તિ વિષે એમણે નિબંધો લખ્યા. એમની કૃતિઓ 'રણજીતરામનાં નિબંધો' ભા. ૧ 'રણજીત કૃતિ સંગ્રહ' અને 'લોકગીત'નો સંગ્રહ છે. હજુ બીજી કૃતિઓ પ્રસિદ્ધ થવી બાકી છે. ગુજરાતના જીવનનું એકીકરણ કરવાના કે ઐકય વ્યકત કરવાના હેતુથી મોટે ભાગે એમના લેખો છે. પરંતુ એ ઐકયની સામગ્રીમાં ચૈતન્ય એ મુકી શકયા નથી, એટલે રૂપરંગ ઘાટ હોવા છતાં સર્જન શકિતને અભાવે એનો પ્રભાવ પડતો નથી.

એમની ટુંકી વાર્તાઓ બહુ નથી. અને છે તેમાંથીય એક આનાતોલ ફ્રાન્સ પરથી છે અને બીજી 'મંગલા' અપૂર્ણ છે. મોટે ભાગે એમની નવલિકાઓમાં પ્રશ્નચર્ચા વધારે જોઇશું. એ સામાજિક સ્થિતિને ગુજરાતની રાષ્ટ્રભાવનાના વિચારક હતા તેથી એજ પ્રશ્નો આ વાર્તામાં આવે છે. લગ્નપ્રથા કે સ્નેહલગ્ન કે હિંદુ-મુસલમાન લગ્ન ને ગુજરાતનું ઐક્ય દરેક આ વાતોમાં પણ છે. આ વિચારોનું પ્રાધાન્ય હોવાને લીધે એમની વાતોમાં ક્રિયા ઓછી હોય છે. અને પાત્ર તથા વસ્તુની ખીલવટ લેખક સાધી શકતા નથી 'શ્રદ્ધા' જેવી વાતમાં સ્નેહલગ્નનું સ્વરૂપ ચર્ચતાં એ સોંસરા સીધા લખે છે પણ નવલિકાનો અંત તદ્દન નકામો નીવડી કલાકૃતિ તરીકે મૂલ્ય ઓછું થઇ જાય છે. 'દોલત' તેમજ 'મંગળા'માં આપણી લગ્નપ્રથા ચર્ચી છે 'આમદ અને રૂપાંદે' એ સમાજથી કંઇક વાત આઘી જઇ કાઠીયાવાડના સ્ટેટમાં બને છે, પરંતુ એમાં સાથે ઉછરેલાં બાળકો અંગ્રેજી કેળવણી મેળવી, છેવટે civil marriage એકટથી લગ્ન કરે છે. અને સંસ્કૃ

દ્વારા ગુજરાતની એકતા સાધવા પ્રયત્ન કરે છે. આ વાતમાં ટુંકી વાર્તાનાં લક્ષણ અધકચરા સ્વરૂપે છે. કારણ હિંદુ અને મુસલમાન બાળકો એક સંસ્કાર પામી સહચાર સાધી રાષ્ટ્રભાવનાને પ્રથમ પદ આપે ને જીવનમાં જોડાય એવો સ્વ. રણજીતરામનો ઉદ્દેશ છે. એમની ભાવના કેટલી વિશાળ છે તે આ ઉપરથી જ આપણને સમજાય. ધર્મ કરતાં રાષ્ટ્ર વધારે છે એ એમનો સિદ્ધાંત. 'સુવર્ણા'માં પણ વિલાસ ઈચ્છતી છોકરી દેશભક્તિ તરફ વળે છે. કાઠીયાવાડમાં વસ્તુ લીધું એ સાથે ત્યાંની લોકવાર્તાઓથી પણ લેખક આકર્ષાયા ને 'જેસલ ને તોળલ'ની વાત લખી. તથા 'હીરા'માં પણ કાઠીયાવાડના સ્ટેટની અદ્ભૂત romantic વાત મળે છે. બે પ્રેમીઓની એ કલાયુક્ત વાત છે. આમાં કલાતત્વ લેખકે સારૂં સાચવ્યું છે.

પ્રશ્નચર્ચા હોવાને લીધે વિચારનો ભાર વાર્તાઓ પર છે: પાત્રાલેખન સાધી શકાયું નથી અને વિવિધતા પણ આણી શકાઇ નથી.

'આમદ અને રૂપાંદે' 'રણજીતકૃતિ સંગ્રહ' માંથી લેવામાં આવી છે.

# આસદ અને રૂપાંદે

પ્રભાતનું રૂપેરી તેજ સર્વત્ર રમતું હતું. આસદ અને તેના ગોઠી-યાઓ પરેડ જોતા હતા. રસાલાની તળાવડીને કાંઠે ઉગેલા બગીચામાંથી ગુલાબનું ફુલ તોડી ઝમકુ આવી. પ્રફુલ્લ ફુલની સુવાસે સૌને આકર્ષ્યા. ફુલનું સૌંદર્ય નિરીક્ષવામાં બાળકો મશગુલ થયા. શીખાઉ સિપાહીઓને ધમકાવતો, ગાળો દેતો, મારતો, 'સારજંટ' પણ એક ક્ષણ સ્તબ્ધ થઇ બાળકોપર નજર પાથરી રહ્યો. એવામાં એક બાળિકા આવી. એનો રૂઆબ ઓરજ હતો. હાથમાં તીરકામઠું હતું. ફુલને જોતાંજ એને કોપ વ્યાપ્યો.

"આસદ ! મોસમનું પહેલું ફુલ કોણે તોડયું ? કોની રજાથી ?"

તેનો મધુર પણ પ્રતાપી સ્વર સાંભળી સૌ બાળકો નીરવ બીહતાં ઉભાં. પણ આસદે પોતાને સ્થાને ઉભાં ઉભાં મીઠા પ્રભાવથી ઉત્તર આપ્યા: "રૂપાં ! ઝમકુએ અજાણતાં ફુલ તોડાયું છે. હજુર સાહેબના

એટલે બાળકો ટેકરીઓ ભણી ગયાં. રસ્તામાં વહેળીઆં વહેતાં હતાં. તેમનું કળાગાન, કોઇ સ્થળે તીણા તો કોઇ સ્થળે ઉંચા સૂરમાં હવાને મુખરિત કરતું હતું. રૂપાં જળનું ગાયન સાંભળવા ઉભી રહેતી અને ઉર્મિ ઉઠતી ત્યારે એ મધુરતાનો સંવાદ રચતી. ચાલતાં ચાલતાં પાળીઆના ચોતરા પાસે સૌ પહોંચ્યાં. વીર રજપુતોની બહાદુરીને સૌએ નમન કર્યાં. ' પોલો ' રમતા સ્વારોને નિહાળતાં નિહાળતાં બાળકો ટેકરીઓની તળેટીમાં પહોંચ્યાં.

" ચાલો, આમદ, મારા પક્ષમાં આવવુંજ કે દુશ્મન થવું છે ? "

" આજે જૂદી રમત રમીએ. એક તરફ છોકરીઓ અને સામે છોકરાઓ. " વચમાં રૂડકીએ સૂચવ્યું. સૌને એ વાત રૂચી. બે ભાગ પડી ગયા. " જાઓ, ધાર પર ચડો " રૂપાંએ દુશ્મનોને હુકમ કર્યો. " આજે, તમને હરાવી બધી ધાર સર કરવી છે મારે." આમદે હુકમ સાથે ચડાવ્યો અને સાતે ધાર પોતાના લશ્કરથી રોકી દીધી. પછી બાળકોનું યુદ્ધ જામ્યું. રૂપાંએ ચાર ધાર લીધી ત્યાં વળી બે ખોઇ. પાછી ત્રણ સર કરી ત્યાં જોતજોતામાં પાંચેમાંથી નીચે ઉતરવું પડયું. હિંમત કરી પાછું લડવા માંડયું. છોકરીઓએ છ ધાર ઉપર પોતાનો વાવટો ખોડયો. સાતમી ધાર ઉપર આમદે પોતાના ચુનંદા સુભટો ગોઠવ્યા હતા. છોકરીઓથી હારવાથી તેમનું ક્ષાત્ર લોહી તપી આવ્યું હતું. પાછી સાતે ધાર ન લેવાય તો મરવું પણ રણમાંથી પાછાં પગલાં ન કરવાનો સંકલ્પ તેમણે કીધો. રૂપાંદેએ પણ પોતાનો વ્યૂહ રચ્યો, પણ એવામાં બ્યુગલ સંભળાયું. સૌ ચમકયાં. સૂર્ય ઘણો ઉપર ચડી ગયો હતો. અવાજની દિશામાં સૌએ નજર નાંખી. તોપવાળી ધાર પાસે શિકારની તાલીમ માટે ચિત્તાઓને એકઠા થતા જોયા. સામે વનમાં હરણીઆં, રોઝ, સસલાં વગેરેમાં ગભરાટ ફેલાયો. વનકો એવામાં બોલ્યો: " આમદભાઇ! ચિત્તાઓ આંહિ આવશે. ચાલો ઘરે. " લડાઇ લડાઇને ઠેકાણે રહી. ક્ષત્રિ

"સાચી વાત છે તારી. શરમે બહુ લાગે પણ ભણવાની તો મઝા છે. કેવું કેવું મઝેનું શીખવાનું! ચીતરતાં, ભરતાં, ગૂંથતાં, સીવતાં, ગાતાં, સિતાર વગાડતાં, અંગ્રેજી, સંસ્કૃત શીખતાં, ઘોડે બેસતાં, બાઇસિકલ પર બેસતાં, મોટર હાંકતાં કુંવરી સાહેબ શીખે છે તેમની સાથે બધું મારે શીખવાનું. રૂડકી, ઝમકુ, પોતી, રામબાઇ, અમીના, મરયમ, જુમેલા, મોંઘી, સહીથી હું વધારે ભણીશ. તારાથીએ વધારે? તું કેટલું ભણીશ?"

"મારે તો બી. એ., એલએલ. બી. થવું છે. તું ક્યાં મારી સાથે પોગવાની હતી?"

"રાણી સાહેબ કહે રુપાંને રાણી વિક્ટોરીઆ જેટલી હોંશીઆર બનાવવી છે? તું ભણવાનો છે તેથીએ વધારે રાણી વિક્ટોરીઆ ભણ્યાં હશે નહિ? આપણાં રાણી સાહેબથી એ હોંશીઆર હશે. નહિ તો રૂપીઆ પર, પૈસાપર એમની છબી ક્યાંથી આવે?"

"તું તો હવે મહેલમાં રહેવાની. મારી સાથે રમશે કોણ? તારા વિના શે સોરવશે." આમદની આંખમાં આંસુ આવી ગયાં. તેનો ગળગળો અવાજ સાંભળતાં રૂપાંદે પણ રડવા જેવી થઇ ગઇ. ડાળ પર ને ડાળ પર તેની પડખે જઇ ઓઢણીના છેડાથી તેનાં આંસુ લૂછ્યાં: "ભાઇ રે મા! રાત આપણી ગઇ છે? મહેલમાં તો સવારે અને બપોરે ભણવાનું. પછી રજા. મને ચીતરતાં આવડશે એટલે આપણી છબી ચીતરીશ. છબી હશે તો તારા વિના મને સોરવશે ને મારા વિના તને."

દરેક સ્ત્રીમાં જનનીનો અંશ છે. ગમે તેટલી તેની બાલ્યાવસ્થા હોય પણ માતાપણું હોય છે જ. ઢીંગલીને કેવી હેતથી છોકરીઓ રમાડે છે અને હુલાવે છે? રૂપાંદે આમદની મા હોય તેમ વહાલથી

" હા, બેટા, મોટી થશે ત્યારે તો તું બીજી આર્કની જોન થઇશ. આજ તો ધાર પર આમદને હરાવી દીધો હતો ને ?"

એટલામાં રૂડકી રાસડા ગાવા રૂપાંદેને તેડવા આવી. જીવણસંગ ને આમદ એકલા રહ્યા. છોકરીઓના હાથના તાલ અને પગના ધમધમાટ અને સૂરથી ધરતી ગાજી ઉઠતી લાગી. વિચારનિદ્રામાંથી જાગી જીવણસંગે પૂછ્યું: " આમદ, શું પૂછતો હતો ? હં, સાંભર્યું. લડાઇમાં મહારાજ સાહેબ કેમ મોકલતા નથી ?"

" હા બાપુ ! કેમ નથી મોકલતા ? મને મોકલે તો હુંયે જાઉં. "

" બેટા ! પરદેશમાં લઢાઇ ચાલે છે. આપણા દેશમાં ચાલતી હોય તો મોકલે. "

" આપણો દેશ અને પરદેશ જૂદાં છે ? "

" હા, બેટા ! દુનિયા તો વિશાળ છે. તું ભૂગોળમાં શીખ્યો છે ને ? તેના નાના મોટા ભાગ છે. જોને આપણાં ફળીઆમાં કમાન્ડન્ટ સાહેબનો બંગલો જૂદો, મેજર સાહેબનો જૂદો, રસાલદાર સાહેબનો જૂદો, મારો જૂદો, તારા બાપુનો જૂદો છે તેમ દુનીયામાં જમીન વત્તીઓછી જૂદા જૂદા લોકોને તાબે છે. લોકોના રંગ જૂદા હોય છે, ભાષા જૂદી હોય છે, પહેરવેશ જૂદા હોય છે, રહેણીકરણી જૂદી હોય છે, ધર્મ જૂદા હોય છે. સમજ પડે છે ને ? "

" હા, આતો બધું ભૂગોળમાં શીખ્યો છું. પેલા મેળવડામાં 'સિનેમેટોગ્રાફ'માં એનાં ચિત્રો પણ આપણે સાથે નહોતાં જોયાં ? "

" બસ ત્યારે તને ખબર છે. સૌ સૌના જૂદા જૂદા દેશ છે. જેમાં પોતે અને પોતાના લોક રહે તે સ્વદેશ અને તેથી જૂદો પરદેશ. સ્વદેશમાં આપણો જન્મ થાય, આપણાં માબાપ રહેતાં હોય, ભાઈ બેનો રહેતાં હોય, આપણા ભાઇબંધ દોસ્તદાર હોય.

આપણે ભાષા એક બોલીએ. સૌના સુખે સુખી અને દુઃખે દુઃખી થઇએ છીએ. સ્વદેશ આપણને બહુ મીઠો લાગે છે. તેની મોટાઇ હોય તો આપણી મોટાઇ છે, તે સુખી હોય તો આપણે સુખી, તે બેઆબરૂ હોય તો આપણે બેઆબરૂ. જે દેશમાં જન્મ મળે તે આપણાથી લાભ મેળવે, દુનિયામાં નામના મેળવે અને વધારે સુખી થાય તોજ જન્મવાનું સાર્થક. બાકી જમીન પર પત્થરના ઢગલા ક્યાં ઓછા પડયા છે ?"

"બાપુ! આપણો સ્વદેશ તો ગુજરાત ને?" રાસડા પુરા કરી આવેલી રૂપાંએ પિતાનો ઉપદેશ સાંભળી પ્રશ્ન કર્યો.

"હા, બેટા! આપણો દેશ ગુજરાત અને આપણે ગુજરાતીઓ. આમદે ય ગુજરાતી છે. અમદાવાદના બાદશાહના વખતમાં સોલંકી જેસંગ મુસલમાન થયેલા અને બાદશાહના ભાણેજને પરણેલા. તેમના વંશમા આમદનો જન્મ છે. પાટણના અને અમદાવાદના રાજવંશમાં એનો જન્મ છે. બેટા! તારી જવાબદારી મોટી છે. તેનો નિર્વાહ કરવા પ્રભુ! તને સમર્થ કરો. જાઓ, હવે સુઇ જાઓ. મોડું થયું છે. સવારે ગિમાટે જવું છે ને ?"

## ૫

કાળની ગતિ અપ્રતિહત ચાલતી હતી. બાળકો મોટાં થતાં હતાં. રૂપાંદે અને આમદના જીવનપ્રવાહ નિરાળા થયા હતાં. જીવણસંગ ગુજરી ગયા હતા. રાણીસાહેબે રૂપાંને રાજમહેલમાં રાખી હતી. પોતાની ફોઇના દીકરા સાથે એને પરણવાની હતી. પણ તે હજુ વિલાયતથી આવ્યો નહોતો. વિલાયતમાં દસ વર્ષ થયાં રહેવાથી અંગ્રેજશાઇ આચારવિચાર તેનામાં આવ્યા હોય તેથી ગમે તેવી કન્યા સાથે લગ્ન

કરવાથી તેની જીંદગી દુઃખી નીવડે તેને માટે ખાસ રાણીસાહેબ રૂપાંને કેળવતાં હતાં. પોતાના સગાભાઇ જેવો આ ભાઇ એમને વહાલો હતો. રૂપાં સકલકલાસંપન્ન થઇ હતી.

આમદના પિતા હાલ સેનાપતિ હતા. આમદ લશ્કરમાં તેમની સાથે રહેતો અને શહેરમાંની કૉલેજમાં ભણતો. એનો અને રૂપાંનો ભાઇબહેનનો સંબંધ કાયમ રહ્યો હતો. રાણી સાહેબની સમક્ષ દર રવિવારે તે બહેનને મળવા જતો. બાકી કાગળો લખવાની છૂટ હતી. રાણી સાહેબ બન્નેના કાગળો વાંચતાં.

સુશિક્ષિત અને સંસ્કારી થવા બન્ને વચ્ચે સાઠમારી ચાલતી. આમદને એમ લાગે કે રૂપાં આટલામાં ચડીઆતી છે તો તેટલામાં પ્રવીણ થવા મંડતો અને નિપુણતા પ્રાપ્ત કરતો ત્યારે જ જંપતો. કૉલેજમાં ન જવાનું છતાં કન્યાશાળાની ગ્રેજ્યુએટ 'હેડમિસ્ટ્રેસ'ની મદદથી રૂપાં પણ કૉલેજનો અભ્યાસ કરતી.

રોજ રાગે જીવણસંગે કહેલી વાતોમાં રહેલો ઉપદેશ બંનેમાંથી એકેના હૃદયમાંથી ભૂંસાયો નહોતો. સ્વદેશની ઉન્નતિ માટે જીવન છે એ લોહીના ટીપેટીપામાં વસી રહ્યું હતું. બધી તૈયારી તેને માટે હતી. બીજી કોઇ લાગણીને એમાં સ્થાન નહોતું. એથીજ બાળપણના આ સોબતીઓમાં પ્રણય જન્મ્યો નહોતો.

પત્રવ્યવહારમાં દેશના અનેક પ્રશ્નો ચર્ચતાં. તેની વિવિધ હકીકત મેળવતાં અને નિરાકરણો કલ્પતાં. દેશના ગૌરવ માટે ચોવીસે કલાક સ્વપ્નાં યોજતાં. સ્વપ્નાં તાદ્રશ કરવા તલસતાં પણ સામર્થ્ય, પ્રસંગ અને સાધનસંપન્નતા વિના ઝંપલાવવા તૈયાર નહોતાં.

યૌવનના પ્રભાતમાં બન્ને કોઇ અવનવા સ્વર્ગમાં વિહારતાં.

૬

" બ્હેન ! હું વિલાયત જાઉં છું. શીખ માગવા આવ્યો છું." બી. એ. પાસ થયા પછી એક દિવસ રાણીસાહેબની પરવાનગીથી આમદ રૂપાંદેને મળવા આવ્યો. સમાચાર સાંભળતા જ તે આભી થઇ. "બેરિષ્ટર થવા જાઉં છું. મહારાજા સાહેબ વિલાયત મોકલે છે." પછી તો બન્ને વાતોએ બેઠાં. એમની વાતો ખુટેજ શાની? છેવટે વિખુટા થવું પડયું. "વીરા! ગુજરાતની કુખ દીપાવજે." એ શબ્દોથી રૂપાંદેએ આમદને રજા આપી.

આજે આ શું? રૂપાં, રૂપાં, તને શું થાય છે? આમદ રોજ મળતો અને વિખૂટો પડતો છતાં આજે આ શું થાય છે? ત્રણ વર્ષ વિલાયત દૂર રહેશે એટલે અનાથ બાળાને ભાઇનો વિયોગ સાલ્યો? ના, આ લાગણી તો જુદી લાગે છે. વિયોગ સાલે છે છતાં મારા હૃદયમાં તેની મૂર્તિ વિરાજી રહી છે. જોવા ધારૂં છું ત્યાં નજરે પડે છે. આજ દુનિયા પણ અવનવી લાગે છે. રોજની દુનિયા આજે કેમ ફરી હશે? મારી સ્વસ્થતા ક્યાં ગઇ? લાગણીઓનું પુર કયાંથી અને શાને ઉભરાય છે?

આમદને પણ વિયોગ સાલ્યો. પણ માત્ર મિત્રનો વિયોગ હોય એવો. જ્યારે પરદેશમાં સ્વદેશનો મહિમા વિચારતો અને રૂપાંને કાગળો લખતો ત્યારે કાળક્રમે એના હૃદયમાં પણ પ્રણયનો સંચાર થયો. રૂપાંદે બીજાને માટે નિર્મિત છે તે જાણતો હતો. એ લાગણીનો નાશ કરવા જેમ પ્રયત્ન કરતો તેમ તે વધતી. હૃદયની જ્વાળા હૃદયમાં રાખતો. રૂપાંદેને એની ગંધ પણ જણાવાય એવું નહોતું. છતાં આમદના કાગળોમાં વિચારોની સાથે ભાવનું અદ્‌ભુત મિશ્રણ થયેલું રૂપાંને લાગતું અને રૂપાંના કાગળોમાં આમદને પણ એવુંજ લાગતું. હૃદય હૃદયનો સાક્ષી છે. બન્ને હૃદય સમજી ગયાં કે પ્રણયને આધીન થયાં છીએ પણ સ્પષ્ટ કથન કોઇ નહોતું કરતું.

એરિષ્ટરની પદવી મળી એવામાં તુર્કસ્તાનમાં રાજ્યક્રાંતિ થઇ, એટલે 'યુવાન તુર્ક' સહાધ્યાયીઓ સાથે આમદ ત્યાં ગયો. વહાલો ગુજરાત એને ખારો લાગતો હતો. હૃદયમૂર્તિ રૂપાંદે એની થાય એમ નહોતું. રૂપાંદે વગરનું જીવન કેવું નીરસ નિરૂદ્દિષ્ટ ?

તુર્કસ્તાનમાં એના શૌર્ય અને વિદ્યાને પ્રતાપે ઉંચી નોકરી મળી. એક પ્રભાવી, દેશવત્સલ, સંસ્કારી લોકનાયકની બેન એની સાથે પરણવા તૈયાર થઇ પણ આમદના લગ્ન રૂપાંદે સાથે થયાં હતાં–ભલેને રૂપાંદે બીજાને પરણે પણ આમદની હૃદયેશ્વરી તે હતી. બીજી કોઇ સુન્દરી તે સ્થિતિ પ્રાપ્ત કરી શકે શી રીતે ? નિરાશ આમદે રણસંગ્રામમાં ઝંપલાવ્યું. નાનપણની પરાક્રમી થવાની હોંસ પુરી પાડી પણ ક્યાં યે એને આરામ, સ્વસ્થતા નહોતાં. રૂપાંદે વિના સંસાર શૂન્ય હતો. સ્વદેશનું ગૌરવ વધારવા તે વ્રતનિષ્ટ હતો. જીવણસંગની મૃત્યુશય્યા આગળ સ્વદેશસેવાનું વ્રત લીધું હતું પણ સ્વદેશમાં રૂપાંદે હતી અને તે પારકાની હતી પછી એ ભૂમિમાં કેવી રીતે જવાય ?

રૂપાંદે એની રાહ જોતી. તુર્કસ્તાન ગયાના સમાચાર મળતાં મેળાપના દિવસો વધુ ને વધુ દૂર જતા દેખી વધારે સંતપ્ત થઇ પણ હૃદયેશ્વરને કેવી રીતે હૃદયની વ્યથા દેખાડે ?

જે સુંદરીનો હાથ આમદે સ્વીકાર્યો નહિ તે એનું હૃદય પામી ગઇ. પત્ની ન થઇ શકી ત્યારે આ વીરપુરૂષની સખી થવા તેણે પ્રયાસ કર્યો અને તેમાં ફાવી. વસ્તુસ્થિતિ જાણ્યા પછી તેનો માર્ગ કહાડ્યો. એક દિવસ વાતમાં ને વાતમાં કહ્યુંઃ "સ્વદેશનું સ્થાન ધર્મથી પણ ઉપર છે. સ્વદેશ એ ઇશ્વર છે. સ્વદેશપૂજા એજ ખરી ભક્તિ છે. જૂઓ અમે ખલીફને પદભ્રષ્ટ કર્યો શાને ? સ્વદેશનો માહમા મોટો છે માટે તમારે પણ તમારા સ્વદેશની સેવા કરવાની છે."

દેશ તેનો શ્વાસ અને પ્રાણ હતો. પોતાની દેશપ્રીતિના બળે આમદની સુપ્ત દેશપ્રીતિ જાગૃત કરી. સાથે સાથે માન્યું કે સ્વદેશ જશે તો એની હૃદયેશ્વરી હજુ અવિવાહિતા હોવાથી એ મેળવી શકશે. તુર્કી બેનની શીખામણ માન્ય રાખી તે સ્વદેશ જવા નીકળ્યો. રૂપાંદેને તાર મળ્યો. આમદ આવે છે. એનો હર્ષ કેવો ઉછળ્યો હશે ?

રાણી સાહેબનો ભાઇ વિલાયતમાં કોઇ મડમને પરણ્યો છે અને તેથી હિન્દુસ્તાન પાછો આવતો નથી એવી ખાતરીદાર બાતમી આવી. રાણી-સાહેબની જીંદગીભરની આશાઓ અને સ્વપ્નાંઓ ધ્વસ્ત થયાં. જબરો આઘાત થયો. યૌવનારૂઢ રૂપાંનું શું કરવું ? ચિંતાની જ્વાળાઓ ચોતરફથી ભભુકી ઉઠી.

## ૭

રાજ્યમાં રાણીસાહેબની સત્તા સર્વોપરિ હતી. રૂપાંદે ઉપર રાણી-સાહેબના ચારે હાથ હતા. આમદ વિલાયત સિધાવ્યો એટલે રૂપાંદે એકલી પડી. વિરહની પીડા સાલતી. પણ એમાં દેશ સાંભર્યો. પિતાની છેવટની ઇચ્છા સાંભરી. ગુજરાતના ગૌરવની પ્રાપ્તિમાં રાજ્ય મદદગાર થાય એવા માર્ગો રફતે રફતે રાણીસાહેબને સૂચવવા માંડયા. પોતાની ચાલાકી, વિદ્યા અને અનુભવથી રાણીસાહેબને કારભાર ચલાવવામાં સહાય આપતી અને એમનો કારભાર દીપાવતી. રાજ્ય ગુજરાતનું અંગ છે અને ગુજરાતની મહત્તા વધારવાનું કર્તવ્ય એનું પણ છે એવી ભાવના જાગૃત કરી રાણીસાહેબ એનાં શિષ્યા થયાં.

આ અરસામાં આમદ સ્વદેશ આવ્યો. રૂપાંદેને શી રીતે મળવું ? આખરે રાણીસાહેબથી છાનાં બન્ને એકલાં જંગલમાં મળ્યાં. પશુ, પક્ષી, વનસ્પતિ, આકાશની સમક્ષ હૃદયની વાત કરી. એક બીજાનો પ્રેમ સ્પષ્ટતઃ સ્વીકાર્યો. અવારનવાર આમ મળતાં અને દેશના ગૌરવની વાતો

યોજતાં પણ એકાકી જીવન ક્યાં લગી ગાળવું ? " રૂપાં, હૃદય, મારી ક્યારે થઇશ ?" "તારીજ છું ને." " મારીજ છે પણ જગતની આંખે મારી ક્યારે થઇશ ?"

બન્નેના ધર્મો જૂદા હતા. રજપુતાણી મુસલમાનને પરણી શકે છે. છતાં રૂપાંદે એવી રીતે પરણવા અનિચ્છુ હતી. પોતાનો હિંદુધર્મ–પોતાની હિન્દુ સંસ્કૃતિમાંથી ચ્યુત થવામાં તેને વ્યથા થતી. પણ આખરે સુઝવણમાંથી રસ્તો કાઢવામાં આવ્યો. 'સિવિલ મેરેજ'થી બાળપણનાં ગોઠીઆં જીવનના સોબતી થયાં. દેશસેવાથી જન્મેલી ઉદારતામાં બન્નેના ધર્મોને સ્થાન મળ્યું.

યુરોપમાં એવામાં મહાયુદ્ધ જાગ્યું. અંગ્રેજ સરકારની કુમકે–ન્યાય, સ્વતંત્રતા અને દયાનો ઝુંડો ઉઠાવવા હિંદુસ્તાનમાંથી દેશી લશ્કર યુરોપના સમરક્ષેત્રમાં ગયું. આમદ પણ પોતાના ગુજરાતી રજપુતોને લઇ ગયો. મરાઠા, ડોંગરા, શીખ, રજપુત, પઠાણ વગેરેની હારમાં તેમણે વીરત્વ પ્રકાશ્યું. આમદને 'વિક્ટોરીઆ ક્રોસ' મળ્યો.

૮

આજ કેટલાં વર્ષો થયાં ગુજરાતે રણભૂમિ જોઇ નહોતી. રજપુત કોળી, કુંભાર, ભરવાડ, પાટીદાર, વાણીઆ, બ્રાહ્મણ, મુસલમાન, પારસી સૌને એક વાર પાનો ચડતો ગુજરાતના ચાંચીઆઓએ એક વખત બગદાદના ખલીફોના મહેલો ઉપર આક્રમણ કર્યું હતું. પણ જૈન ધર્મના અને વૈષ્ણવ ધર્મના પ્રચારને લીધે ગુજરાતમાં વીરોદ્રેક કમી થઇ ગયો છે, સમૂળગો નાશ પામ્યા જેવું છે. જે રજપુતાણીઓ એક વખત પતિને કે પુત્રને રણમાં મોકલવામાં પ્રતિષ્ઠા અને કીર્તિ માનતી હતી તેમના વંશની ગરાસણીઓ યુરોપના કુરુક્ષેત્રમાં રજપુતોને જતા જોઇ રોતી હતી. વીર-

માતાઓને સ્થાને કંગાલ, બીકણ, રણભીરૂ, જીવનલોભી પામર સ્ત્રીઓ થઇ ગઇ હતી. આ સર્વેને સાંત્વન આપી, તેમનું દુઃખ કમી કરી દેશપ્રેમ અને ક્ષત્રિબળનો પાનો તેમનામાં ચડાવવાનું વિકટ કાર્ય રૂપાંદેએ કરવા માંડ્યું. ઇતિહાસની અભ્યાસી રૂપાંદે રણનીતિમાં પ્રવીણ હતી. આ વર્તમાન જાદવાસ્થળી કેવી ભયંકર થશે તેનો તેને આબેહુબ ખ્યાલ હતો. એમાંથી જીવના પાછા કોઇ પણ આવશે એવી ખાતરી એની હૃદયગુહાના ગહનતમ ભાગમાં નહોતી. પણ લોહી રેડ્યા વિના પ્રતાપ, પ્રતિષ્ઠા, સત્તા મળતાં નથી. જગતમાં હિંદુસ્તાનની પ્રતિષ્ઠા કાંઇજ નહિ અને હિંદુસ્તાનમાં ગુજરાતની પ્રતિષ્ઠા કાંઇજ નહિ એ વિચાર એને ઉભી ને ઉભી બાળી નાંખતો. આવા રાષ્ટ્રયજ્ઞમાં પુરૂષોએ હોમવાનું છે તેથી વધારે સામર્થ્ય અને મનોબળથી સ્ત્રીઓએ હોમવાનું છે. પુરૂષોને પાનો ચડાવી, સ્ત્રીસંતતિની માયાથી વિરક્ત કરી, દેશપ્રેમની ખાતર રણમાં મોકલવા; હૃદયપ્રધાન સુંદરીઓને પોતાના પ્રિયતમ અને સાભાગ્યના મુકુટોનો વિરહ વખતે જીવનપર્યંતનો વિરહ સહન કરવાની શક્તિ કેળવવી; ઇપ્સિત ફળ નથી પ્રાપ્ત થયું ત્યાં લગી આ દેશોષ્ટિમાં વીરપુરૂષોનો હોમ ચાલુ રાખવા સ્થળે સ્થળે વીરત્વ જાગૃત કરવું, પ્રેરવું અથવા કેળવવું; અને પુરૂષોની ગેરહાજરીમાં ગૃહની વ્યવસ્થા ઉપરાંત સમાજની અને રાજ્યની વ્યવસ્થા અખંડ, સમર્થ અને પવિત્ર રાખવી. આ વીરાંગનાઓનાં કર્તવ્ય. ઝનુનમાં આવી સંગ્રામમાં વિજય કે પરાજય પામવા કરતાં આ સેવાઓ ઉંચા મનોબળ અને ચારિત્ર્યની અપેક્ષા રાખે છે.

રૂપાંદે આ પ્રસંગ માટે તૈયાર હતી ? પિતાની અને રાણીસાહેબની કેળવણી આજ પ્રસંગ માટે પ્રભુએ નિર્માણ કરી હતી. કસોટીના પ્રસંગોમાં તેણે અદ્દભુત વિજય મેળવ્યો. અજબ જાદુથી એણે ગુજરાતનું ક્ષાત્રતેજ પ્રજ્વલિત કર્યું. રણમાં ખપતા ગયા તે સુભટોનું સ્થાન નવાથી પુરતી ગઇ. અનાથ, પીડિત અને અકિંચન કુટુંબોની આધિવ્યાધિ બને

તેટલી રીતે દૂર કરતી સંગ્રામની મૂર્તિમતી દેવી જેવી રૂપાંદે સર્વ સ્થળે ફરતી. એની પરાક્રમોત્તેજક કવિતાઓ ગુજરાતના ગામડે ગામડે ગવવા લાગી. છીન્નભિન્ન ગુજરાતની એકતા આ સુંદરીના હૃદયથી જન્મી. ગુજરાતમાં રાષ્ટ્રીય ચેતન પ્રસર્યું.

પરંતુ કોઇક કોઇક વખત સાધારણ વાતોથી ઉંચે જઇ સહેજ કલાન્વિત કૃતિ બનાવી રસમય વાર્તા પણ એઓ આપી શકે છે. એવે વખતે પ્રશ્ન ચર્ચ્યો હોય છે ખરી પણ વાર્તામાં ઓતપ્રોત બની આપણી પાસે તે ખડી થાય છે. એમની નવલિકાઓ આરંભકાલની છે એ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અને અત્યારે પણ નવલિકાઓ પર એ હાથ 'સ્ત્રીબોધ' દ્વારા અજમાવી રહ્યા હોવા છતાં પણ એમની કલામાં જરા પણ પ્રગતિનાં ચિન્હો અમને જણાતાં નથી.

'મારી વીસ વાતો' ૧૯૧૯માં બહાર પડી. તેમાંથી "બટુકનો બાપ કોણ?" લેવામાં આવી છે. પુનર્લગ્નનો પ્રશ્ન લેખકે કૌશલ્યથી ચર્ચ્યો છે; અને એથીય ઉત્તમ એક પવિત્ર રહેતી ફસાયલી સ્ત્રીનું કલાયુકત ચિત્ર છે.

રા. રમણીયરામ ત્રીપાઠીએ આ વાત પ્રસિદ્ધ કરવા માટે અમને પરવાનગી આપેલી છે. ]

મગનલાલ મણીલાલની દીકરીનું નામ લખવામા આવ્યું હતું. ત્યારબાદ થોડા દિવસ પછી એક વીસેક વર્ષની એક યુવાન અને રૂપવની બાઈ પાંચેક વર્ષના એક પુત્રને લઇને ત્યાં રહેવા આવી. તેની સાથે કોઇ ચાકર નફર નહોતું. ગામમાં રહેવા આવ્યા પછી પણ તે બાઇએ કોઇની સાથે કાંઇ પણ જાતનો વ્યવહાર બાંધ્યો નહોતો. કાંઇ જોઇતું કરતું હોય તો વેપારી સાથે તેટલી જ વાત કરતી હતી. દરરોજ સવારના તળાવના કીનારાના ટેકરા ઉપર પોતાના પુત્રને લઇને જતી હતી. ગામમાં નિશાળ તો હતી પણ છોકરાને નિશાળે મોકલતી નહિ. પોતે તેને ઘેર ભણાવતી હતી. આ બાઇ કોણ છે, તેનો પાછલો ઇતિહાસ શો છે, તે આમ એકાંત વાસમાં કેમ રહે છે, વગેરે જાણવાની ગામલોકને ઇંતેજારી તો ઘણી જ થતી હતી, પણ તેઓને તેની કાંઇજ ખબર પડતી નહોતી. પ્રથમ તો ગામની કેટલી બાઇઓએ તેની ઓળખાણ કરવાનો પ્રયત્ન કર્યો. સવારે તે તળાવ કિનારે ફરતી હતી ત્યારે તેની પાસે એકબે બાઇઓ આવી પહોંચી, અને એકદમ તેની સાથે વાતો કરવા માંડી અને કહ્યું કે: " બેન ! તમે કોઇ શહેરના રહીશ જણાઓ છો. તમે શહેરનાં લોક અતડાં બહુ. આટલા દિવસથી આવ્યાં છો પણ કોઇ સાથે બેસવું ઉઠવું જ નહિ. આતે કાંઇ સારૂં કહેવાય ! કાલે એને લઇને મારે ઘેર આવજો. મારા છોકરાને બપોરે તેડવા મોકલીશ. "

" ના જી, આપ કાંઇ મહેનત લેશો નહિ. મારો સ્વભાવ એવો થઇ ગયો છે કે મને એકાંતમાં જ બહુ ગમે છે. તમે મારા ઉપર ખોટું લગાડશો નહિ. "

તે વખતે તો એટલેથી પતી ગયું. પણ આ બાઇઓએ આ વાત ગામનાં બૈરાંને કહી અને એમને વાત કરવાનો એક વિષય જડયો. તેઓએ આ બાઇની અંદરઅંદર પુષ્કળ મશ્કરી કરી. એના જીવન માટે કાંઇ કાંઇ કલ્પનાઓ કરી, અને છેવટે એમ ઠરાવ્યું કે કોઇ ઉખડેલ

હતો. અંતે તે પણ કેવળ ધંધાની રૂએજ આવતો હોય તેમ લાગતું હતું. કોઇ કોઇ વાર એક બીજો મનીઑર્ડર સુરતના કોઇ જરીવાળા તરફથી આવતો હતો. અને તેમાં લખેલું હતું કે તમારા મોકલાવેલા ભરતના મહેનતાણા પેટે. આ વેપારી તરફથી ઝીક વગેરે પાર્સલ આવતું અને આ બાઇ તરફથી તેને શરનામે કોરો વગેરેનું પાર્સલ જતું. આ સિવાય કોઇના પત્રો ત્યાં આવતા નહિ.

ગામનો એક છોકરો એક વાર મુંબાઇ ગયો. ત્યાં તે પેલા સોલીસીટરની પેઢીએ પહોંચ્યો, અને કોઇ કલાર્કને આ બાઇનું નામ દઇ, મનીઑર્ડરની યાદ આપી. બાઇ કોણ છે તે પુછવા લાગ્યો. તે કલાર્ક તેને પોતાના શેઠ પાસે લઇ ગયો. શેઠે તો આને બેચાર સવાલ પૂછી તરત જાણી લીધું કે આતો કોઇ ખાલી કુતૂહલ ધરાવનાર નવરો માણસ છે. તેણે આ ભાઇને ખૂબ ધમકાવ્યા, અને કહ્યું કે આવી નવરી પંચાત કરશો તો અને તે બાઇને કોઈ પણ રીતે હેરાન કરશો તો તમને પોલીસ કોર્ટમાં ધસડવામાં આવશે. ભાઇ તો ડરી ગયા અને રસ્તે પડયા. ગામમાં આવી રીતે સોલીસીટરની પેઢીમાં તપાસ કરી આવ્યા હતા તે વાત બહાદુરીથી સૌને જણાવી દીધી પણ પોતાને ધમકાવી કાઢયા હતા તે છુપાવી દીધું, પણ બાઇનો ઇતિહાસ તો કોઇએ હજી જાણ્યો નહિ.

ત્યાર પછી ત્રીજો એક ઉપાય કેટલાએક જણે કર્યો. આ ગામમાં કજીયા દલાલો પુષ્કળ હતા. બનાવટી કેસો ઉપજાવી કાઢવાનો એમનો ધંધો હતો, અને પોલીસની ફરીયાદો પણ નિપજાવવાનો હતો. આ કારણથી ત્યાંના જમાદાર સાથે સારાસારી રાખવાની તેમને જરૂર પડતી હતી. અને જમાદાર સાહેબને પણ આવા લોકવડેજ બે પૈસાની પ્રાપ્તિ હતી. આવા કેટલાએકોએ લોકો જમાદાર સાહેબને એક યુક્તિ સુઝાડી. જમાદાર પોતે પણ એ બાઇ કોણ છે તે જાણવાને ધણા આતુર હતા. ધણીએ વાર મુછે તાલ દઇ ખુંખારો મારતા, એ બાઇના ધરની પાસે થઇ

તે, ઘરમાં નજર નાંખતા નાંખતા જતા હતા. પણ ખરી રામબાણ યુક્તિ તેમને સુઝી નહોતી. પેલા ખટપટીઆઓએ સુચવ્યું કે કદાચ આ બાઇ કાંઇ રાજદ્રોહિ ગુન્હેગાર તો ના હોય ! તમે. સી. આઇ. ડી. વાળાને લખીને કાંઇ તપાસ તો કરાવો. આ સાંભળી જમાદાર સાહેબને બુદ્ધિ આવી. તેમણે તુમાર મોકલ્યો કે અત્રે એક શકમંદ બાઇ છે, તેના પાછલા ઇતિહાસની ભાળ મળતી નથી. પરંતુ કોઇ સાથે સહવાસ રાખતી નથી. તેના ઉપર મનીઓર્ડરો આવ્યા કરે છે. રજીસ્ટર્ડ પારસલો આવે છે ને જાય છે. તેને કોઇ ફીતુરી ટોળી સાથે સંબંધ હોય એમ લાગે છે. વળી તે ચોપાનીઆં વાંચે છે. તેના ઉપર દર અઠવાડીએ મુંબાઇથી 'ગુજરાતી' પત્ર પણ આવે છે. આ પ્રમાણે લખીને તેમણે તે બાઇના દેખાવનું વર્ણન આપ્યું.

જમાદાર સાહેબની આ યુક્તિથી આખું સી. આઇ. ડી. ખાતું હાલી ઉઠયું. છેક હેડ ઓફીસ સુધી લખાણ ગયું. આ બાઇની ખાસ તપાસ કરવા માણસો મુકરર થયા. અત્યાર સુધી ' બ્લેક લીસ્ટ'માંના શકમંદ આસામીઓમાં આ બાઇ જેવા વર્ણનવાળા કોઇનુંયે નામ હતું નહિ. આ કોઇ નવો શત્રુ પેદા થયો એમ તે ખાતાવાળાઓને લાગ્યું. કાંઇ કાંઇ વેશ કાઢી તે ખાતાના માણસો નરોડે આવ્યા. ઘર વેચાણ લેનારને તેમણે શોધી કાઢયો. તે સુરતનો રહેવાસી હતો. આ બાઇ તેની ભત્રીજી હતી. તેનો બાપ તો છેક નાનપણમાં ગુજરી ગએલો હતો. આટલી હકીકત તેઓ એ માણસ પાસેથી મેળવી શકયા. વિશેષ માટે તેઓ સુરત અને મુંબાઇ સોલીસીટરને ત્યાં તપાસ કરવા ઉપડયા. સોલીસીટરને ત્યાં તો એમનું કંઇ બહુ વળ્યું નહિ. તેમણે તો કહ્યું કે એ બાઇના મરનાર બાપની કેટલીએક મિલકત હતી તે એના કાકાએ અમારે હસ્તક ટ્રસ્ટમાં મૂકી છે. તેની આવકમાંથી એને માસિક ખર્ચ માટે અમે એને રકમ મોકલી આપીએ છીએ. આથી વિશેષ અમને કાંઇ ખબર નથી. આટલું કહ્યા

પછી એમણે મશ્કરી કરી કે આપ સૌ બળીઆઓ આ અબળાથી આટલા બધા ડરી કેમ ગયા છો? સુરતની તપાસમાં એમને કાંઇક વધારે જાણવાનું મળ્યું. ઘણી તપાસને અંતે એમને ખબર મળી કે મગનલાલ મણીલાલ અને છગનલાલ મણીલાલ નામના બે ભાઇ હતા. તેમાંથી મગનલાલ એક નર્મદા નામની છોકરી મૂકીને ઘણા વખત ઉપર ગુજરી ગયા હતા, અને તેમના દોઢ મહિનામાંજ તેમનાં વહુ ગુજરી ગયાં હતાં. નર્મદાને છગનલાલે ઉછેરીને મોટી કરી હતી. આ છગનલાલ હમણાં અમદાવાદમાં નોકર છે. આ નર્મદાને વિશે ગામમાં કાંઇ કાંઇ વાયકા ચાલે છે. કોઇ કહે છે એ ક્યાંય નાશી ગઇ છે. કોઇ કહે છે એ નીકળી ગઇ છે. પણ એનાં લગ્ન થયાં નથી અને ઉંમર હવે તો ઘણી મોટી થઇ ગઇ હશે. આ બધી તપાસને અંતે સી. આઇ. ડી. ઓફીસને તો ખાત્રી થઇ કે આ બાઇને શીતુરી ટોળી સાથે તો કાંઇ સંબંધ નથી. એ પ્રમાણેનું લખાણ જમાદાર સાહેબને કરી દીધું. અને આવી બાબતમાં જાગૃતિ રાખવા માટે તેને ધન્યવાદ આપ્યો.

જમાદાર સાહેબથી હવે કાંઇ વધારે બોલાયું નહિ. શીતુરી ટોળીની તપાસ માટે કાંઇ એમણે લખાણ નહોતું કર્યું. એમની મરજી તો આ બાઇનો ઇતિહાસ જાણવાની હતી. જોઇએ તેવો ઇતિહાસ તો ન મળ્યો પણ આ ગામના લોકોને ઘણું જાણવાનું મળ્યું. બાઇ નર્મદા સુરતની હતી. એને માબાપ નથી: તથા લગ્ન થયાનું જાણ્યામાં નથી. આ હકીકત ગામ લોકોને માટે ઘણી હતી. આ થોડી ઘણી હકીકત ઉપરાંત બાકીનું તેમણે કલ્પી લીધું. જરૂર આ બાઇને લગ્ન પહેલાં છોકરૂં આવ્યું હશે. મોટા શહેરોમાં ઉચ્ચ વર્ણોમાં હવે કન્યા મોટી કરીને પરણાવવાનો રીવાજ થયો છે. એટલે આ બાઇની બાબતમાં પણ તેમ બન્યું હશે, અને તે આડે રસ્તે ચઢી ગઇ હશે, અને આ પ્રમાણે બાળકનો જન્મ થયો હશે. એટલે એની સાથે લગ્ન કોણ કરે ? અને શહેરમાં કોઇને મોં બતાવવા

જેવું રહ્યું નહિ, એટલે ગામડામાં વાસ ખોળ્યો હશે. બસ, આ ગામના લોકોને તો તદ્દન ખાત્રીજ થઇ ગઇ, આ બાઇ પાપી છે, તે કુલટા છે, તે વ્યભિચારિણી છે. બધાં છોકરાઓએ હવે એના સામું મોં મચકોડવા માંડ્યું. ઘણીએ બાઇઓ જેઓની કુચાલ જાહેર હતી તેઓ પણ તેની વાત કરવા મંડી. બાઇને પોતાને તો આ કશી વાતની ખબર પડી નહોતી. પણ જ્યારે તે બહાર નીકળતી હતી ત્યારે કોઇ બાઇઓ હોય તો તેઓ હવે નિરાંતે વાત કરતાં હતાં કે આ બાઇ તો લક્ષણવંતી છે, એ તો હજી કુંવારી છે અને વળી છોકરૂં છે. આ વાતો નર્મદાને કાને પડવા માંડી. એને ઘણુંજ લાગી આવ્યું, અને હવે કોઇ લોક હોય ત્યારે બહાર જવાનુંજ મૂકી દીધું. બપોરે બધાં ઘરમાં હોય ત્યારેજ તે જરા તેના પુત્રને લઇને બહાર નીકળતી હતી. દરરોજ સવારસાંજ બહાર નીકળ-નારીને આમ ઘરમાં ભરાઇ રહેવાનું થવાથી અને વળી આ મહેણાં સાંભળવાથી ઘણું લાગી આવતું હતું. તેમાં વળી આ એક નવું દુઃખ ઉમેરાયું.

એક વાર ગામમાં વાત ચાલી કે નર્મદાનાં તો લગ્ન નથી થયાં તો પણ તેને છોકરો છે. એટલે પ્રથમ તો ટીકા બહુ થઇ, કોઇ કોઇ પુરૂષોએ દુનિયાના પ્રવાહ વિષે ચિંતા બતાવી. બાળલગ્નનાં ખૂબ વખાણ કર્યાં. સુધારાવાળાઓને ગાળો દેવાઇ. પરંતુ થોડો કાળ વિત્યા પછી જે ભાઇઓ આ બાઇને વખોડવામાં આગળ પડતો ભાગ લેતા હતા તેમાંના એક જણની ચીઠ્ઠી તે બાઇને મળી. તેમાં સુચવ્યું હતું કે જો તે પોતાનું દ્વાર ખુલ્લું મૂકશે તો બે ઘડી વાતચીત કરવા પોતે આવશે. આવા એક બીજા ભાઇએ તો હવે તે ઘર આગળ વારંવાર ફેરાજ મારવા માંડ્યા, અને વળી તેઓ ગાયન–નાટકનાં ગાયન પણ લલકારતા હતા. આ રીતે બીજા પણ કેટલાક ભાઇઓએ પ્રયત્ન કર્યા, પણ તેઓ સૌ નિષ્ફળ નીવડ્યા. આ કોઇના સામે તે બાઇએ

બાપ ક્યાં છે ?" બીજાએ પુછ્યું "તારા બાપ છે કે નહિ ?" બટુક તો ગભરાઇ ગયો, અને ઉતાવળે ઘર તરફ ચાલવા લાગ્યો. છોકરાઓ એની પાછળ પડયા અને "બટુક નબાપો" "બટુક બાપ વિનાનો" એમ ઘાંટાઘાંટ કરી ચીઢવવા મંડી ગયા. બટુક બહુ જ ચીઢાયો અને ચીઢમાં ને ચીઢમાં એણે એકને સ્લેટ મારી અને બીજાને પત્થર માર્યો. છોકરાઓ પણ સામા પથરા મારવા જતા હતા. પણ એટલામાં ત્યાંથી એક મજબુત કદાવર શરીરનો માણસ જતો હતો તેણે ઘોંઘાટ સાંભળ્યો અને તે એકદમ ત્યાં આવ્યો. બધા છોકરાઓને ધમકાવી કાઢયા અને બટુકનો હાથ ઝાલ્યો, અને છાનો રાખ્યો. છોકરાઓ તો બધા નાસી ગયા. પછી બધી હકીકત એણે બટુકને પુછવા માંડી. બટુકે બધી વાત કહી. પેલા માણસે તે સાંભળી. પણ કાંઇ જવાબ આપ્યો નહિ. તે બટુકને તેના ઘર સુધી મૂકી ને ચાલી ગયો.

ઘેર જઇને બટુકે બધી હકીકત પોતાની બાને કહી. નર્મદા આ સાંભળી ધ્રુસકે રડી. બટુકે જક લીધી કે મારા બાપનું નામ મને કહે. બધા છોકરાઓને બાપનું નામ અને મને કેમ નહિ. નર્મદાએ બટુકને સમજાવીને કહ્યું કે કાલે સવારે કહીશ. તરત તો ખાવા આપ્યું અને સમજાવી સુવાડી દીધો. પછી નર્મદાથી ન રહેવાયું ને ફરી રડી. હાથ જોડી પરમેશ્વરની પ્રાર્થના કરવા મંડી ગઇ અને કંઇક મોટેથી બોલી : "હે પ્રભુ ! હવે તો આ સહન થતું નથી. આ પુત્ર મને બહુ પ્રિય છે. એના રક્ષણ માટે મારા જીવનની જરૂર છે. પરંતુ હવે તો તેને તારે ખોળે સોંપીને આ દેહનો ત્યાગ કરીશ. મારાં સર્વ સગાંએ મને તજી છે. મારે હવે આ દુનિયામાં કોઇજ નથી. એક પાપ કરી બીજું પાપ ન કરવા માટે આ બાળકને મેં જાળવી રાખ્યો હતો. પણ હવે તો એ ઉછરી આવ્યો છે. એનું રક્ષણ ઇશ્વર કરશે. હું હવે

તળાવમાં જઇને પડીશ. ઇશ્વર ! મારા અપરાધ ક્ષમા કરજે અને આ બાળકને જોજે."

આટલું કહી તે નીકળી અને તળાવ તરફ ચાલી. રાત અંધારી હતી. રસ્તે કોઇ નહોતું. તળાવ સુધી જતાં નર્મદાને કાંઇજ અડચણ આવી નહિ. પણ જેવી તે ઘરમાંથી નિકળી કે તરત જ થોડા સમય પછી એક આકાર દૂર દૂર છુપાતો છુપાતો તેની પાછળ ચાલ્યો. તળાવ પાસે જઇને નર્મદા અંદર પડવાની તૈયારી કરે છે કે તરત જ " હાં, હાં; સાહસ ન કરો", એમ બોલી તે આકાર ત્યાં દોડી આવ્યો અને નર્મદાને આંતરીને ઉભો રહ્યો. જે માણસે બટુકને છોકરાઓ પાસેથી છોડવી ઘેર પહોંચતો કર્યો હતો તેજ આ માણસ હતો. બટુક સાથે ઘેર આવતો નર્મદાએ તેને જોયો હતો. પણ તે બરાબર જ પાછો ચાલી ગયો હતો. વળી બટુકે કહ્યું હતું કે એમણે મને બચાવ્યો હોત નહિ તો છોકરાઓ મને મારત. નર્મદા સામે ટીકા કરવામાં કે કનડવામાં આ માણસ કદી હતો નહિ; અને સાધારણ રીતે બીજો માણસ હોત તો બટુકને લઇને ઉલટો ઘરમાં આવત અને નર્મદા તેનો ઉપકાર ગાનત. પણ આ માણસ તો બારોબાર જ ચાલી ગયો હતો. તેથી નર્મદાના મનમાં તેને માટે માનવૃત્તિ ઉત્પન્ન થઇ હતી.

નર્મદાને તેણે કહેવા માંડ્યું કે આજ સાંજના બનાવ ઉપરથી તમે આવાં કાંઇક પગલાં લેશો એવો મને ભય લાગ્યો હતો. મેં તમારા વિશે પ્રથમ કાંઇક સાંભળ્યું હતું. ત્યાર પછી હું કોઇવાર તમારા વિષે બારોબાર ખબર કાઢતો હતો. તમારા નિર્મળ વર્તનને લીધે ગામલોકોનાં મોં બંધ થઇ ગયાં હતાં. પણ તેમણે જે હેરાનગતી તમને કરી હતી તેથી તમને ઘણું લાગી આવ્યું હશે, એમ હું ધારી શકું છું. તેમાં વળી આ નવો બનાવ બન્યો છે. તેથી તો તમે આવું કાંઇક કરશો જ એમ મને લાગ્યું હતું. તમને આમ કરતાં અટકાવવાં જોઇએ એ મેં મારી ફરજ માની અને

હું રાત પડતાં જ તમારા ઘરની પાસે છુપાઇ રહ્યો. હવે હું તમને વિનંતિ કરૂં છું કે તમે ઘેર પાછાં ફરો. તમે જે કાંઇ મદદ મારી પાસે માગતાં હો તે આપવા હું ખુશ છું.

નર્મદા એકદમ અટકી ગઇ તો હતીજ, અને આ બધું સાંભળી આ ગૃહસ્થને માટે તેને બહુ માનવૃત્તિ થઇ. તેણે કહ્યું: " આપે મારા ઉપર ઉપકાર કર્યો છે. પણ આપ મને કાંઇ મદદ કરી શકો તેમ લાગતું નથી. આપ ખરેખરા ગ્રહસ્થ લાગો છો. પરંતુ તમને મારી ખરી હકીકતની ખબર નથી એટલેજ મારા તરફ આટલો ભાવ બતાવો છો. બધું જાણ્યા પછી તમે પણ મને તિરસ્કારશો. હું અવિવાહિતા છું છતાંયે આ પુત્ર મારો છે. દુનિયામાં મારો સંગ કોઇ કરશે નહિ. એ રીતે જીવ્યાં કરતાં તો મરવું સારૂં છે. આપ દયાળુ દેખાવ છો, તો મારા પુત્રને જો જો."

પેલા ગૃહસ્થે કહ્યું કે " મારી હજરીમાં તો તમે એવું કાંઇ જ નહિ કરી શકો. અત્યારે તમે ઉશ્કેરાઇ ગયાં છો. શાંતિની તમને બહુ જરૂર છે. અત્યારે પાછાં વળો અને તમારી રજા હશે તો ફરીથી હું મળીશ." બહુ આગ્રહથી તેણે નર્મદાને પાછી વાળી. અને ઘર સુધી એને મૂકી આવ્યો. નર્મદાની રજાથી એણે જણાવ્યું કે સવારે વહેલો હું અહિં આવીશ. ગામમાં કોઇએ કાંઇ જાણ્યું નહિ. સર્વત્ર શાંતિનું રાજ્ય હતું. અશાંત ફક્ત નર્મદા અને પેલો ગૃહસ્થ એ બે જણજ હતાં.

આ ગ્રહસ્થનો ઇતિહાસ આપણે જાણવા જેવો છે. તેનું નામ મી. મણીલાલ મહેતા છે. મેટ્રીક સુધી અભ્યાસ કરી તે મીલ લાઇનમાં ગયો હતો. ત્યાં ઇજનેરની પરીક્ષામાં પાસ થયા પછી એક લોખંડી સામાન બનાવવાના કારખાનામાં તે દાખલ થયો હતો. તેની બુદ્ધિ આ કામમાં

સારી ચાલતી હતી. તેથી શેઠ તેને સારો પગાર આપતા હતા. પણ થોડા સમય પછી મણીલાલને એમજ લાગ્યું કે જો પોતે આવું સ્વતંત્ર કારખાનું કાઢે તો વધારે સારૂં કમાય. અમદાવાદમાં જગાની કિંમત બહુ તેથી નરોડામાં જમીન લઇ કારખાનું કરવાનો તેણે નિશ્ચય કર્યો. નરોડા રેલ્વે સ્ટેશન હોવાથી આ કામમાં તેને બહુ ફાવ્યું. થોડા સમયમાં તો એનું કારખાનું પ્રખ્યાત થઇ ગયું. પોતે ઇજનેર હતો અને આવા મહેનતના ધંધામાં પડયો હતો તો પણ તેને વાંચનનો ઘણો શોખ હતો. તેનું હૃદય ખરેખરૂં કેળવાયલું હતું.

બીજે દિવસે પરોઢમાં તે નર્મદાને ત્યાં ગયો. બટુક હજી ઉંઘતોજ હતો. નર્મદાએ એને કહ્યું "પ્રથમ હું તમને મારી બધી હકીકત સંભળાવવા માંગું છું. નાનપણમાંજ મારાં માબાપ દેવલોક પામ્યાં હતાં. હું કાકાને ઘેર ઉછરી. કાકાની નોકરી અમદાવાદમાં હતી. અને મારી ઉમ્મર બાર વર્ષની થઇ ત્યારે મારી કાકીનો ભાઇ ત્યાંથી કોલેજમાં ભણવા માટે કાકાને ઘેરજ રહેવા આવ્યો. તેની ઉમ્મર તે વખતે સોળની હતી. અમે બે જણાં ઘણાં જ સહવાસમાં આવતાં હતાં. બે વર્ષ સાથે રહ્યાં. તે બી. એ. કલાસમાં આવ્યો. ત્યારે એક વાર તેણે મને કહ્યું કે હું તો તને ઘણોજ ચાહું છું. મારો તારી તરફ આગાધ પ્રેમ છે. અને બી. એ. પાસ થયા પછી હું તારી સાથે લગ્ન કરવા માગું છું. તારી શી ઇચ્છા છે? પ્રેમની ઉંડી લાગણીમાં હું સમજતી નહોતી. પણ ચઢતા આવેશમાં હતી. નવી જુવાની હતી, તેવે વખતે આવા નવયુવકની મોહક વાતો કેમ ન ગમે? હવે તો હું એના સહવાસમાં વધારે અને વધારે રહેવા મંડી. વળી એ મારી સાથે લગ્ન તો કરનાર જ છે ને. એટલે એ મારા પતિજ લેખાય એમ મનમાં હું સમજતી હતી. એણે મને ભોળવી. મને ગર્ભ રહ્યો. શરૂઆતમાં હું કાંઇ સમજું નહિ,અને પછી તો બધાંયને જાણ થવા લાગી. પેલા યુવકને લગ્ન કરવાનું મેં કહ્યું

ત્યારે તેણે જવાબ આપ્યો કે તેનાં પિતા ના કહે છે. મારી આજીજી, મારી કાકલુદી કાંઇ જ એણે સાંભળી નહિ. અને મેં બહુ કહ્યું ત્યારે એકદમ સતો થઈ ગયો. અને મને ઉલટુ કહેવા મંડયો કે પોતે દુરાચારી થઇને કોઇને ગળે પડતાં સારૂં આવડે છે. આ સાંભળીને તો હું હેબકાઇ જ ગઇ. મારાં કાકીએ મારી વાત સાંભળી એટલે એકદમ મને મુંબાઇ ઉપાડી ગયા ત્યાં વખત આવે એક સુવાવડખાનામાં મને દાખલ કરી દીધી. બાળકને જીવતો રાખવાનો મારો બહુ જ આગ્રહ હતો. મેં કહ્યું કે હું સમજીશ કે હું બાળવિધવા છું. આ દેશમાં બાળવિધવાઓની કયાં ખોટ છે, પણ મને મારો બાળક આપો. મારા કાકાએ બાળક મને આપી કેટલાંએક વર્ષ છુપાતી અને સંતાતી રાખી. અંતે બાળક પાંચ વર્ષનો થયો એટલે નરોડામાં મને ઘર લઇ આપી રાખી અને સોલીસીટરને ત્યાં અમુક રકમ મૂકી. થોડીક માસિક રકમ મને મળે તેવી ગોઠવણ કરી છે. ત્યાર પછીની બધી હકીકત તો તમે જાણો છો. હવે આ સ્થિતિમાં તમે શી મદદ કરી શકશો ?"

આ સાંભળી મિ. મણિલાલ બોલ્યો: "તમારાં બે વાકયોએ આખી રાત મારા મનમાં જબરૂં તોફાન જગાવ્યું હતું. તમે અવિવાહિત છો છતાં તમને બાળક છે એમ તમે કહ્યું હતું. તમારૂં હાલનું વર્તન જોતાં તમે વ્યભિચારી જીવન ગાળ્યું હશે તેની તો મને કલ્પના પણ ન આવી. તમે કાંઇ ભૂલ કરી હશે કે તમને કોઇએ ફસાવ્યાં હશે એમ જ મને લાગ્યું હતું. તે ભૂલને માટે તમે જન્મારો અવિવાહિત શા માટે રહો ? બાળ વિધવાનાં દુઃખ નિવારવા તેમનાં પુનર્લગ્નની હીલચાલ થાય છે. તો તમારા જેવી જેની અવસ્થા થઇ હોય તેમનાં લગ્ન કરવા માટે ઉદાર પુરૂષોએ કેમ તત્પર ન થવું જોઇએ ? તમે તો શુદ્ધ અને નિર્મળ જીવન ગાળી શકયાં છો. તે તમારૂં ઉચ્ચ ચારિત્ર્ય બળ બતાવે છે. પરંતુ સામાન્ય રીતે તો કેવળ નિર્દોષ બાઇઓને કોઇ દુષ્ટ ફસાવે છે અને તેનું

મિ. મણિલાલને જોઇને બટુકને આનંદ થયો. કારણુ કે ગઇ કાલે તેમણે તેને બચાવી ઘેર આણ્યો હતો. પછી તેણે પોતાની બા તરફ ફરીને કહ્યું, 'બા, તેં કહ્યું હતું કે સવારે તું મારા બાપનું નામ કહીશ તે હવે કહે." આ સાંભળી મણિલાલે એને એકદમ તેડી લીધો અને કહ્યું "તારા બાપનું નામ મણિલાલ. તારા માસ્તરને કહેજે કે કારખાનાવાળા મણિલાલ મારા બાપ થાય." આ સાંભળી બટુક આનંદમાં આવી ગયો અને બટુક મણિલાલ, બટુક મણિલાલ એમ બોલવા મંડી ગયો.

તરતજ આઠ વાગે અમદાવાદની ગાડી જતી હતી તેમાં મણિલાલ, બટુક, અને નર્મદા ત્રણ જણ અમદાવાદ આવ્યાં. મણિલાલે અને નર્મદાએ રજીસ્ટરની વિધિથી લગ્ન કર્યાં. અનાથ આશ્રમ અને વિધવા
(7)

આશ્રમમાં મણિલાલે સરી રકમની ભેટ મોકલી, અને સાંજની ગાડીમાં બધાં પાછાં નરોડે આવ્યાં. ત્રણે જણ કારખાનાના બંગલે ગયાં. બીજે દિવસે ગામમાં વાત જાહેર થઈ; બટુક નિશાળે પણ ગયો. તેણે પોતાનું નામ રોફબંધ જણાવ્યું, "બટુક મણિલાલ." મણિલાલ કારખાનાવાળા-નામ સાંભળી બધાં ચૂપ જ રહ્યાં. કોઈએ મશ્કરી કરવાની હિંમત કરી નહિ. કારણ કે મણિલાલનો ગામમાં રોફ હતો. તે ધનવાન હતા અને દરેક સારા કામમાં પૈસાની એ સારી મદદ કરતા હતા.

આ દિવસથી નર્મદાના સુખનો સૂર્ય ઉગ્યો. અને આ આખું કુટુંબ ઘણા સુખમાં દિવસ ગાળવા લાગ્યું.

# રમણભાઈ

( સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ )

[ નવલિકાસંગ્રહમાં સર રમણભાઈ વિષે બહુ લખવું એ અસ્થાને ગણાય, કારણ એમનાં ક્ષેત્રો ઉત્તમ વિવેચનભર્યું ' કવિતા અને સાહિત્ય,' કટાક્ષપૂર્ણ હાસ્યથી ભરપુર પેલું 'ભદ્રંભદ્ર' ને સુધારાના વિચારો દર્શાવતું ' રાઈનો પર્વત ' છે.

પરંતુ જે હાસ્યરસથી ભરપુર 'ભદ્રંભદ્ર ' લખ્યું એ હાસ્યરસનો નાની વાતો લખવામાં પણ એમણે ઉપયોગ કર્યો. ૧૮૯૪ માં ' જ્ઞાનસુધા'માં ભદ્રંભદ્ર

શરૂ થયું: અને ૧૮૯૬ માં ' ભોમીયાની ભુલથાપ ' શરૂ થઇ. એ ભોમીયાની ભુલથાપ એ હાસ્યરસની અગ્રથિત નાની વાર્તા છે. એમાં વસ્તુ છે અને તે વસ્તુ સીધું જાય છે. આડકતરા પ્રસંગો તરફ લેખક ધસતા નથી. અને આમ સર રમણભાઇ નવલિકા સાહિત્યના આરંભનાં સૂચન આપણને આપે છે. પછી એમણે આ કલાને વિકસાવી નહિ, કારણ એમનો ઉદ્દેશ હાસ્યનો હતો, નવલિકાનો નહિ. ' જ્ઞાનસુધા ' માં તેમ છતાંય બીજા ટુચકાઓ ને નાની વાતો આવતી. પરિણામે ૧૯૧૫ માં ' હાસ્ય મંદિર' નામનો સંગ્રહ એમણે બહાર પાડયો.

એજ રીતના હાસ્યરસના sketches અવારનવાર રમણભાઇ લખતા રહ્યા છે ને 'ચિઠ્ઠી, પણ ૧૯૨૫ માં 'ગુણસુંદરી'માં છપાઇ. અને એમનો હાસ્યરસ એવોને એવોજ ઉછળે છે. એમાં મર્મ તરવરે છે.

આવા sketches અને ભદ્રંભદ્ર જોતાં સર રમણભાઇ જેવા મર્મજ્ઞ આપણા સાહિત્યમાં કોઇ નથી એમ કહેવું પડશે. એમની સાહિત્ય સેવાની કદર આઠમી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે ચુંટી પ્રજાએ કરી છે: અને સુધારા અને પ્રજાજીવનની સેવાની કદર sir નો સરકારે ઇલ્કાબ આપી કરી છે. ][1]

૧ આ પરિચય લખાયા પછી છ મહીને તા. ૬-૩-૨૮ ને રોજ રમણભાઇનું અવસાન થયું.

# ચીઠ્ઠી

રજાનો દિવસ હતો. અને હું ચોકમાં હિંચકે બેસી નવલકથાનું પુસ્તક વાંચતો હતો. નોકરે આવીને કહ્યું, ' કોઇ મળવા આવ્યું છે. ' મળવા આવનાર ને અંદર લાવવા મેં સંમતિ આપી. તેને મારી સામે પાટ ઉપર બેસાડી આવવાનું પ્રયોજન પૂછ્યું. તેણે મારા હાથમાં પત્ર મુક્યો. પત્રના અક્ષર અજાણ્યા હતા અને તેમાં સહી કરનારનું નામ પણ અજાણ્યું લાગ્યું. પત્રમાં લખ્યું હતું, " હું ગઇ સાલ આપને આણંદ સ્ટેશને મળ્યો હતો તે યાદ હશે. બે ચાહ વેચનારા ચાહની તારીફ આપ્યા કરતા હતા ત્યારે મેં કહેલું કે ટેબલ પર ચાહની દુકાન છે ત્યાંની ચાહ આ બંનેથી સારી છે. કાગળ લાવનારની હકીકત સાંભળી તેની ઇચ્છા પ્રમાણે તેને મદદ કરવા મહેરબાની કરશો. તા. ક. આ માણસ મારા સગામાં છે." ચાહનો પ્રસંગ મારી સ્મૃતિમાં નહોતો, અને આટલા જૂજ ઓળખાણ પર ભારે બોજો મુકાય છે એમ મને લાગ્યું પરંતુ

संबन्धमाभाषण पूर्वमाहुः । ( વાતચિત થઈ એટલે તરત મૈત્રી થયેલી ગણાય છે) એ રઘુવંશનું વચન લક્ષમાં લઈ પત્ર લાવનારને તેની હકીકત કહેવા મેં કહ્યું. તે બોલ્યો,

" મારા ભાણેજ છગનલાલ માટે વહીવટદાર સાહેબ વધારે પગારની જગાની ભલામણ નથી કરતા. છગનલાલને આ જગ્યાએ અઢી વરસ થયાં. અને વસ્તીપત્રકમાં પિંજારાના મહોલ્લામાં એને ગાળો ખાવી પડેલી. પણ છગનલાલ રૂશવત ખાય છે એમ નોંધણી કામદારે વહીવટદાર સાહેબના મનમાં ખોટો વહેમ ઘાલ્યો છે, પણ નોંધણી કામદારની મરજી એ જગા પોતાના ભાઈબંધ અમથાલાલના દીકરા છોટાલાલને આપવાની છે. બહારથી એમ બતાવે છે કે અમથાલાલ સાથે મારે ભાઈબંધી નથી. પણ, નોંધણી કામદાર અહિં આવ્યા પહેલાં સાવલીમાં હતા ત્યારે અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે રહેતા હતા. એ કહે છે કે હું દશ ઘર છેટે રહેતો હતો તે ખોટું છે. ત્રણ ઘર છેટે રહેતા હતા એવો પુરાવો હું આપ સાહેબને બતાવું."

મે કહ્યું, " મારે એવો પુરાવો શું કામ જોવો પડે ?"

" વહીવટદાર સાહેબની ખાતરી કરાય કે નોંધણી કામદારને અમથાલાલ સાથે ભાઈબંધી છે."

" તમારે તેમની ખાતરી કરવી હોય તો તમે કરો."

" નાયબ ફોજદાર સાહેબને પૂછશો તો તે પણ હા કહેશે ?"

" શાની હા કહેશે ?"

" સાવલીમાં અમથાલાલના ઘરથી ત્રણ ઘર છેટે નોંધણી કામદાર રહેતા હતા તેની. ઉંટની ચોરીની તપાસ કરવા નાયબ ફોજદાર સાહેબ ત્યાં ગયા હતા. રાવળીઆનું ઉંટ હતું અને બજાણીયા ચોરી ગયા એવું ધારણ લોક કહેતાં હતા."

"આ બધી હકીકત મને કહેવાની શી મતલબ છે?"

"વહીવટદાર સાહેબ ઉપર આપ સાહેબ ચીઠ્ઠી લખી આપો કે છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાળ છે, તો એની ભલામણ કરે."

"કયા ગામના વહીવટદાર અને તેમનું નામ શું."

ચીઠ્ઠીના પ્રાર્થયિતાએ ગામ અને નામ કહ્યું.

મેં કહ્યું "પણ હું એઓ સાહેબને ઓળખતો નથી. કોઇ દિવસ એમને મળ્યો નથી."

"પણ આપને તો એ નામે ઓળખતા હશે. આપનું નામ તો જાણીતું છે. એટલું લખી આપો કે છગનલાલ રૂશવત નથી ખાતો અને બચરવાલ છે માટે ભલામણ કરશો તો તો ગરીબ માણસનું કામ થાય."

"હું છગનલાલને ઓળખતો નથી. એ ગામે હું કોઇ દિવસ આવ્યો નથી તો હું શી રીતે કહી શકું કે એ રૂશવત નથી ખાતો? એ બચરવાળ છે તે બતાવવા તો તમે વહીવટદાર સાહેબ આગળ એનાં છોકરાંને લઇ જઇ ઉભાં કરજો. મેં કાંઇ એનાં છોકરાં જોયાં છે?"

"નોંધણી કામદારે ખોટો વહેમ ઘાલ્યો છે તેથી એ માર્યો જાય છે."

"જુઓ ભાઇ, હું તમને નથી ઓળખતો, વહીવટદાર સાહેબને નથી ઓળખતો, નોંધણી કામદારને નથી ઓળખતો, છગનલાલને નથી ઓળખતો. હું આ કામમાં શી રીતે વચ્ચે પડું?"

"અમથાલાલની બધી ખટપટ છે. છોટાલાલને જગા અપાવવા માટે એ અમલદારોના કાન ભંભેરે છે. ઉંટની ચોરીના કામમાં પણ એણે બહુ ખટપટ કરેલી. એનો કોઇ કાકો પણ ખટપટીઓ છે."

" તેમાં મારે શું ?"

" ગોવિંદલાલ ભાઈએ આપને કાગળ લખી આપ્યો છે. આપ સિવાય મારે બીજો આધાર નથી."

" ગોવિંદલાલભાઈ સાથે મેળાપ થયાનું મને યાદ રહ્યું નથી, પણ, અને એમણે સંભાર્યો તે મહેરબાની કરી છે. તમે એમના શા સગા થાઓ ?"

" એમની દીકરીના દીકરાની સગાઈ મારા મામાની છોડી વેરે થવાની છે."

" તમારી હકીકત મેં સાંભળી લીધી. હું ચીઠ્ઠી લખી આપી શકું તેમ નથી."

" પણ સાહેબ મારો ભાણેજ રૂશવત ખાતો નથી અને બચરવાળ છે."

"હું ક્યાં કહું છું કે એ રૂશવત ખાય છે અને બચરવાળ નથી ?"

" તો સાહેબ ચીઠ્ઠી—"

" ચીઠ્ઠીની વાત કરશોજ નહિ. હવે બંધ કરો."

છગનલાલના પ્રમાણિકપણા વિષે અને બહોળા કુટુંબ વિષે ઘણાં આગ્રહનાં વચનો સાંભળી મારે એ માણસને આખરે વિદાય કરવો પડ્યો.

નવલકથા આગળ વાંચવી મેં શરૂ કરી. પણ, અડધું પાન વાંચ્યું એટલામાં તો બીજો મળનાર આવી પહોંચ્યો. તેણે આપેલો કાગળ હું વાંચતો હતો. એટલામાં તેણે પાટ પર બેઠા બેઠા ડોકું કરી તથા લાંબો હાથ કરી બુમો પાડી કે જગાભાઈ ! આવોને ! ભગાભાઈ ! આવોને ! મગાભાઈ ! આવોને ! એમ કહી બારણે ઉભેલા પાંચ છ માણસોને

ણે ચોકમાં બોલાવ્યા અને તેઓ આવી તેની જોડે પાટ ઉપર બેઠા. ાને આપેલો કાગળ મારા ઓળખીતાનો હતો. તેથી આ મહાશયને મેં કારણ ગણી આગમન કારણ પૂછ્યું. પ્રથમ આવનારે કહ્યું, "અમારા ગામમાં સરકાર સુધરાઇ ખાતુ કાઢે છે."

મેં કહ્યું, "બહુ સારૂં."

બધા બોલી ઉઠયા, "શું બહુ સારૂં? કર નાંખે તેથી અમે બધા વેપારી માર્યા જઇએ."

"ગામમાં રસ્તા થશે, દીવાબત્તી થશે, નિશાળ નહિ હોય તો નિશાળ થશે, દવાખાનું થશે. એ બધું કાંઇ કર નાંખ્યા વગર થાય?"

"અમારે તો એમાંનું કાંઇ ના જોઇએ. નિશાળ તો હોય છે તે સરકારને બંધ કરવી હોય તો બંધ કરે. છોકરા નજીકને ગામ જઇ ભણશે. પણ સુધરાઇ ના જોઇએ. અમારૂં ગામ તો ખાડા ટેકરાવાળું છે. તેમાં સુધરાઇને શું કરવી છે? આજ લગી સુધરાઇ વિના ચાલ્યું અને હવે સુધરાઇ શા માટે કાઢે છે?"

"એ બધું મને શા માટે કહેવા આવ્યા છો?"

"દીવાન ઉપર ચીઠ્ઠી લખી આપો કે અમારા ગામમાં સુધરાઇ ના કાઢે."

"એમ શી રીતે બને? રાજ દીવાન સાહેબને ચલાવવું અને હું અહિં બેઠો બેઠો ચીઠ્ઠીઓ લખું કે આમ કરજો અને આમ ન કરજો! રાજ વહીવટના કામમાં મને માથું મારવાનો મને શો હક?"

"આપ દીવાન સાહેબને લખો કે આ ગામ સુધરાઇ કાઢવા સરખું નથી. સુધરાઇથી ગામમાં ખટપટ જાગશે માટે સુધરાઇ કાઢવી ન જોઇએ."

"દીવાન સાહેબે તજવીજ કરીને અને કાગળો વાંચીને જે અભિપ્રાય બાંધ્યો હોય તે મારી ચીઠ્ઠીથી ફેરવી નાંખે એ આપની માગણી વ્યાજબી

છે ? જેને સાથે રાજની જવાબદારી હોય તે નક્કી કરે કે ફલાણા પગલાં લેવાં કે ન લેવાં. હું એમાં મારો અભિપ્રાય આપી શકું નહિ. ”

“ ભાઈએ તો કહ્યું કે તમે જશો એટલે ચીઠ્ઠી લખી આપશે. ”

“ મારે કેવી રીતે વર્તવું એ નિર્ણય કરવાની થોડીઘણી છુટ તો મને ખરી કે નહિ ? ”

એ ગામમા સુધરાઈ સ્થપાયાથી પડવાનાં દુઃખ વિષે અનેક કલ્પનાઓ સંભળાવી ડેપ્યુટેશન ઘણી આનાકાનાથી વિદાય થયું.

નવલકથાનું પાનું હું પુરું કરી રહ્યો એટલે એક વહોરાને લઈ એક માણસ આવ્યો. તેણે કહ્યું, ‘—ભાઈએ કહ્યું છે કે આ વહોરાજીની હકીકત માટે એને ચીઠ્ઠી લખી આપવા જેવું છે.’ સંદેશો કહી તે ચાલતો થયો અને વહોરાજીને બક્ષીસ રૂપે મૂકતો ગયો. વહોરાજીને પૂછતાં માલમ પડયું કે કોર્ટમાં તેની અપીલ ચાલવાની હતી તે કોર્ટના ન્યાયાધીશ પર તેને ચીઠ્ઠી જોઈતી હતી. મે કહ્યું,

“ ઇનસાફના કામમાં ચીઠ્ઠી અપાય નહિ. ”

“ હું બી એવી જ ચીઠ્ઠી માંગુચ કે ઇન્સાફ કરજો. ”

“ એઓ સાહેબ હમેશ ઇન્સાફ જ કરે છે. ”

“ ત્યારે ચીઠ્ઠીની જરૂર શી ? ”

“ ફકત જમણી અને દાબી આંખ જેટલો ફરક રાખે એટલી મારી અરજ છે.”

“ મતલબ કે મારે લખવું કે આ વહોરાજી તરફ પક્ષપાત કરી ગેરઇન્સાફ કરજો ? ”

“ નહિ સાબ, આદમ જાતને દાબી જમણીમાં ફરક કરવો પડે છે. ”

"ઇન્સાફ કરનારને તો જેનું ખરૂં હોય તે જમણો અને જેનું ખોટું હોય તે ડાબો. તમારૂં ખોટું જણાય તો પણ ન્યાયધીશ તમને જમણા ગણે એવી ભલામણ શી રીતે કરી શકાય ?"

"ભાઈએ તો કહ્યું કે તમને જરૂર ચીઠ્ઠી લખી આપશે."

"એઓ સાહેબ તો મોટા માણસ છે. એમણે આવી ભલામણ કરી તે બહુ નવાઈ લાગે છે. પણ ઇન્સાફના કામમાં ન્યાયાધીશને હું કદી ચીઠ્ઠી લખતો નથી કે ભલામણ કરતો નથી."

દાબા જમણી આંખની ફાલસુરી મને અનેક પ્રકારે ફરી ફરીથી સમજાવી વહોરાજી ઘણી નામરજીથી વિદાય થયા. પરંતુ નવલકથા આગળ વાંચવાનું મારા નસીબમાં નહોતું. મારો જૂના વખતનો જાણીતો અને સરકારી નોકરીમાંથી બરતરફ થયેલો એક કારકુન તરત દાખલ થયો. તેની બરતરફીના હુકમમાં રહેલી ભૂલો વિષે વિસ્તારી વિવેચન તેણે મને અનેકવાર સમજાવ્યું હતું. અને તેની પુનઃસ્થિત માટે હું સજ્જ થયો. પરંતુ હવે તેણે જુદી દિશામાં વહાણ વાળ્યું હતું. તે બોલ્યો,

"મારી પ્રથમની નોકરી પાછી મેળવવાની માથાકુટ મેં મૂકી દધી છે. મને બીજી નોકરી મળે તો બસ છે. તમે મારા છોકરાને નિશાળમાં નોકરી અપાવી પણ ઇજનેર ખાતામાં નોકરી માટે મેં અરજી કરી છે. માટે ઇજનેર સાહેબ પર મને ચીઠ્ઠી લખી આપો કે એમના ખાતામાં જો નોકરી મારા લાયક હોય તો મને રાખે. અને ઇજનેર સાહેબના ઉપરી સાથે તમારે ઓળખાણ હોય તો તેમના પર ચીઠ્ઠી લખી આપો અને વસુલાત ખાતાના મોટામાં મોટા અધિકારી સાથે તમારે પિછાણ હોય તો તેના પર ચીઠ્ઠી લખી આપો કે તમારા તાબાના સૌ અધિકારીઓને ભલામણ કરજો કે રૂ. ૭૫ ની જગા ખાલી પડે

"સરકારી ઇજનેર ખાતાના ઓવરસિયરે મ્યુનિસિપાલિટીના લખાણ ઉપરથી તજવીજ કરી છે ?"

"તેમણે શો રીપોર્ટ કર્યો છે ?"

"તેમણે તો લખ્યું છે કે મકાન તદ્દન રદ્દ છે અને પાડી નાખવું જોઇએ."

"એટલે આ વાંધા એમને ખરા લાગ્યા છે ?"

"હા, પણ મારા અદાવતીઆની ખટપટથી આ કામ ઉભું થયું છે."

"કામ ઉભું થવાનું કારણ ગમે તે હોય પણ તમે કોન્ટ્રાકટ પ્રમાણે બાંધકામ કર્યું નહિ અને નબળું મકાન કર્યું તો તમને મ્યુનીસિપાલિટી નાણાં શી રીતે આપે ?"

"સાહેબ, હું માર્યો જાઉછું. મારે માલ માટે વેપારીઓનાં બીલ ચુકવવાનાં છે અને કડીઆ સુતારના રોજ ચુકવવાના છે. મ્યુનિસિપાલિટી પૈસા ન આપે તો હું શી રીતે નાણું પતાવું ?"

"કપટ કર્યું તો તેનું ફળ ભોગવો."

"કપટ શાનું ! બધા કંટ્રાટીઓ એમજ કરે છે. એતો છીંડે ચઢયો તે ચોર. કંટ્રાકટ પ્રમાણે બધું કામ કરે તો કંટ્રાટીઓ કમાય શું ! વચમાંના નાના નોકરોનાં મન મનાવવાં પડે અને હરીફાઇમાં કંટ્રાકટની રકમ તો ઓછી રાખવી પડે. ચસમપોશી વિના ધંધો જ ચાલે નહિ."

"એ નીતિશાસ્ત્ર તમને મુબારક હો. પણ, હું કામમાં શું કરી શકુ ?"

મ્યુનિસિપાલિટીના સેક્રેટરી સાહેબ ઉપર આપ ચીઠ્ઠી લખી આપો તો મારૂં કામ થાય."

"એવી ચીઠ્ઠી લખી આપું કે મ્યુનિસિપાલિટીનું હિત બગાડી આ માણસને નાણાં આપજો ?"

"હવે તમે અહિંથી ચાલ્યા જાઓ, નહિ તો તમે કરવા ધારેલા દગા વિશે હું પોલીસને ખબર આપીશ."

કંટ્રાટી ચાલ્યો ગયો. "ગમે તેવી" ચીઠ્ઠી પડી રહી.

ચીઠ્ઠીના પ્રાર્થિતાઓની 'લેવી' સાંજ સુધી ચાલુ રહી. નોકરી માટે, બદલી માટે, ઘર ભાડે આપવા માટે, વરકન્યાના સગપણ માટે, સફ્ત મોતીઓ કાઢવા માટે, વેપારની ભાગીદારીમાં સામેલ કરવા માટે, ફરામાં બારણું મુકવા દેવા માટે, વગેરે વગેરે કામ કરવા માટે ભલામણની ચીઠ્ઠીઓ માગનારા એક પછી એક આવતાજ ગયા. અને શક પડયો કે મારે બારણે કોઇએ પાટીયું માર્યું હશે કે "આ ઠેકાણે ચીઠ્ઠીઓ અપાય છે." તે માટે હું ઓટલે જઇને જોઇ આવ્યો પણ એવું પાટીયું જોવામાં આવ્યું નહિ. પ્રાતઃકાલે આશા રાખી હતી કે આજે રજા છે. તેથી આરામ લેવાશે, નવલકથા વંચાશે, અને દહાડાની થોડી ઉંઘ લેવાશે. તે બધી આશા વ્યર્થ ગઇ. સૂર્યાસ્ત થતો હતો ત્યારે સ્વ. મણિશંકરના 'વસંતવિજય'માંના એક શ્લોકમાં થોડા શબ્દ બદલી હું ઉચ્ચારવા લાગ્યો,

"ઘેલી બની બધી સૃષ્ટિ ચીઠ્ઠીમાં હાલ નહાય છે!
હાય! એકજ આ મારા હૈયામાં કૈંક થાય છે."

ચીઠ્ઠી લખી આપવાનો હક કોઇને વેચાતો લેવો હોય તો એક પૈસા માટે 'કુલ અભરામ નહાવે' 'અઘાટ' વેચાણ કરી આપવા હું ખુશ છું.

છે. પરંતુ આક્ષેપલખાણો દ્વારા હાસ્યની સાકર સાથે સુધારા દર્શાવવાનો એમનો સાહિત્ય તેમજ ધાર્મિક અને સામાજિક વિષયોમાં ઉદ્દેશ હોવાને લીધે એ ગ્રથિત વસ્તુ કે પાત્રાલેખન ઉપર ધ્યાન આપી શકતા નથી. 'ઓલીયા જોષીનો અખાડો' (૧૯૨૬) તપાસીએ તો રમણભાઇના એ અનુયાયી છે એમ આપણને સહજમાં જણાશે. રમણભાઇના મંદિર નજદીક તો આ અખાડો છે એમ લેખક પોતે કહે છે; અને અર્પણ હાસ્યમંદિરનાજ અર્પણ અનુસાર છે. વિષય સામગ્રી જોતાં 'ગુર્જરરાષ્ટ્રના યોદ્ધાઓ' માં ભદ્રંભદ્રની સ્પષ્ટ અસર છે, અને સાહિત્ય વિષયના આક્ષેપલખાણોમા પણ રા. જોશી એજ ચીલો પકડે છે. રમણભાઇ પછી સાહિત્યની વિચિત્રતાઓને હાસ્યસ્પદ બનાવવામાં એમણે સારી સફળતા 'હને કાંઇ નહિ હ' અને 'હું કવિ કેમ બન્યો'માં મેળવી છે. એ સિવાય 'શેઠીયાનો સમાગમ' એ રમણભાઇના 'નવાબ સાહેબની મુલાકાત'ના અનુકરણ રૂપેજ લખાયલો છે.

એટલે રા. જોષીના પુસ્તકમાંથી વાર્તાકલાનાં લક્ષણની આપણે આશા ન રાખી શકીએ. પરંતુ જ્યારે વાર્તાકલાજ નહોતી ત્યારે એમણે આ આક્ષેપચિત્રો દ્વારા વિકાસ સાધ્યો હતો અને આશ્ચર્યની વાત એ છે કે આરંભની વાત 'મોટી ઉધરસ' (૧૯૧૦) માં વસ્તુસંકલના સાથે મર્મ છે: અને વાર્તાકલાનાં લક્ષણો છે.

પરંતુ ત્યાર પછીની વાતો અગ્રથિત છુટા પ્રસંગોપર આધાર રાખતી બને છે. અને એમ છતાં પણ એમની સફળતા એવાં આક્ષેપચિત્રો પરજ આધાર રાખે છે. કોઇક કોઇક વખત 'સૂત્ર સાથે સંવાદ' જેવામાં એકડવી ગોળી પણ આપે છે. જ્યાં માત્ર શબ્દ અને પ્રસંગોને પ્રાધાન્ય આપવામાં આવે છે ને સ્થુલ હાસ્ય ઉત્પન્ન કરવામાં આવે છે ત્યાં ચીરકાલીન અસર નથી: આવું પરિણામ ૧૯૨૧ પછીની કોઇક કોઇક વાતમાં જોવામાં આવે છે. પરંતુ રા. ઓલીયા જોષી આપણા હાસ્ય સાહિત્યમાં એમનાં આક્ષેપચિત્રો ને લેખોથી મર્મવિદ્ તરીકે સારૂં સ્થાન લે છે એ નિ:શંક છે.

'ઓલીયા જોશીનો અખાડો' માંથી મોટી ઉધરસ લેવાઇ છે.]

ઓઢાડવા લાગી. વળતાં ઝોકામાં પલંગનો પાયો ઘુંટણને વાગ્યો, તેથી જરા કળ ચઢી ગઈ, અને દાબવા જતો હતો ત્યાં—

"જુઓ તો, આ છોકરો આમ ટાઢો શેને પડી ગયો? રખે નીમોનીયા જેવું થઇ ગયું હોય! તમે જરા નીચેથી કેસર લાવો તો ચોળીએ."

જતાં જતાં ખુરશી સાથે ભટકાણો.

"બત્તી કાં વધારી?"

"કેટલું વાગ્યું છે તે જોવા માટે."

"પણ જુઓ છો, આ છોકરો દીવાના તેજથી ઝબકી ગયો તે?"

"તે ખબર નહિ. કેસર ક્યાં છે?"

"રસોડાની પેટીમાં."

કેસર લાવી આપ્યું અને હું પલંગમાં સુતો—ત્યાં "વહાલા, મારો જીવ રહેતો નથી તે વખતે વારે ઘડીએ ઉઠાડવા પડે છે. જરા પેલો સ્ટવ સળગાવો તો છોકરાને ઉનું દૂધ પાઇએ, અને શેક પણ કરીએ; કારણ શરદીમાં શેકની ખાસ જરૂર છે."

તે પ્રમાણે અમલ કર્યો.

"હવે તમે તમારે નીરાંતે સુઇ જાઓ, નહિ તો વળી માથું ચઢશે. પણ જરા પેલી દવાની શીશી મૂકતા જજો, કે બીજો ડોઝ પાઇ દઉં."

તેમ કરી પાછો સુતો. આંખ મળી. સ્વપનું આવ્યું. મહિલા સમાજ ભરાણી છે; સમાજમાં ડિયર 'મોટી ઉધરસ' ઉપર નિબંધ વાંચે છે; પાસે ડૉ. ત્રિભોવનદાસના વૈદકશાસ્ત્રનો ગ્રંથ પડ્યો છે—ત્યાં—આંચકો.

"ઉઠો તો, મારો જીવ ગભરાય છે; આ છોકરાની ઉધરસ વધી છે, ડાબે પડખે વધારે જોર લાગે છે: રખે સીંગલ નીમોનીયા થયું હોય! અળશીની પોટીશની ખાસ જરૂર છે."

હું જતો હતો,–ત્યાં—

" તમે હવે નાહક ચઢ ઉતર કાં કરો ! રામાને જગાડો ને ? તે બધું તૈયાર કરશે. જુઓની, કેટલા વાગ્યા છે ? "

" અઢી " ઘડીઆળ જોઇને મેં કહ્યું.

" ત્યારે મહેરબાની કરીને મારૂં એક કહ્યું મનો; તમે જાતે જઇને ડાકટરને તેડી લાવો. આપ મુવા વિના સ્વર્ગે નહિ જવાય. માણસને કાંઇ દાદ ન દે, હવે રાત જવી મુશ્કેલ છે." તે ગળગળી થઇ ગઇ, અને જાણે આગલી વાતને છ મહિના થઇ ગયા હોય ! અને પહેલી વારજ આ તસ્દી તે મને આપવા માગતી હોય !

તેનું કહ્યું માન્યું. આંખે પાણી છાંટી, મોઢું સાફ કરી, લુગડાં પહેરીને, વિકટોરીયા મંગાવી. બિચારા ડાકટરને ગળે પડીને માંદા માંદા ખાટલામાંથી ખેંચી લાવ્યો. શહેરમાં બીજા ઘણા ડાકટરો હતા પણ ડોસાભાઇ અમારા ઘરનો ડાકટર હતો, અને તેના ઉપર ઘણો વિશ્વાસ હતો.

" મારા સાહેબ, આટલા બધા અલસીના લેપડા કરી બુચ્ચાને ભુંજી નાખવો કે શું ! " ડાકટર સાહેબે થર્મામીટર અને સ્ટેથોસ્કોપવડે શરીર તપાસતાં કીધું. મોટી ઉધરસ કે નામોનીયા એમાંથી કાંઇપણ નથી. એમ તપાસને અંતે તેમણે અભિપ્રાય આપ્યો. પછી બત્તી પાસે મંગાવી ને છોકરાને ઉધરસ ખાતા બે મિનિટ બરાબર નિહાળ્યો; અને બોલી ઉઠયા 'અરે ! આય છોકરાના ગળામાં કાંઇક રહી ગયુ લાગે છે.' એમ કહી ઉલટી કરાવી ગળામાં સોપારીની કટકી અટકી ગયેલ તે બહાર કાઢી.

" આવડા નાલ્લા બુચ્ચાને શું તમે લોક સોપારી ખવરાવોચ કે ?"

" હા, સોપારી પાચક છે. " મેં કીધું.

"કોન કહેચ ?"

"કેમ ડિયર, તમે કયાં વાંચ્યું છે, તે ડાક્ટર સાહેબને કહોની." પણ મને જવાબ મળતા પહેલાં તો તે રમણીકને રડતો મૂકીને નીચે ચાલ્યાં ગયાં હતાં.

સાર–રમણીકની મોટી ઉધરસ ગઇ, અને મારી આળસ ગઇ. મારા એક સ્નેહી પરોઢીએ પાંચ વાગ્યાની ટ્રેનમાં બારોબાર પસાર થવાના હતા, તેમને સ્ટેશને જઇને મળી આવ્યો; નહિતર ઉંઘ આડે જઇ શકત નહિ.

# ધનસુખલાલ

(ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા)

હાસ્યરસના લેખો લખવામાં પ્રથમ પંક્તિએ બીરાજનાર આ ભાઇ છે. 'ભદ્રંભદ્ર' તથા 'હાસ્યમંદિર' માં જે હાસ્યરસનો ચિતાર આપણે જોઇએ છીએ તે ઉત્તમ કોટીનો છે. અને એ પ્રકારને અનુસરનાર મર્મવિદ્ ધનસુખલાલ છે.

માત્ર પ્રસંગો ને ગ્રામ્ય ભાષાનો ઉપયોગ કરી હાસ્ય ઉત્પન્ન કરવાને બદલે એ મનુષ્ય સ્વભાવને પોતાનો વિષય કરે છે. અને એ મનુષ્યભાવના વિચિત્ર પણાને લીધે જે વિરૂપતા ઉભી થાય છે ને તેને લીધે જે ઉંડું હાસ્ય ઉદ્ભવે છે

તે ઉત્તમ પ્રકારનું છે. આપણે સ્નેહવદન લઇએ કે કનૈયાલાલ લઇએઃ એ બે વ્યક્તિઓના સ્વભાવ ને એમનાં વ્યક્તિત્વ લેખકે એવાં દર્શાવ્યાં છે કે એમનું નામ સાંભળતાંજ આપણને હાસ્ય આવે. એટલે હાસ્ય પ્રસંગ પર આધાર રાખવાને બદલે પાત્ર ઉપર આધાર રાખે છે. આમાં નર્મ કરતાં મર્મ વધારે છે. માત્ર sketches દ્વારાજ મોટે ભાગે આ મર્મ બતાવવામાં આવ્યો છે. અને ભાઇ ધનસુખલાલે પોતાની શક્તિઓ વિકસાવવામાં પાશ્ચાત્ય સાહિત્યનો બહુજ ઉપયોગ કર્યો છે. એમનાં બે વાર્તાનાં પુસ્તકો 'હું સરલા અને મિત્રમંડળ' (૧૯૨૦) અને 'હાસ્યકથા મંજરી' ભાગ ૨ મા (૧૯૨૪) મોટે ભાગે વાતો અનુવાદ છે એટલે એમની શક્તિ કેટલી છે તેનું માપ આપણે બરાબર કાઢી શકીએ નહિ. પરંતુ આ મદદ લીધા પછી પણ એ પોતામાં રહેલી નૈસર્ગિક શક્તિઓનો ઉપયોગ કરે છે. અને બને ત્યાં સુધી આપણા સમાજમાં એ હાસ્યને અનુકુળ કરવા પ્રયત્ન કરે છે. છતાંય 'હું સરલા' તેમજ 'હાસ્યકથા'માં કેટલીક વાર્તાઓ એવી છે કે જેમાં પાશ્ચાત્ય અસર એમ ને એમ રહી છે, અને એ હાસ્ય આપણી સમાજને ઓછું અનુકુળ પડે છે.

એટલે હવે ભાઇ ધનસુખલાલ પોતાની શક્તિઓનો મૌલિક કૃતિઓ માટે ઉપયોગ કરે તો સાહિત્યને સારી સેવા કરી શકે. પરોપજીવી થયા કરતાં સ્વાશ્રયી બનવાનુંજ આપણે તેમના તરફથી માગી શકીએ.

'હું અને સરલા' તથા 'બીજવર' મૌલિક છે એમ કહેવાય, કારણ અન્યથા સુચન નથી. આ બન્ને, બીજા એમના લેખો sketches બને છે એવાં નથી. નવલિકાનાં તત્વો બંનેમાં જણાશે. પરંતુ હાસ્યરસ એમનું મુખ્ય ધ્યેય છે.

'હું અને સરલા' ૧૯૨૦ પહેલાંની કૃતિ છે: 'બીજવર' પછીની એટલે ભાઈ ધનસુખલાલની કળામાં કેટલો વિકાસ થયો છે તે આપણને જણાશે.

['હું અને સરલા' 'હું સરલા ને મિત્રમંડળ'માંથી અને 'બીજવર' 'કૌમુદી' ૧૯૮૧ અંક ચારમાંથી લીધી છે.]

# હું અને સરલા

મારા અને સરલાના જીવનમાં પ્રથમથી જ કાંઇ એવા બનાવો બનતા આવ્યા છે કે જેથી ત્રાહિત મનુષ્યોને હાસ્યરસની ઊર્મિ ઉછળી આવે અને અમને એથી કાંઇક જૂદીજ જાતની લાગણી થાય.

હું યુવાન હતો, કૉલેજમાંથી પરવારીને તરતનો નોકરીમાં રહ્યો હતો; સરલા સાધારણ અભ્યાસ પૂરો કરીને ભરવા ગુંથવાના ક્લાસમાં જતી હતી. હું એને ઓળખતો હતો. તે મને ઓળખતી હતી. અમે ઉભય લગ્નથી જોડાવાને રાજી હતાં, ઉત્સુક હતાં. સરલાના પિતાની ઇચ્છા કાંઇક વિરૂદ્ધ હતી.

એક દિવસ, નાતાલની રજા અગાઉ બેએક દિવસ પહેલાં મારા ઉપર સ્નેહવદનની પત્નીનો પત્ર આવ્યો; અન્દર લખ્યું હતું: "તમે આ

નાતાલની ત્રણેક દિવસની રજા ગાળવા જરૂર મલાડ આવો. સરલાને પણ મેં બોલાવેલી છે એટલે તમને ઉભયને આનંદ થશે." પછી કેટલીક પ્રાસંગિક બાબતો લખીને છેલ્લાં લખ્યું હતું કે, "તમે એમનો સ્વભાવ તો જાણો છે, પણ બનતા સુધી તો એમને તમારી આડે નહિ આવવા દઉં."

આ પત્ર વાંચીને હર્ષથી પ્રફુલ્લ થઇ ગયો. સ્નેહવદનની પત્ની શોભનાને અનેક આશીષ આપવા લાગ્યો. સ્નેહવદન વિષેનું તેનું લખાણ જરા મારા મનમાં ખુંચ્યું પણ પાછળથી "એ બિચારો શું કરવાનો છે" એમ ધારીને મન વાળ્યું. બિચારા સ્નેહવદનનો સ્વભાવ કાંઇક વિચિત્ર હતો. સર્વ મનુષ્યો તરફ તે ઉપકાર કરવા જતો પણ કોણ જાણે શાથી ઉપકારને બદલે કાંઇક ઉંધુંજ વેતરાતું. સ્નેહવદન પોતાની ભલાઇથી ગમે તે કરવા ધારે પણ નસીબ તેની પાસે એવાં કાર્યો કરાવતું. પરિણામે તેને બિચારાને જશમાં જૂતિયાંજ પડે! વળી મને બિચારી, ભલી શોભનાનો વિચાર આવ્યો: "અહો! કેવી માયાળુ! અમારે માટે એણે કેટલી મહેનત કરી છે!"

જવાનો દિવસ જેમ તેમ કરતાં આવ્યો. હું હાથમાં ન્હાની બૅગ લઇને ગ્રાન્ટરોડ ઉપર ૩–૧૫ ની ટ્રેન પકડતા ઉપડી ગયો. ત્યાં જઇને જોઉં છું તો સરલા પણ નાની બેગ લઇ સ્ટેશન ઉપર ફરતી હતી. મેં તેને સાહેબજી કરીને પૂછી જોયું તો જણાયું કે શોભનાએ તેના ઉપર પણ આમંત્રણ મોકલ્યું હતું અને તેમાં આજ ટ્રેન અનુકૂલ આવશે એમ જણાવ્યું હતું. બન્ને જણ એકજ સ્થલે જવાનાં હતાં એટલે સ્વાભાવિક રીતે અમે વાતે ચઢયાં. મારા મનમાં એમ થયા કરતું હતું કે આજે સેકન્ડ ક્લાસમાં પેસેન્જરોની ભીડ નહિ હોય તો સારૂં!

ટ્રેન આવી પહોંચી. પેસેન્જરો બહુ નહોતા; સેકન્ડ ક્લાસના ડબ્બા ખાલી હતા. એક ખાલી ડબ્બામાં મેં સરલાને બેસાડી, બન્ને બેગ અન્દર

મૂકી અને બ્હીસલ થઇ એટલે મેં પણ ઉપર ચઢીને બારણું બંધ કર્યું. એટલામાં સ્નેહવદન હાફળા ફાંફળા દોડતા આવીને અમારા ડબામાં ચઢી બેઠા. ચાલતી ટ્રેને ચઢવાથી અને તે પકડવાના પ્રયાસમાં આવેથી દોટ મૂકવાથી તેમનો શ્વાસ ભરાઇ આવ્યો હતો તે શમી ગયો. પછી મોં રૂમાલ-થી લુછતાં સ્નેહવદને અમારા બન્નેની સાથે ઘણા સ્નેહથી શેકહેન્ડ કરી અને કહ્યું. "હું જાણતો હતો કે તમે આ ટ્રેનમાં આવવાનાં છો તેથી ખાસ કરીને મેં આ ટ્રેન પકડવાનો પ્રયત્ન કર્યો. હું ચુકીજ જાત. છેક ઓફીસથી સ્ટેશન સુધી દોડતો આવ્યો ત્યારેજ આ ટ્રેન પકડાઇ. નહિ તો તમે તો રવડી જાત ! તમને વાત કરાવનાર બીજું કોણ ? તમે બન્ને એકેકની સામાં મલોડ સુધી ઘુવડની માફક જોયાં કરત. ચાલો All's well that ends well. સૌ સારૂં–હા–હા. હા–હા. જે થયું તે ઠીક જ થયું. કેમ સરલા બેન, મઝામાં છો કેની ? કેમ નાનાભાઇ, તમે ? ઓલ રાઇટ ? હો–હો–હો–હો." આમ કરીને પુનઃ તેમણે એક પ્રચંડ હાસ્ય કર્યું.

હું તો તેમના આગમનથી શાંત જ થઇ ગયો હતો. મારા હૃદયમાં નિરાશા પ્રસરી રહી. સરલા મારા મુખ ઉપરની નિરાશા જોઇને કંઇક સ્મિત કરતી સ્નેહવદનની સાથે વાતે વળગી. પરંતુ મને લાગ્યું કે એ સ્મિત ફક્ત બહારનું જ હતું. નિરાશામાં મારી ધારણા મને કંઇક શાંતિ અર્પતી હતી; કાળાં વાદળામાં માત્ર એટલો જ રૂપેરી દોરો હતો.

" અચાનક શોભનાને આ વિચાર આવ્યો અને મને તે તરતજ ગમી ગયો. મેં તો તરતજ કહ્યું કે હવે રાહ કોની જોવી છે ? બોલાવો એમને ? અને મારે ત્યાં જે કોઇ આવે તેને એક દિવસ તો શું પણ એક કલાક પણ આનંદ વગરનો ન વિતાડવો પડે એ વાત તો તમે ક્યાં નથી જાણતા ? હું કાંઇનું કાંઇ શોધીજ કહાડું !" આ પ્રમાણે અમને આનંદ આપવાનો વૃથા પ્રયત્ન કરતા સ્નેહવદન બોલ્યા જતા હતા. હું તો એટલો

બધો ખિન્ન થઇ ગયો હતો કે બારીમાંથી ડોકું બહાર કહાડીને મારૂં ચિત્ત અન્ય દિશામાં વાળવાનો શ્રમ પણ લઇ શક્યો નહિ. શૂન્ય હૃદયે સ્નેહવદન સામું જોઇ રહ્યો અને તેની વાતચિત સાંભળી રહ્યો. સરલા પણ નીચું જોઇને બેસી રહી પણ સ્નેહવદનની વાત ખુટી નહિ. ઘડીકમાં મોટેથી હસી પડે, ઘડીકમાં હાથના ચાળા કરે અને એક વાત પૂરી થાય કે તરતજ બીજી વાત એ ઉપાડે. આ રીતે મલાડ આવ્યું.

સ્ટેશને સ્નેહવદન ટાંગાની શોધ કરતા હતા એટલામાં મેં એક યુક્તિ શોધી કહાડી. મેં કહ્યું; "સરલા તમે સામાન લઇ બેસી જાઓ ટાંગામાં—હું તો ચાલતો આવીશ."

"ના, ના, હું પણ ચાલતી આવીશ." ઉપડતી ટ્રેન ભણી જોઇને સરલા ધીમેથી બોલી.

"ઓહો! સોના કરતાં પીળું શું? ચાલો આપણે ત્રણે જણ ચાલીજ નાંખીશું; બંગલો આઘો પણ ક્યાં છે?" સ્નેહવદન આવી બોલ્યા. થયું. બીજો ઇલાજ રહ્યો નહોતો; ટાંગામાં સામાન ગયો. અને એક બાજુ હું, અને બીજી બાજુ સરલા અને વચમાં પૂર બહારમાં વાત કરતા જતા સ્નેહવદન એ પ્રમાણે અમે બંગલે જઇ પહોંચ્યાં. રસ્તામાં જૂદાં જૂદાં ઘર, તેના ઘરધણીઓ, રસ્તામાં મળતાં માણસો, તેમના ધંધા વગેરે વિષયો સંબંધી મને અને સરલા ને અનિચ્છાએ પણ ઘણી માહિતી મળી.

અમે બંગલે પહોંચ્યાં પછી સ્નેહવદન લુગડાં ઉતારતા હતા એટલે શોભના બોલી, "અરે શું? એ તમારીજ ટ્રેનમાંજ આવ્યા? બચ્ચો એમનો સ્વભાવ એવોજ છે?" ઉત્તરમાં હું કાંઇ બોલું અને સરલા પ્રત્યેની મારી ઉર્મિઓનો અણસારો પણ કરૂં એટલામાં તો લુગડાં ઉતારી સ્નેહવદન આવી પહોંચ્યા.

"ચાલો હવે આપણે તમારી તહેનાતમાં તૈયાર! તમે એકદમ ચાહ અને ખાવાની તૈયારી કરો" મેં ચીડમાં દાંત કચ્ચર્યા પણ લાચાર.

અમે ચાહ અને ખાવાનું લીધાં. સ્નેહવદન વાત કર્યાજ જતા હતા. એટલામાં શોભનાએ એક માર્ગ શોધ્યો; તેણે કહ્યું, “ જાઓ સરલા, તમે અને નાનાભાઈ ટેનીસ તો રમો ”

“ હા—આ, ત્યારે અત્યારે બીજું કરવાના પણ શું ?” સરલા કાંઈક શરમાતી બોલી,

“ ફર્સ્ટકલાસ, શોભના ફર્સ્ટકલાસ, ચાલો—વેકો—આપણે બધાંજ ટેનીસ રમવા ઉતરી પડીએ. ” સ્નેહવદને કહ્યું.

સ્નેહવદન ટેબલ ઉપર આનંદથી હાથ અફાળતા બોલી ઉઠ્યા. “ના તે નહિ ચાલે ” શોભના રમવાની ના પાડતી હતી તેને સ્નેહવદને કહ્યું. “ઘેર પરોણા બોલાવવા અને મારે આમ નથી કરવું ને તેમ નથી કરવું તે કામનું શુ ? ત્યારે શું એ બે જણ એકલાં રમે ? એમાં શી મઝા પડે ? ઉઠો નાનાભાઈ ! તમે ને શોભના એક તરફ ને હું અને સરલા બીજી તરફ: જુઓ તો ખરા કેવી ગમ્મત પડે છે !”

“ પણ એમાં પાર્ટી ક્યાં બરાબર પડે છે ! ” હું બોલ્યો.

“ અરે પાર્ટી ને બાર્ટી ? ” સ્નેહવદને ઉત્તર વાળ્યો “ તમે પણ મારા ભાઈ ! અહિં કંઈ કોલેજનું ટુરનામેંટ છે ? અહિં તો જરા મઝાને વાસ્તે રમવાનું છે ? શોભના એમ બહાના નહિ ચાલે. ”

અમે ઉઠયાં. સ્નેહવદન અને સરલા, હું અને શોભના એમ રમ્યાં, પણ મને તેમાં બિલકુલ રસ પડયો નહિ. સરલા અને શોભનાને પણ ગમ્મત પડી હોય તેમ જણાયું નહિ. ફક્ત સ્નેહવદનને બહુજ રસ પડયો.

છેક દીવા પડયા ત્યાં સુધી આ પ્રમાણે રમત ચાલુ રહી, અને પછી વાળુનો પ્રોગ્રામ શરૂ થયો, તે પુરો થયો, પાનબાન ખવાયાં એટલે

સ્નેહવદન પોતાના ઓરડામાં સીગાર લેવા ગયા. એટલામાં શોભનાએ કહ્યું "અહા શું મજેનું મુનલાઇટ છે! તમે એમ કરો, નાનાભાઇ, તમે અને સરલા આમતેમ ફરવા માંડો એટલે હું એમની સાથે આવું છું." હું અને સરલા ઓટલાના પગથીયાં ઉતરીને ટેનીસ કોર્ટ ભણી ચાલ્યાં. મને એમ લાગ્યું કે આખરે મારા સુભાગ્યે આ તક મળી છે. રાત્રિમાં ચમકતી ચન્દ્રિકા, વૃક્ષને પાંદડે પથરાએલા આગીયા કીડા, અમૃત વરસાવતી ગાઢ શાન્તિઃ આહા! આવાં કોડભર્યાં કુંજન કુદરતનાં, તેમાં પનોતા પ્રેમને ઉદ્ભવતાં શી વાર! પરંતુ મારા આવા વિચાર દીર્ઘકાળ પર્યંત ટકયા નહિ. દશ સેકન્ડમાં સ્નેહવદને દોડતાં આવીને મારો હાથ પકડયો. "અરે તમે બન્ને ભલાં માણસ જણાઓ છો! નાહક અમને બદનામ કરવાનો વિચાર છે! અજાણ્યાં છો એટલે ખાડાખડીઆ આવ્યા કે ટાંટીઓ ભાગ્યો; એ તો ઠીક થયું કે તરતજ હું ઓટલા ઉપર પાછો આવ્યો. શોભનાને એટલી અક્કલ નહિ કે તમને એને એકલા ન જવા દઇએ! અને તે પણ રાતે મુનલાઇટ હોય તો પણ શું ખાડા જણાય ખરા કે? હં, ઘેર પરોણાને બોલાવી તેમની કેમ બરદાસ કરવી એ જાણવાના તો સમજ ખાધેલા."

"અમને ઉભયને સ્નેહવદને ચંદ્ર, પાસેના ડુંગરાઓનો દેખાવ, આગીઆ કીડા, મલાડની હવા, પાણી, માલીની આપદા, જાજરૂઓની સાફ સૂફ વગેરે વિષયો પર લંબાણથી સમજાવ્યું. આ પ્રમાણે લગભગ કલાકેક ફરીને અમે ઘેર આવ્યાં ત્યાં મારે જ્યાં સુવાનું હતું ત્યાં આગળ સ્નેહવદન મને મુકી ગયા અને હું ખાટલામાં સુતો ત્યારેજ પોતે 'ગુડનાઇટ ઍન્ડ હૅપી ડ્રીમ્સ. ગુડનાઇટ" કરતા હસતા હસતા સુવા ઉપડી ગયા.

થોડી વાર પછી શોભના બંગલાનાં બારણાં દેતી દેતી મારા ઓરડા તરફ આવી અને અંદર ડોકીયું કરીને કહેવા લાગી, "માફ કરજો નાનાભાઇ, તમને નાહક હેરાનગતીમાં નાખ્યાં. અહિં બોલાવીને

પળવાર શાંતિ પ્રસરી રહી. શોભના મારા સામું જોઇ રહી. મેં ધીમેથી કહ્યું, ' સરલા, શોભના બેન, તમને વાડામાંના હિંચકા ઉપર બેસીને હિંચકા ખાવાનો શોખ છે કે ? ચાલો, ખવડાવું. '

હજી પૂરા શબ્દો મારા મોંમાંથી નીકળ્યા પણ નહોતા એટલામાં તો શોભના અને સરલા ઉઠયાં. શોભનાએ આંખના ઇસારાથી મારી યોજના પસંદ કરી એટલામાં સ્નેહવદન બોલી ઉઠયા, "અરે ! નાનાભાઇ ! અત્યારે વાડામાં હિંચકા ! જાઓ મારા સાહેબ; પછી મુંબઇ જઇ એમ કહેવું હશે કે " ભાઇ મલાડ ગયા'તા તે હિંચકા ખાઇ પાછા આવ્યા ! મેં અત્યારનો પ્રોગામ તો કયારનો ય ઘડી રાખ્યો છે. જાઓ શોભના, સરલા બેન, તમારે થોડા હિંચકા ખાવા હોય તો ખાઓ, રામાને કહેશો તો તમને પેટ ભરીને ખવડાવશે. અમારો રામો એ કામમાં ઉસ્તાદ, હોંકે નાનાભાઇ; અને પછી આજે મઠો, પુરી અને ઢોકળાનું જમણ છે તેની તૈયારી કરો. ઢોળકાં બનાવતાં આવડે છે કે સરલા બેન ! હા, હા, હા, હા; નથી આવડતાં ? ? ત્યારે શીખો શીખો–નહિ તો ...સાસરામાં કેમ સમાશો ? હેં; હેં, હેં, હેં, ! ! ! "

સ્નેહવદનનું અટ્ટહાસ્ય ચાલુ જ રહ્યું. શોભનાની ભ્રમર ક્રોધથી ક્ષણભર ચઢી પણ સ્નેહાળ પત્નીએ ભોળા પણ વિચિત્ર પતિ પ્રત્યેનો રોષ તરત જ શમાવ્યો અને રસોડા ભણીનો માર્ગ લીધો. સરલા, નિરાશ વદને ફીકકું સ્મિત કરતી શોભનાની પાછળ પાછળ ગઇ. હજી સ્નેહવદનનું અટ્ટહાસ્ય ચાલ્યા જ કરતું હતું. " હવે કયાં સુધી તમે હસશો ? " મેં તેમના અટ્ટહાસ્યથી કંટાળીને કહ્યું.

" કેમ ઠીક બજાવીને ! ઓ હો હો હો હો ! કેવો હ્યુમર કર્યો છે ? સરલા બેનને પણ આપણે તો ઉચકી નાખીએ. અત્યારે કનૈયાલાલ હોત તો । જરૂર આ હ્યુમરની કદર કરત. એ તમારાથી થાય જ નહિ. હા, હા, હા, હા ! " સ્નેહવદન હસતા હસતા માંડમાંડ બોલ્યા. " પણ

હા. હું આપણા પ્રોગ્રામ વિષે કહેવાનું તો ભૂલી જ ગયો. એ તો એમ કે આજ મારા એક મિત્ર છે તેને ત્યાં જરા પાર્ટી જેવું છે—કાંઇ ખાસ નહિ—સહેજ હાર્મોનિયમ ગ્રામોફોન એવુંસ્તો. ચાલો વહેલા થાઓ—નહિ તો વળી એ લોકો બુમ પાડશે. ”

બસ—ખલાસ ! મારું સ્વપ્ન સ્વપ્નસમ અદ્રશ્ય થઇ ગયું. હું ક્રોધથી હોઠ પીસતો સ્નેહવદનની સાથે પેલા મિત્રની પાર્ટીમાં ગયો અને ત્યાંથી છેક જમતી વખતે સ્નેહવદન પોતાના બેચાર મિત્રોને સાથે ઘસડી લાવ્યા હતા. એટલે સ્ત્રીઓને જૂદા ખંડમાં બેસી જમવું પડ્યું. જમી ઉઠ્યા એટલે બે વાગ્યા. સાંજે છ વાગ્યાની ટ્રેનમાં પાછા જવાનું હતું. ચાર કલાકમાં મલાડ ટ્રીપ પૂરી થઇ જવાની હતી અને મનની મનમાં રહી જવાની હતી. મિત્રોને આગ્રહ કરી કરીને બેસાડીને સ્નેહવદને છેક ચાર વાગે જવા દીધા.

પછી હું મારાં કપડાં પહેરીને, નયનોમાંથી જ્વાલામુખી વર્ષાવતો શોભનાને “ સાહેબજી ” કરીને ઓટલા ઉપરથી નીચે ઉતર્યો. સરલાએ તેની સાથે શેકહેન્ડ કરી. શોભનાની આંખમાં શરમને માર્યે ઝળઝળીઆં આવી ગયાં. મને ખાસ સ્નેહભાવથી, સરલા સાથે વધુ પરિચય થાય એ ઉદ્દેશથી બોલાવેલો અને પરિણામે કલાક પણ વાત કરવાની તક મળી નહિ એથી એના મનમાં બહુ લાગી આવ્યું હતું. પણ તે બિચારી કરે પણ શું ! તેમ હજી પણ સ્નેહવદન અમારો પીછો છોડે એમ ક્યાં હતું ? મને એમ થયું કે ચાલો હવે એકલા પડીશું. સાંઝનો સમય, નવાં નવાં વૃક્ષને કાંઇ પ્રેમ સંદેશો કહેતી હોય તેમ અંધારામાં આગળ વધતી ટ્રેન, ટ્રીપ ઉપરથી પાછા ફરતી વખતે સ્વાભાવિક રીત હૈયામાં થતી દીલગીરી; સ્વગૃહે જતું પુકારતું તલસતુ હૈયું ! આ પ્રમાણેની સ્થિતિ ફક્ત અર્ધા કલાકમાં પણ શું ન કરે ? આવા વિચારથી હું હજારો નિરાશામાં પણ છુપાએલી આશાને ઓથે, ઉત્સાહભર્યે હૈયે કમ્પાઉંડની બહાર નીકળવા જતો

વસ્ત્રાભૂષણ પહેરી, ગળામાં મોટો હાર ઘાલી ધીમે પગલે બહાર નીકળ્યા. વરઘોડો ચાલ્યો.

વરઘોડો કેવી રીતે આગળ ચાલ્યો, રસ્તામાં કેવી અડચણો પડી, કયે રસ્તે વરઘોડો લઇ જવો એ બાબતમાં વરરાજાના ત્રણ સગા અને બે સ્નેહીઓ વચ્ચે કેવી ઝપાઝપી થઇ અને આખરે મોડુ થઇ જવાથી રસ્તામાંજ કેવી રીતે ફીટસનો મંગાવવામાં આવ્યાં, અને છેવટે વરઘોડો કેવી રીતે કંઇ પણ વધુ હરકત વિના કન્યાના ઘર આગળ આવી પહોંચ્યો એનું વર્ણન બહુ રસમય થઇ શકે. પણ વરઘોડા કોનાથી અજાણ્યા છે?

વરરાજાને સામા હાથ પકડીને માંડવાને તોરણે બાજઠ ઉપર લઇ ગયા. તેમને પોંકવાને માટે સાસુને બોલાવવા ગોરનો ઘાંટો, સ્ત્રીઓમાં હજાર જૂદા જૂદા સુરથી ગવાતાં ગીત, વાજાં અને ત્રાંસાંના ઘોંઘાટને ભેદીને સાસરીયા પક્ષને કંપાવતો વાતાવરણમાં પ્રસરી રહ્યો. સાસુને આવતાં જરા વાર લાગી.

બીજવરના હૃદયમાં વિચાર તરંગ ઉદ્ભવ્યા. તેની પળેપળ તેનાં હૈયાને વીંધવા લાગી. આસપાસનો ઘોંઘાટ, સગાં સંબંધીઓ વગેરે તેના હૃદયચક્ષુથી અદૃશ્ય થઇ ગયાં. તેને સ્થાને ગતકાલનાં સ્મરણોએ પોતાનું સામ્રાજ્ય પ્રસરાવ્યું.

"ઓહ! હું અહિં! શા માટે? કયા નવા સુખને માટે? કયા નવા દુઃખને માટે? સુખ અને દુઃખ માણવાને માટે અમુક સમયની મર્યાદાની જરૂર છે? કોઇ મનુષ્ય અમુક સુખદુઃખ ત્રીસ વર્ષમાં માણે. કોઇ મનુષ્ય તેટલાં જ સુખદુઃખ ત્રીસ મીનીટમાં પણ માણી શકે છે; તો હું પાછો શેની શોધમાં નીકળ્યો છું'

'હું યુવાન હતો. સંસારને બદલે સ્વપ્નસૃષ્ટિમાં રાચતો, સ્ત્રી એ શબ્દમાં પવિત્રતા અને તેજના અંકુર જોતો, એવી મનોદશામાં મારા વિવાહ થવા અને એજ મનોદશામાં મેં પ્રથમ એને જોઇ.

" પ્રાતઃકાલનો સમય, અમારાં અર્ધનિદ્રાવશ ગામમાં લોકો પુરાં જાગ્રત પણ થએલાં નહિ. ગંદી શેરીઓ પણ પોતાના વતનની હોઈ કેવી દિવ્ય લાગતી હતી ! ટાંગો ખડખડ ભડભડ કરતો ચાલ્યો જતો હતો એટલામાં એનું ઘર આવ્યું. સહસા મારી દૃષ્ટિ એના ઘર તરફ ગઇ: મેં એને દીઠી.

" માત્ર એક ક્ષણજ મેં એને દીઠી પણ એ પ્રસંગ હજી એવો ને એવો મારાં હૃદયચક્ષુ સમીપ જીવંત ઉભો છે. નહિ પુરી બાલિકા—નહિ પુરી યુવતી. સ્વપ્નસૃષ્ટિમાં ઘડાયેલ, પવિત્ર ભાવનાઓથી જ રચાયેલ જે પ્રતિમા યુવકની આંખ આગળ અહોનિશ ' આઇડીયલ ' તરીકે તર્યા કરતી તે પ્રતિમાનું સ્થાન આ નહિ પુરી બાલિકા કે નહિ પુરી યુવતી એ લીધું. હા, મેં એને તે દિવસે એજ પ્રમ ણે દીઠી. તે ક્ષણનો આનંદ ! તે દિવ્ય સુખ ! હા, મને તે આનંદ, તે સુખ પ્રાપ્ત થયાં હતાં.

" થોડો સમય વહી ગયો. રાત્રિ હતી. પૂર્ણિમા હતી. ચન્દ્રિકાનો પ્રકાશ અમારા ગૃહને અજવાળતો સારા જગતને પોતાના પ્રકાશથી સ્નાન કરાવી રહ્યો હતો. મનુષ્યજીવનના ત્રણ દિવ્ય, ગૂઢ પ્રસંગોમાંથી—જન્મ, લગ્ન અને મૃત્યુમાંથી–દ્વિતીય પ્રસંગ હું અનુભવી રહ્યો હતો. શું દ્રવ્યવાન કે શું દીન મનુષ્યો એ ત્રણે પ્રસંગોમાંથી ઉત્પન્ન થતી ઊર્મિઓ–સુખ અને દુઃખની અંતિમ સીમાઓ ઉઘાડતી ઉન્મત્ત ઊર્મિઓથી અજાણ્યા નથી. સુખ અને દુઃખ તેમના અતિ તીવ્ર સ્વરૂપમાં લગ ભગ એકજ પ્રકારની મનોદશા ઉત્પન્ન કરે છે. હું તેવા મનોદશામાં ગોથાં ખાતો ચંદ્રપ્રકાશ નીરખી રહ્યો હતો તેવામાં સહસા મારા ગળામાં પુષ્પનો હાર પડ્યો. હું ચમક્યો. પાછળ ફરીને જોઉં છું...લગ્ન પછીનું આ પ્રથમ દર્શન !

" ઘણાંય વર્ષો થઇ ગયાં. આજ પણ હું એ દૃશ્ય જોઇ શકું છું. સુંદર વસ્ત્રો, સુંદરતર આભૂષણો અને સૌથી સુંદર, સર્વોત્તમ, તે વસ્ત્રો અને

અગ્રથિત વાર્તાઓ લખવા માંડી. 'બોડકું માથું' એ એમને વિજય આપ્યો કારણ એમાં પાછળથી ભરપુર કટાક્ષપૂર્ણ લખાણો તરફ એ વળતા હતા તેનાં ચિન્હો છે. અગ્રથિત વસ્તુ છે, પ્રસંગોમાંથી એકજ પાત્ર પસાર થાય છે; ને સાથે બીજા માણસો પર ટીકા થાય છે.

'સદી'ના બંધ પડયા પછી એમણે મોટે ભાગે 'ગુજરાત' અને 'નવચેતન' માં લખ્યું. 'ગુજરાત'માં આવતી એમની હાસ્યરસની વાર્તાઓ અને Sketches કંઇક પ્રગતિનાં ચિન્હ દેખાડતી. કટાક્ષપૂર્ણ, સુધારાનો ઉદ્દેશ ધ્યેયરૂપે રાખી એમણે લખવા માંડયું. અને Satirist તરીકેનાં સારાં લક્ષણો એમાં આપણને જણાશે.

પરંતુ પછી બજારૂ માગણીઓ વધી. બીજાં માસિકોમાં આપેલી કેટલીક વાતો અને ક્ષણજીવી અઠવાડિકોમાં તો એમણે પોતાની કલમને લજાવે એવાં લખાણો લખવા માંડયાં. વસ્તુઓ, વિષયો ને લખાવટ પણ એકધારૂં અને શુષ્ક બનતાં ગયાં: અને હાસ્ય ને બદલે કેટલીક વખત આપણને સુગ પણ ચઢે એવું એમણે લખવા માંડ્યું.

પરંતુ એમનાં સારાં લખાણો વધારે પ્રમાણમાં ઠીક છે; અને એમાં હાસ્ય અને કટાક્ષ મુખ્યત્વે એ આપણને આપે છે. કોઇક કોઇક વાતમાં અગ્રથિત વસ્તુ-વાળી વાર્તાનું સ્વરૂપ પણ હોય છે. એમનો હાસ્યરસ સૂક્ષ્મ કરતાં સ્થૂલ વધારે છે. મર્મવિદ્‌નાં લક્ષણો કટાક્ષપૂર્ણ લખાણો તથા Sketches માં જણાય છે ખરાં, પરંતુ માત્ર શબ્દ, અણઘટતા ને અસંભવિત પ્રસંગ–એના ઉપર કેટલીક વખત એમનું ધ્યાન વધારે હોય છે. એટલે ઉત્તમ હાસ્યરસના લેખક બનવાને બદલે એ મધ્યમ કક્ષાએ બીરાજે છે. ૧૯૨૬ માં એમણે પોતાની કેટલીક કૃતિઓનો 'મસ્તફકીરની મસ્તી' નામે સંગ્રહ બહાર પાડયો છે.

'દાઢી રાખો' 'બોડકું માથું' 'સૌભાગ્ય સુંદરી' 'મારા કાકાનો કાકો કોઓ' એ ત્રણ મોટે ભાગે હાસ્યરસ પુરતીજ લખાયલી છે; એમાં કટાક્ષ કોઇક કોઇક જગ્યાએ છે.

'પરદુઃખ ભંજન મન્ત્ર' 'પાપાનગરના પોપા' 'ભૂતકાળમાં ભૂસકો' એ ત્રણે કંઇક જૂદાજ ઉદ્દેશથી લખાયલી વાર્તાઓ છે. એમાં અમુક દેશો કલ્પી કટાક્ષ-પૂર્ણ રીતે હિન્દની સ્થિતિ સરખાવવાનો એમનો વિચાર છે. કલ્પનાનો ઉપયોગ અમુક પ્રમાણમાં જોવામાં આવશે. એટલે શ. મસ્ત ફકીર હિન્દની અત્યારની સ્થિતિથી મુંઝવાય છે. જે ખરાબ છે તે કટાક્ષપૂર્ણ રીતે બતાવે છે; તે 'પોપા'-માં કેમ આપણે સુધારો કરી શકીએ તે પણ સમજાવે છે. 'મન્ત્ર'માં મર્મહાસ્ય ઉંચા પ્રકારનું છે.

આમ પોતાના હાસ્યમાં એ વિવિધતા આણી શકે છે. એકલું મનરંજનાર્થે પ્રસંગો ને શબ્દો પર આધાર રાખતું હાસ્ય એમની મોટા ભાગની વાર્તામાં દેખાય છે તે સ્થૂલ હાસ્ય ચીરકાલીન નથી. એટલે એમના એ સ્થૂલ હાસ્યરસના Sketches કરતાં કટાક્ષપૂર્ણ વાર્તાઓ વધારે અસર કરે છે.

'પરદુઃખભંજન મન્ત્ર' નવલિકાનાં લક્ષણોથી વિભૂષિત નથી છતાંય આપણા નવલિકાના વિકાસક્રમમાં કટાક્ષના Sketch તરીકે એને અહિં સ્થાન આપવામાં આવ્યું છે.

'મસ્તફકીરની મસ્તી' માંથી આ વાત લેવામાં આવી છે.]

# ૫૨ દુઃખભંજન પ્રજા

૧

જે ટાપુઓમાં અમે ફરતા હતા ત્યારે મારો અમેરિકન સાથી હસ્યા જ કરતો હતો. અમે ત્યાં ઉતર્યા, મહિના દિવસ રહ્યા અને છેક કેલિફોર્નિયા પહોંચ્યા ત્યાં સુધી એ હસ્યાજ કરતો હતો, અને જરાક કોઈ ભલો માણસ દેખાતાં તેને "શામુશા" એવું નામ આપતો હતો. જે દૃશ્યોથી તેને હસવું આવતું હતું તેજ દૃશ્યોએ મારા મન ઉપર ઉંડી અસર કરી હતી. એ અદ્‌ભુત શામુશા પ્રજા માટે મને ઓચીંતુ પચાસ ટકા માન વધી ગયું હતું.

વાત એમ બની કે ૧૯૧૦ માં જ્યારે જાપાન માર્ગે હું અમેરિકા જતો હતો ત્યારે શેંધાઈમાં એક અમેરિકન ગૃહસ્થ જોડે મારે મિત્રાચારી થઈ હતી અને તે પરિપક્વ થતાં, મારૂં આગલું પ્રોગ્રામ રદ કરી, તેણે

અમેરિકા, રશીઆ અને બ્રિટન માટે કરે છે. જગતમાં આવી પરદુઃખ ભંજન પ્રજા કોઇ સ્થળે નથી. જ્યારથી તેમને ખબર પડી કે અમારા જાપાનમાં ઘઉં થતા નથી, તેમ રૂની અછત છે ત્યારથી તે પૂરતા ઘઉં અને પુષ્કળ રૂ જાપાન ચઢાવે છે. ”

“વાહ ! ” મેં કહ્યું.

“અને એટલુંજ બસ નથી” પેલાએ આગળ ચલાવ્યું. “અમારી પેઢીઓ મારફત એ ઘઉં અને રૂનો શામુશાવાસીઓ નિકાસ કરાવે છે જેથી અમારા સંખ્યાબંધ જાપાનીઝ ભાઇઓને સારૂં કમિશન મળે. અને આ લોકો પોતાનું પેટ જાપાનથી બીસ્કીટ, પાઉં તેમજ દરેક જાતની ખોરાકી આયાત કરીને ભરે છે અને અમે ખાટીએ માટે અમારીજ મારફત એ બધું મંગાવે છે.”

“અહો ! કેવું રૂડું ? ”

“વળી, આ શણ અને આટલાં બધાં ઘેટાં દેખાય છે તેનું ઉન ખાસ કરીને રશીઆ મોકલવામાં આવે છે. એ દેશ જે ભાવે તે માગે તે ભાવે તેને એ અપાય છે. ત્યાંથી ધાબળાઓ વણાઇને આવે તે પાછા મોં માગ્યા ભાવે આ લોકો ખરીદી લે. કહો, ગરીબ ભુખે મરતા રશીયન કામદારો પર કેટલો ઉપકાર ? ”

“સુંદર ! ” મેં ટેકો આપ્યો.

“ એક બીજી વાત. અહિંથી હજારો ઢોર ઢાંખર આ પ્રજા ચીકાગોના કસાઇખાનામાં સસ્તે ભાવે મોકલે છે, એટલુંજ નહિ પણ એ પ્રાણીઓનાં ચામડાંમાંથી જે જોડા, મોજાં, પટા, પેટી, આદિ તૈયાર થઇને આવે છે તે ખાસ ભાવ આપીને ખરીદ કરે છે. આ રીતે ધરતી ઉપરની દરેક પ્રજાને આ ભલા લોકો એવડી રીતે ખટાવે છે. તેમાં પણ બ્રિટન દૂર પડેલું હોવાથી ઘણા પ્રયત્નો છતાં પુરતાં પ્રમાણમાં ખાટી

નથી શકતું, છતાં કોઇ પણ ભોગે તેને ખટાવવું એવો નિશ્ચય કરી આ લોકોએ ખાસ બીડી પીવાની ટેવ પાડી છે. દર અઠવાડિયે તેઓ બ્રિટનની બબ્બે આગબોટો ભરીને આણેલી બીડીઓ ફુંકી નાંખે છે. બીજા દેશો રહી ના જાય માટે પોર્ટુગાલનો પોર્ટવાઇન, ફ્રાંસનો શેમ્પન, જર્મનની અસંખ્ય નાની નાની ચીજો એ રીતે દુનીઆનો કોઇ પણ દેશ એવો નહિ હોય જેનો માલ ખપાવવાની ચિંતા આ ટાપુના લોકો ન રાખતા હોય. ”

હવે મારો પેલો અમિરેકન મિત્ર બોલ્યો: “ આ લોકની જરૂરિઆતો એટલી બધી નથી, અને તે થોડી છે તે તો તેઓ પોતાના ફળદ્રુપ ટાપુમાંથીજ પુરી પાડી શકે તેમ છે. છતાં આવું બધું દ્રાવિડી પ્રાણાયમ શા માટે ? ”

“ મિસ્તર હોમ ! ” પેલાએ જવાબ દીધો. “ તમે અપ–ટુ–ડેટ નથી લાગતા; કોઇ ચૌદમી સદીમાં રહેનારા લાગો છો. આ જંગલી જેવા લોકોને પુરેપુરૂં સુધરવું છે. દુનિયાની સૌથી સુધરેલી અને ઉન્નત પ્રજાઓની હરોલમાં બેસવાની હોંશ તેમને છે. હરકોઇ પારકાને બનતો લાભ આપી છુટવાના આત્મભોગ વડે તેઓની ભાવના જગતની સર્વ પ્રજાઓમાં ભ્રાતૃભાવ સ્થાપન કરવાની છે. ” અને જરાક થોભીને એ બોલ્યો, “ મને નવાઇ તો એ લાગે છે કે વીસમી સદીમાં રહેવા છતાં આવાં સ્વાર્થી અને સંકુચિત ત્રાજવાં હજી કેમ તમારા મગજમાં ઘર ઘાલી રહ્યાં છે ? ”

મારા મિત્રે કંઇ જવાબ આપ્યો નહિ ને હસ્યાજ કરતો. હતો પણ મેં અમારા માયાળુ ભોમીયાનો ઉત્સાહ ભાંગી ન જાય તે માટે પ્રશ્નો જારીજ રાખ્યા.

“ આ બધુ કરવાનાં નાણાં કયાંથી લાવતા હશે ? ”

"દેશમાં ખુબ ભર્યું છે." ઉત્તર મળ્યો. "કુદરતની પુરી મહેર છે. આ અદ્દભુત પ્રજા મહેનત મજુરી પણ કેટલી અસાધારણ કરી શકે છે એ તમે ક્યાંથી જાણો? તેમના વડવાઓ સદીઓથી આખી પ્રજા માટે અઢળક દ્રવ્ય મૂકી ગયા છે. એ બધું સંઘરી રાખવાનો લોભ તેમણે રાખ્યો હોત તો જંગલીના જંગલી જ રહી જાત. અને અમેરિકા, જાપાન, મેક્સિકો, બ્રાઝીલ, ફ્રાન્સ, પોર્ટુગાલ અને બ્રિટન જેવાં રાજ્યો તેનો એક સુધરેલા રાજ્ય તરીકે સ્વીકાર કરે છે એ પ્રસંગ કદી ન આવ્યો હોત. તમને ખબર છે? અમારા મીકાડોના તાજમાં આ શાસુશા તો સૌથી ઝળકતું જવાહીર છે?"

૩

આપણા સુરત જીલ્લા જેવડા એ ટાપુની અંદર જાતજાતની કિંમતી ખાણો હતી. તાંબુ, કલઇ, કોલસા, લોખંડ, સોનું, રૂપું એ સર્વેની ખાણો ત્યાં હતી. અને તે સઘળી જુદા જુદા દેશો વચ્ચે અંટસ ન થાય વાસ્તે દરેકને તેના બળ પ્રમાણે વહેંચી આપવામાં આવી હતી. આ રીતે આનંદ કલ્લોલ કરતા શાસુશા વાસીઓ પરદેશીઓ માટે વૈતરૂં કરતા. આમાં પણ વિનિયમ ચાલતો જ. તેઓ પોતે તાંબુને કલાઇ જાપાનને આપતા અને તપેલા બનાવવાના ચકતા ત્યાંથી લાવતા.. લોખંડ અમેરિકા મોકલાવીને ત્યાંથી ખીલા આણતા ...... વગેરે.

આવી રીતે લગભગ દશ પ્રજાઓની માલીકી હેઠળ જૂદી જૂદી ખાણો હતી. અને એ કાચા માલની જે બનાવટો થઇને આવતી તેનું સુંદર બજાર ઉપર પ્રમાણે આ શાસુશામાંજ હતું.

પછી ભોમીયાએ એક નવાઇ જેવી અસાધારણ હકીકત અમને કહી, તે આ પ્રમાણે હતી:—

"૧૯૦૮ માં અમારા જાપાનમાં બેકારી પુષ્કળ વધી ગઇ. હજારો કામદારો રખડી ગયા. સેંકડો કારખાનાં બંધ થયાં. આ ઉદાર પ્રજાને તેની ખબર પડતાં તેણે તરતજ કાઉંટ ઓકુમાને પોતાની મહાજન મારફત કહેવડાવ્યું કે ગભરાશો નહિ. અમારે ત્યાં નીપજતું રૂ, ઉન, શણુ બધું અમે તમને તમારે જોઇએ તે ભાવે મોકલીશું. આ વચન પાળવા ખાતર શામુશ્રાની પ્રજાએ પોતાની જુની અને જંગલી શાળો અને રેંટીયાઓ તોડી નાંખ્યા અને કહેરાવ્યું કે 'જો જાપાની કામદારો સુખી જ થતા હોય તો અમે આજથી સોગન લઇએ છીએ કે અમારો દરેકે દરેક વતની જાપાનીઝ મીલોનુંજ કાપડ વાપરશે. આ તેના નિશ્ચયથી જાપાની મિલોમાં ખુશાલી પ્રસરી રહી. જાપાને એક કેળવાયલા ને સુધરેલા જોડીદાર રાજ્ય તરીકે આ ટાપુનો સ્વીકાર કર્યો અને ખુદ જાપાનીઓને પણ નહિ હોય તેવાં સરસ જાપાનીઝ માન અકરામો ને ડીગ્રીઓ અહિંના વતનીઓને આપવા માંડયાં. તેમાં અહિંના રાજાને તો 'સામુરાઇ'નો ખેતાબ મળેલો અને અહિંનો નગરશેઠ જે જાપાન માટે ખાસ બટાટા વાવે છે તેને 'જાપાની બતક'નો ઇલ્કાબ મળ્યો. ઉપરાંત રૂસો-જાપાન લડાઇ વખતે પોતાનું સર્વસ્વ જાપાનના હિતની ખાતર અર્પણ કરી ભીખારી બનનાર એક કોટયાધિપતિને "ફુજીઆમા" (જાપાનનો પવિત્ર પહાડ)ના ખેતાબથી નવાજવામાં આવ્યો હતો."

૪

શામુશ્રાનો ગવર્નર જાપાનીઝ હતો. અને જાપાનીઝ ગવર્નરની સગવડને ખાતર સેક્રેટરીએટ, ન્યાયખાતું, પોલીસ, રેલ્વે, સ્ટીમરો બધુંજ જાપાનીઓના હાથમાં હતું. ફક્ત કારકુની અને હમાલીનાં કામોપર શામુશ્રાવાળાંઓએ પોતાનો હક રાખ્યો હતો, કેમકે તે કરવાનો વખત ઉદ્યોગી જાપાનીઓને ન મળે, એ તેઓ સારી રીતે સમજતા હતા.

તેઓએ પોતાની રહેણીકરણી પણ પોતાના વડીલ જાપાનને જ મળતી રાખીને તેને સવિશેષ સંતોષ્યું હતું.

અમને થોડા દિવસના વસવાટથી એ પણ પ્રતીતિ થઇ હતી કે ત્યાંનાં દેશીઓમાં જાપાનીઝ ભાષાના "ખાં" કહેવાય તેવા મોટા મોટા વિદ્વાનો ઘણા હતા.

હરેક હરેક ઠેકાણે, ટાપુના એકથી બીજા છેડા સુધી હું અને મારો મિત્ર ફર્યા ત્યાંના ભલાઇની વાત તો જુઓ ! ત્યાંની જાપાની રેલ્વેઓને નિભાવવા માટે તેઓ, એક પૈસાની કોથમીરની ઝુડી એક શહેરમાંથી બીજામાં લઇ જવાનું નુર દોઢ આનો આપતા હતા. આ કારણથી એ દેશમાં મોંઘવારી વધેલી જ રહેતી હતી. પણ એ જાપાનીઝ બીચારાઓનું શું થાય ? એ દયાને લીધે તેઓ ભાવ ચઢાવ ઉતાર કર્યા કરતા હતા.

એક મહીનો ખૂબ અમનચમનમાં ગાળીને અમે બંને એ ટાપુને છેલ્લી સલામ કરીને ઉપડ્યા.

" કેમ શું થાવું ? " મેં મિ. હોમને પૂછ્યું.

" બીજું શું ! દુનિયામાં જો કોઇ અક્કલની કોથમીર પ્રજા હોય તો તે શામુશની !"

" તમે તો અમેરિકાના સ્વાર્થી અને સંકુચિત રહી ગયા. મારો દૃષ્ટિકોણ જુદો છે. અમારા એક મુનિની આજ્ઞામાં મને દૃઢ વિશ્વાસ છે. " એમ કહીને મેં શ્લોક ઉચ્ચાર્યો—

अयं निजः परोवेत्ति गणना लघुचेतसाम् ।
उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

"તમને શી ખબર," મેં આગળ ચલાવ્યું.

"કે અમારા આર્યો જેને ઉદાર ચરિત કહે છે તેનાજ નમુના આ લોકો છે. તેની કદર પાશ્ચાત્ય મૂઢ મતિવાળાઓ ન કરી શકે એ દેખીતું છે..." પેલો કંઇ બોલ્યો નહિ. તેણે નક્કી મને શામુશા-મેનીયાથી પિડાતો દર્દી માન્યો હશે......

મારા હિંદુસ્થાન પહોંચ્યા પછી થોડે દિવસે મિ. હોમનો પત્ર મને ન્યુયોર્કથી મળ્યો. તેમાં તેમણે મને ખબર આપી હતી કે જાપાનમાં વધેલા બેકાર કામદારોને ક્યાં વસાવવા તેની ચિંતા જાપાનીઝ સરકારને થએલી તે ટાળવા શામુશાની સમસ્ત પ્રજાએ દરીયામાં રાજીખુશીથી આનંદ સહિત હોમાવી દીધું, અને આખો ટાપુ જાપાનને ખાલી કરી આપ્યો હતો.

મારી આંખો આ જાણીને હર્ષ ને કરૂણાથી ભીંજાઇ. મેં વિચાર્યું કે આવું અપૂર્વ બળિદાન બીજી કઇ પ્રજા આપી શકે ? શું પ્રાચિન કે શું અર્વાચીન !

# નારદ

[૧૯૨૨ થી આરંભ થયેલા 'સાહિત્ય' દ્વારા રા. નારદે નવલિકા સાહિત્ય-ને આરંભના વખતમાં ખીલવ્યું અને નવે ચીલે પાડ્યું. 'સુંદરી સુબોધ' સામાજીક પ્રશ્નો ચર્ચવામાં ગુંથાયું હતું એટલે મનોરંજન માટે વાર્તાઓ ઓછી બહાર પડતી. રા. નારદે એ ગાંભીર્ય છોડી નવલિકાઓને હાસ્યવાળી બનાવી. એમની આરંભની વાતો મોટે ભાગે હાસ્ય માટેજ લખાયલી ને તેટલા માટે કાંઇક Mark Twainની અસર નીચે પણ ખરી.

રંજનાર્થે લખાયલી વાર્તા હોવાથી પાત્રવિધાન એમની નવલિકામાં ઓછું છે. પ્રસંગો ને વસ્તુ સંકલના પર એમની વાર્તાનો આધાર હોય છે. આરંભના

વખતમાં અગ્રથિત વસ્તુવાળી વાતો એ લખતા પરંતુ જેમ હાથ જામતો ગયો તેમ એમણે ગ્રથિત વસ્તુવાળી, અંત વસ્તુભારવાળી વાતો આપણા સાહિત્યમાં ઉમેરી.

આ વાતો પણ છે રંજનાર્થે. એમાં લેખકની કલા વસ્તુસંકલના પરત્વે છે. પછી આવી વસ્તુ વાળી વાર્તામાં વિષયો છીછરા પણ હોય.

૧૯૧૯ ની સાલનીજ રા. નારદની વાતો 'સાહિત્ય'માં આપણે જોઇએ તો 'મારી વહુ' 'કોનો વર' 'કોની વહુ' મારો વર' એજ વિષય ચર્ચેલો જોઇશું. અને ત્યાર પછી 'જંતુ લીલા' (૧૯૨૨)માં પ્રોફેસરનું જીવન કેમ શુષ્ક બને છે ને પત્નીને કેમ વિસરે છે તે જોઇશુ અને એજ રીતની નવલિકનું પૂર્ણ પરિણામ 'હું કેમ પરણ્યો ?'માં આવી જાય છે. આ ગ્રથિત વસ્તુવાળી વાતો છે અને આડકતરી રીતે એમાં પુનર્લગ્ન પણ લેખકે સમાવી દીધું છે. પરંતુ વસ્તુના ગુંફન સાથે લેખકે હાસ્યરસ પણ સારો જમાવ્યો છે. એટલે 'વીસમી સદી' આવ્યા પછી 'ગોવાલણી' પ્રકારની રંજનાર્થે કલાકૃતિ બહાર પડતી એના જેવી આ છે.

'હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ' માંથી 'હું કેમ પરણ્યો ?' (૧૯૨૨) લેવામાં આવી છે.]

# હું કેમ પરણ્યો ?

હું ઉમરેઠનો રહેવાશી છું ને એ પૈસે સુખી છું. મારો ધંધો ધીરધારનો છે. ઉમરેઠ ને આસપાસનાં ગામોમાં મારાં ઘરાક છે. અવારનવાર ઉઘરાણીએ મારે જવું પડે છે. ચાલુ સાલે ધાડપાડુઓ, લૂટારા ને બહારવટીઆનો ત્રાસ વિશેષ છે, તેથી મારે ઘણી સાવચેતી લેવી પડતી હતી ...મહિનામાં ડાકોરના એક આસામીનો વાયદો હતો, તેથી મારે ત્યાં જવું પડ્યું. રૂપીઆની રકમ મોટી હતી. હજાર કે બે હજાર લાવવાના હતા. તેથી ઘેરથી સાદાં ને ફાટ્યાંતુટ્યાં લૂગડાં પહેરી હું નીકળ્યો. માથે સાધારણ ટોપી હતી. મારૂં ગામ એવું સાદું છે, કે ગમે તેવાં કપડાં પહેરો તોએ ચાલે. મહાત્મા ગાંધી હજી હવે ખાદી માટે લડત ચલાવે છે, પરંતુ અમે તો મૂળથી ગજીઉં પહેરવામાં માન સમજીએ છીએ. એવાં કપડાં પહેરી આપણે નીકળ્યા. શકન સારા થયા.

એટલે જતાં કાંઇ અડચણ પડી નહિ. ઘરાકને ઘેર મિષ્ટાન ઝાપટી રૂપીઆ બે હજાર તેના પાસેથી કઢાવ્યા. મારી ફાટલી ટોપીની અંદરના અસ્તરમાં બે હજારની નોટો સેરવી દીધી ને બંદા ડાકોરથી ચાલી નીકળ્યા. ડાકોરથી ઉમરેઠનો રસ્તો એકાકાર છેઃ જાણે ડાકોર ઉમરેઠનું પરૂં ન હોય! ઉમરેઠમાંથી ઘણાંને રોજ ડાકોરરાયનાં દર્શન કરવાનો નીમ હોય છે, ને તેવા લોકો પગે ચાલી રોજ ડાકોર જઇ આવે છે. એ કારણે રસ્તે કંઇ ખાસ ભો હોતો નથી. પરંતુ હાલમાં બહારવટીઆના ત્રાસથી જવર અવર ઓછો થયો છે, ને મને નીકળતાં કાંઇક મોડું થયું, એટલે મનમાં પાકી દહેશત હતી. તેથી સાવચેતીના ઉપાય તરીકે નોટો ટોપીમાં ઘાલી ઝપાટાબંધ હું ચાલ્યો.

ડાકોરથી ઉમરેઠ આવતાં સૃષ્ટિસૌન્દર્ય જોવાનું ખાસ મળતું નથી તોપણ શિયાળાનો દહાડો હતો, એટલે ખેતરોમાં લીલો હરીઆળો પાક હતો. પાકના દાણા જળક્યા નહોતા. કોઇના હુંડામાં દૂધ ભરાયું હતું. એવા દૂધભર્યા કેસરનો પરાગ સાંજના પવનને સુવાસ આપી રહ્યો હતો. આંબાના મોરની કણીઓ વિકસીને એ પવનને વધારે મઘમઘાવી રહેલી હતી. ઉંચા મહુડાના ઝાડ ઉપર સવારે ટપકવાનાં મહુડાં પાકીને ગલ થઇ એ ઝાડોની શોભામાં ઓર વધારો કરતાં હતાં. આથમતા જતા સૂર્યના છેવટનાં રંગબેરંગી અને મોટે ભાગે લાલ કિરણો ઠેઠ સુધી રસથી ભરેલા એ ફળો ઉપર પથરાઇ પાછાં ફરતાં હોવાથી ઝાડો ઉપર અનેરા તેજનો અમલ થયો હતો અને તેથી, આકાશમાં જણાતા રંગો સામે ઝાડ સ્પર્ધામાં ઉતરેલાં હોય, એવો ભાસ થતો હતો. અહિંતહીં વાડો ઉપર વેલાઓ ને વેલીઓ ચઢી શેઢાના ઝાડ ઉપર લચી રહ્યાં હતાં. ચોમાસું તરતનું ગયેલું, તે પાછોતર વરસાદ, એટલે એ કુદરતી લતામંડપો ઉપર નાનાં સુરેખ બહુરંગી ફૂલો ખીલેલાં હતાંઃ હમણાંજ ખીલેલાં એટલે તેમની મીઠી ને તાજી વાસ આપણા નાકમાં થઇ ઠેઠ મગજ ઉપર

તાજગી પ્રાથરતી હતી. કવિઓ કે ચિતારા ચિતરે તેવું સૃષ્ટિસૌંદર્ય આ નહિ હોય, પરંતુ ગામડામાં જે દેખાવો જોઈએ અને મોજે માણીએ છીએ, તેનું ચિત્ર આ વખતે મારી આંખે પડ્યું.

સૃષ્ટિસૌંદર્ય સાથે પ્રકૃતિ ગાન શુણાતું હતું. પોપટ મેના ત્યાં મધુર વાણી બોલતાં નહોતાં; પરંતુ ચકલીઓ ચીંચી ને કાગ કા કા કરતાં. પીતના પાક હવે ઓછા થયા છે, તોપણ ઉંજેલા દીવેલથી હળવા થયેલા કોસનો મીઠો ધ્વનિ દૂરથી ખેંચાઈ આવતો હતો; ને કોઈક દૂરના કોલ્હાના શેરડીના રસ જેવા મધુર સ્વર તેની સાથે હરીફાઈમાં ભેળાઈ કાન ઉપર અથડાતા હતા. મારૂં મન ચકડોળે ચઢ્યું: પ્રેમના ઉલ્લાસના તરંગો આવવા લાગ્યા. શેઢીનો પુલ મેં ક્યારનો વટાવ્યો હતો, પણ મોડું ન થાય એ માટે આવાં નકામાં શમણામાંથી જાગ્રત થઈ મેં ઝપાટાબંધ ચાલવા માંડ્યું.

૨

'મોટા પગલાં' એ આવી પહોંચ્યો. 'આખા લીમડામાં એક ડાળ મીઠું, કે રણછોડ રંગીલો' એ ગોપ–કાવ્ય મને સાંભર્યું. લીમડો દૂર હતો; ડાળ મીઠું હતું કે નહિ તે જોવાની પરવા નહોતી. પગલાંને નમીને ઝટ ચાલ્યો. એથી થોડે આઘે વાવ આવી તે જોવા ન ઉભો રહ્યો, ને આગળજ ચાલ્યો. પાંચેક મિનિટમાં સતા તલાવડી આવશે. હાલ તો ખાડો રહ્યો છે: પાણીએ નહોતું. એ તલાવડીની જગા ચોર ને લૂટારાને ફાવે તેવી છે. એ ત્રણ રસ્તા ભેગા મળે છે ને તલાવડીનો ખાડો દૂરથી જણાતો નથી. આ વખતે ભગવાન સૂર્યનારાયણ બરોબર ક્ષિતિજ આગળ આવ્યા હતા. વખત રોળીકોળીનો હતો. જેવો હું તલાવડી નજીકથી જતો હતો, તેવામાં બુકાની બાંધેલા ને હાથમાં ભાલો લીધેલા ત્રણ જણ બાજુ ઉપરની વાડેથી નીકળી મારી સામે આવ્યા. મારા હોંસકોંસ

ઉડી ગયા. અમારી વચ્ચે દશેક કદમનું અંતર રહ્યું હતું. ત્રણમાં જે મુખી જેવો હતો તેણે ફરમાવ્યું, " ખબરદાર ! ત્યાંજ ઉભો રહે. "

હું ખમચ્યો ને દેખીતી હિંમત ધારણ કરી બોલ્યો: "આ ઉભો, શું છે ? "

" શું છે, તે સમજતો નથી ? પાસે જે હોય તે ધરી દે. "

આટલી વાત દરમ્યાન મને કાંઇક ધીરજ આવી હતી. મેં યુક્તિથી મારી ટોપી આઘે અફાળી ફેંકી ને કહ્યું: " લો આ 'ફાટી સરખી' ટોપી ને આ " લૂગડાં "

એટલું બોલી લુગડાં ઉતારતાં ઉતારતાં મેં કાંઇક રોફ સાથે વિનવવા માંડયું: " ભિક્ષુક બ્રાહ્મણના આટલાં લૂગડાં લઇ તમે તાલેવાન થજો."

આ ટોળ સહ કરેલી વિનવણીની અસર થઇ. કદાચ એમ પણ હોય કે લૂગડાંનો ઢાળકો જોઇ તેમની ખાત્રી થઇ હોય, કે મારી પાસે કાંઇ નથી. ગમે તેમ હોય, પણ મુખીએ કહ્યુ: " જા, તું બ્રાહ્મણ છે, તેથી તને જવા દઇએ છીએ." લૂગડાં પહેરી, ટોપી ઉપાડી મેં ચાલવા માંડયું, કે તુર્ત પાછો મુખી મારી પાસે આવ્યો, ને પાછળથી મારી પીઠ ઉપર હાથ મુકી તેણે પુછ્યું: " એ લાડુ ભટ્ટ, આ પાછળ આવે છે તે કોણ છે. " " મેં પાછા વળી જોયું તો કોઇ સ્ત્રી આવતી હતી. સુરજ અડધો ક્ષિતિજમાં પહોંચ્યો હતો, એટલે હજી પુષ્કળ અજવાળું હતું, તેથી તે બાઇએ ઘરેણું ગાંઠું પહેરેલુ હતું, એમ જણાતું હતું. મને બીક લાગી કે રખેને આ લોકો તેને સતાવે કે "લૂંટે. તેથી કે કોણ જાણે કેમ, મારા મોંમાંથી નીકળી ગયું કે " મને શું કામ પૂછોછો એનેજ પૂછોને !"

એવામાં તે બાઇ પાસે આવી પહોંચી. તેને ઉદ્દેશીને મુખીએ પુછ્યું " બાઇ આ તારા કોણ થાય ? "

મારું કહેવું સાંભળું હોય, અગર હથીયારબંધ ધાડપાડુઓ જોઇ તે ત્રાસી ગઇ હોયઃ ગમે તેમ હોય, પણ તેણે જવાબ વાળ્યો, 'કોણ તે વળી મારા ઘરવાળા–વર–થાય.''

આ નવાઇ સાંભળીને હું તો આશ્ચર્યથી દિંગમૂઢ થઇ ગયો. સાથે બાઇની હિંમત ઉપર ફિદા થઇ ગયો. મેં ધીમે ધીમે આગળ ચાલવા માંડયું, એટલે મુખીએ નિર્ણય જાહેર કર્યોઃ જા, બેન જા, તું બ્રાહ્મણની સ્ત્રી છે, ને તારા વરને અમે હમણાં છોડી દીધો છે, તો તને પણ જવા દઇએ છીએ. તારી જોડે માલમતા તો ઠીક છે, પણ ભગવાન તેનો બદલો અમને આગળ ઉપર આપશે.''

એ બાઇ ઉતાવળે મારી પાસે આવી લાગી. પાંદડાની માફક તેનું આખું શરીર ધ્રુજતું હતું. તેને ઘણી બીક લાગી હતી. મને પકડી પાડી તે બોલીઃ "મને સારો સંઘાત મળ્યોઃ ઠેઠ સુધી. ઇશ્વરનો પાડ." તેના બીકથી થરથરતા ઘાંટામાં કાંઇક અજબ મોહિની મને લાગી. રૂપાની ઘંટડીનો અવાજ કાંઇ હિસાબમાં નહિ. સ્વરનાં કાંઇ અપૂર્વ મોજાં મારા કાનને અથડાયાં. મેં તેના સામું જોયું, ને તેજ ક્ષણે તેણે 'કોણ તે વળી મારા ઘરવાળા' એવો આપેલો જવાબ યાદ આવ્યો. તે નીચું જોઇ આવતી હતી, તેથી મેં બારીકીથી તેને જોઇ.

૩

આ મૂર્તિ અજબ હતી. કવિઓ કે સૌન્દર્યપ્રેમીઓ વખાણે તેટલું રૂપ એનામાં નહોતું; પરંતુ રૂપથી પણ કાંઇક અધિક તેનામાં હતું. તે અવર્ણ્ય હતું. તે મદમાતી નિડર ચાલતી હતી; હું માત્ર ખેંચાતો હતો. બ્રહ્માએ તેને થોડી કાંઇ ઘડી નહોતી, પરંતુ તેના દરેક અંગમાં અને ઉપાંગમાં જોબન ખીલી નીકળેલું હતું. ગુલાબી સફેદાઇને બદલે ચંપકવર્ણી છાંટ

તેના શરીર ઉપર હતી. વિંધેલું નાક, રંગેલા દાંત અને છુંદેલાં છુંદણાં ઉપર મને સ્વાભાવિક અણગમો છે, છતાં તે બધાંની હાજરી અહિં બાધકારક લાગી નહિ. હસુંહસું થતું તેનું મોં, ભરાવદાર ગાલમાં પડતા ખાડા. બેપરવાઇથી હોળેલા માથાની ઉડતી લટો, અતિ વિશાળ અણીયાળી આંખો, મને પરવશ બનાવવા બસ હતી, હું પરણ્યો હતો, પણ મારી વહુ નાનપણમાં ગુજરી ગયેલી ને કન્યાની અછત એટલે ફરી કાંઇ વિવાહ થયેલો ન હોવાથી રાંડયા છતાં હું કુંવારો હતો. મારૂં લક્ષ ચાલવામાં નહોતું. હું તો આ સ્ત્રી તરફ ઘડી ઘડી જોઇ રહેતો. મને ઠોકરો વાગતી તેની પરવા નહોતી. 'ઠોકર વાગે ત્યારે મને સમજણ આવે ' એવું અત્યારે નહોતું.

એક પવનનો ઝપાટો આવ્યો ને તેનું માથું ઉઘડી ગયું. અહાહા! કેવો મોટો ચોટલો ને કેવા સુંદર વાળ! તે માથું ઉઘાડું રાખે તોજ ઠીક! પણ તેણે માથું ઓઢી લીધું. તેણે સહેજ પાતળો કાળો બંજીડો પહેર્યો હતો. તસતસતું કાપડું સુંદર હતું. કાપડું શરીરને ટાઇટ રાખે છે, ને તેથી કેડ ને છાતી બંને અરસપરસ પ્રમાણમાં રહી શકે છે. હાલના કોર્સેટની માફક બંજીડાની આસપાસ તેનું નાજુક પેટ કાપડાના ઉપલાણ સુધી અડધું સ્પષ્ટ દેખાતું હતું. આપણે તો ભાને ભુલી ગયા, ને પૂછ્યું ' બાઇ, કયાં રહો છો ? "

" ઉમરેઠ. " ટુંકો જવાબ આપ્યો.

" ઉમરેઠમાં કયાં ? "

" — પોળમાં " ફરી ટુંકો જવાબ મળ્યો.

'कामातुराणां न भयं न लज्जा' એ પ્રમાણે આપણે તો પૂછ્યું: " પરણેલાં છો ? "

આ શબ્દો સાંભળી તે ઘણી ચીઢાઇ, ને બોલી: "આવું શું કામ પુછો છો ? મેં લૂટારાને કહ્યું કે તમે મારા ઘરવાળા છો તેથી ? કહ્યું માટે કાંઇ થઇ ગયા ? બોલ્યા તો બોલ્યા, પણ હવે મને સતાવશો નહિ. તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે લો આ ' વડાં ' આવ્યા."

ગર્વથી, તિરસ્કારથી, આટલું બોલતાં આ '.ગામરેની ગોરી'ની ભ્રમર ઉંચી ચઢી. તેથી તે વધારે ખુબસુરત જણાઇ કુદરતી સુંદરતા જેને મળી હોય છે તેને ચીઢવવાથી તેની મોહકતા વધે છે. એ ' ગર્વઘેલડી, અલબેલડી, કનકની વેલડી ' આબેહુબ પ્રેમાનંદે વર્ણવ્યા પ્રમાણે,

"વેલ જાણે હેમની, અવેલ ફેલ ફુલી;
ચકિત ચિત્ત થયું મારૂં, ને ગયું દુતત્વ ભૂલી."

લાગવાથી તેણે મારૂં તેના રક્ષણ કરનારનું જે અપમાન કર્યું તે હું ભૂલી ગયો. તેને હજુ ઓર ચીઢવી તેનું રૂપ ખીલવવાનો મને વિચાર આવ્યો. સુંદર માનુનીને ચીઢાયલી તમે કદી જોઇ છે ? આ તો ચંપકવર્ણી હતી, ને ગુસ્સાની લાલી ફરી વળવાથી તેનું મોં સુવર્ણમય કાંતિથી ઝગઝગી ઉઠયું. કેમ જાણે મારો ભાવ તે સમજી હોય, એમ તેણે ક્રોધભર્યે અવાજે કહ્યું: "મળ્યા ભાઇની પ્રીત ! તમે મારા ઉપર ઉપકાર કર્યો છે, પણ તેના બદલામાં હું કાંઇ અપમાન સાંખીશ નહિ, સમજ્યા ? તમારે ને મારે શું ?"

તે આ બોલ ભાગ્યે જ બોલી રહી હશે, એટલામાં બાજુની વાડ પાછળ ખડખડાટ થયો, ને નજીકના છીંડામાંથી એક આકૃતિ બહાર આવી. એકદમ મારી નજીક તે દોડી આવી. પાસે આવતા જણાયું કે એ પેલો મુખી હતો. આવતાં જ તેણે ગુસ્સામાં પ્રશ્ન કર્યો: ' કેમ અલી ! તું તો કહેતી'તી ને, કે એ મારા ઘરવાળા છે ? ને હવે કેમ કહે છે કે તમારે ને મારે શું ? એમ દાગીના લઇ છટકી જવાશે નહિ. મને પહેલેથી જ

(11)

શક હતો કે 'હાળમાં કાંઇક કાળું' છે. તમે બંને વરવહુ નથી. ઉતાર તારા દાગીના"

હું ચોભીલો થઇ ગયો. ને પેલી તો શિયાંવિયાં થઇ ગઇ. તેનું મોઢું રડું રડું થઇ ગયું. કાંઇ દયા રાખ્યા વિના મુખીએ ભાલો ઉગામ્યો ને પોકાર્યો: "માને છે કે નહિ? એ તારા વર થતાનું કાંઇ ચાલવાનું નથી."

કોઇ પણ એશઆરો ન રહેલો હોવાથી કંપવાયુ થયો હોય એમ ધ્રૂજતી તે આવીને મારી કોટે વળગી. છેક દીન મુખ કરી જાણે મને વિનવતી હોય તેમ મારા મોં સામું જોઇ તે મુગી ઉભી. તેના બંને હાથ મારા ગળા આસપાસ વિંટાયેલા હતા. તે દરેક પળે વધારે સખ્ત બંધનમાં મારૂં ગળું ભીડતા હતા. હવે શું કરવું? મેં તેના સામું જોયું. મેં શું જોયું? તેના કપાળે ચાંલ્લો નહોતો ને હાથે માત્ર એકકેક સોનાની બંગડી હતી. શું તે વિધવા હતી? વધારે વિચાર કરવાનો વખત નહોતો. મને એક વિચાર સૂઝ્યો. મેં તેને માનભેર બચ્ચી કરીને કહ્યું: "વહાલી લૂટારા પોતે જુઠ્ઠા હોય એટલે બીજાને જુઠ્ઠા માને. તેઓ વળી લોભી, એટલે આપણે કહીશું તે માનવાના નથી. હશે; ઉતારી આપ તું તારા દાગીના."

મારા વર્તનનો ભાવ તે બરાબર સમજી, ને દાગીના ઉતારવા લાગી, એટલામાં પેલો આવ્યો: 'એવું મા બોલો. મેં તમારી તમામ વાતચીત સાંભળી છે. મને પહેલેથી વહેમ હતો, કે બાઇ જુઠું બોલી છે. એટલે હું તમારી પાછળ પાછળ છુપાતો લપાતો ચાલ્યો આવું છું. તેણે તમને કહ્યું નહોતું કે તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે? બોલો, તમે જાણ્શ કે હું? લૂટારા પણ પોતાનું વચન પાળે છે."

અને ધણીધણીઆણીને બનતું નથી, ને ક્યારનાં જૂદાં રહીએ છીએ, ને તેથી જ તમે સૌથી પહેલાં મને પૂછ્યું કે, ‘એ તમારી શી સગી થાય’ ત્યારે મેં કહ્યું કે એને પૂછો. અહિં અચાનક અમારો ફરી ભેટો થવાથી સમાધાન માટે હું એને સમજાવતો હતો, ને તે માનતી નહોતી; દરમ્યાન તમે ઠીક આવી લાગ્યા. તમે અમારો ફરી સંબંધ કરી આપ્યો. તમે જોયું ને, કે એ કેવી મારે તાબે થઇ!”

મારા બોલવાને એ બાયડીએ ટેકો આપ્યો: “મેં મારી ભૂલ જોઇ છે. હવે હું પસ્તાઉં છું.” અને ગળામાંથી કંઠી ઉતારી મુખી તરફ ફરી તેણે આગળ ચલાવ્યું: “લે ભાઇ, આ એક કંઠી. મને બહુ બીક લાગે છે. તારો ભાલો દૂર મૂક.”

આ વાતચીતથી મુખીનું હૃદય પીગળ્યું. ગળગળો થતાં તે બબડ્યો: ‘બળ્યો વર ને બળી જાન. જાઓ ભાઇ, જાઓ. મારે કાંઇ નથી જોઇતું. પણ યાદ રાખજો, કે તમે લડી પડેલાં વરવહુ હવે જો અહિંથી જઇ ઝટ એક જ ઘરમાં નહિ રહો, તો તમે બન્ને જુઠ્ઠાં છો, એમ માની તમને બન્નેને ઘેર આવી આ ભાલાથી ઠાર કરીશ, ને ઘરબાર લૂંટી લઇશ. એમ ન કરું તો મને ...ની આણ છે.”

આટલું બોલી એ ઝટ દોટ મૂકી નાશી ગયો.

૪

લૂટારાથી છૂટ્યા તો ખરા, પણ અમારી ખરી મુશીબત તો હવે શરૂ થઇ. અમને આ શું સૂઝ્યું? હવે શું કરવું, ક્યાં જવું ને કેમ વર્તવું? મને પસ્તાવો થયો. મારું અંતઃકરણ મને ડંખવા લાગ્યું. મેં આ શું કર્યું? અને હવે શું કરવું? એટલામાં તે બાઇ બોલી: “ભાઇ, તમારો ઉપકાર માનું છું. તમે ન હોત તો એ મુવો મને મારી નાખત, [illegible] ભાલો જોઇ હું તો થરથરી ગઇ છું.”

શક હતો કે 'દાળમાં કાંઇક કાળું' છે. તમે બંને વરવહુ નથી. ઉતાર ત રા દાગીના "

હું ગ્રોભીલો થઇ ગયો. ને પેલી તો શિયાંવિયાં થઇ ગઇ. તેનું મોઢું રડું રડું થઇ ગયું. કાંઇ દયા રાખ્યા વિના મુખીએ ભાલો ઉગામ્યો ને પોકાર્યો: " માને છે કે નહિ? એ તારા વર થતાનું કાંઇ ચાલવાનું નથી."

કોઇ પણ એશઆરો ન રહેલો હોવાથી કંપવાયુ થયો હોય એમ ધ્રૂજતી તે આવીને મારી કોટે વળગી. છેક દીન મુખ કરી જાણે મને વિનવતી હોય તેમ મારા મોં સામું જોઇ તે મુગી ઉભી. તેના બંને હાથ મારા ગળા આસપાસ વિંટાયેલા હતા. તે દરેક પળે વધારે સખ્ત બંધનમાં મારૂં ગળું ભીડતા હતા. હવે શું કરવું? મેં તેના સામું જોયું. મેં શું જોયું? તેના કપાળે ચાંલ્લો નહોતો ને હાથે માત્ર એકકેક સોનાની બંગડી હતી. શું તે વિધવા હતી? વધારે વિચાર કરવાનો વખત નહોતો. મને એક વિચાર સૂઝ્યો. મેં તેને માનભેર બચ્ચી કરીને કહ્યું: "વહાલી લૂટારા પોતે જુઠ્ઠા હોય એટલે બીજાને જુઠ્ઠા માને. તેઓ વળી લોભી, એટલે આપણે કહીશું તે માનવાના નથી. હશે; ઉતારી આપ તું તારા દાગીના."

મારા વર્તનનો ભાવ તે બરાબર સમજી, ને દાગીના ઉતારવા લાગી, એટલામાં પેલો આવ્યો: 'એવું મા બોલો. મેં તમારી તમામ વાતચીત સાંભળી છે. મને પહેલેથી વહેમ હતો, કે બાઇ જુઠું બોલી છે. એટલે હું તમારી પાછળ પાછળ છુપાતો લપાતો ચાલ્યો આવું છું. તેણે તમને કહ્યું નહોતું કે તમે તમારે રસ્તે ને હું મારે રસ્તે? બોલો, તમે જુઠ્ઠા કે હું? લૂટારા પણ પોતાનું વચન પાળે છે."

એક પળ વિચાર કરી અપૂર્વ શાંતિ ધારણ કરી મેં ઉત્તર આપ્યો: "તમે જરૂર સાચું બોલો છો, પણ મૂળ વાત એમ છે કે અમે

ગોઠવણ મારે કરવી પડી. મૂળે વાંઢો અને બૈરાનાં લૂગડાં ખરીદવાં, એ કેટલી શરમનું કામ ? સવારમાં તેને પૂછ્યું કે રસ્તામાં એકલી કેવી રીતે આવી ચઢી. તેણે ખુલાસો કર્યો: ' ડાકોરથી સંઘાત જોઈ હું સાડાપાંચ વાગે નીકળી. અમે સૌ શેઢી ઉપર વીસામો ખાવા બેઠાં. હું જરા કળશીયો લઈ શેઢીની અંદર ઉતરી ને સૌ મને ભૂલી ગયાં, ને ચાલ્યા ગયાં; ને હું એકલી પડી ગઈ. "

આમ ને આમ એક દિવસ, બે દિવસ ચાલ્યા ગયા. મારી મુઝવણ વધતી ગઈ. મને હવે લોકનિંદાનો ડર લાગ્યો. આવી રીતે ઘરમાં બૈરી છૂપી ક્યાં સુધી રહે ? ને એમ સાપનો ભારો જાળવી શી રીતે રખાય ? એ તો ડરની મારી એને ઘેર જવાની વાત કરતી જ નહોતી. છેવટે મારે ખુલ્લે ખુલ્લું કહેવું પડયું: "જુઓ લક્ષ્મી !"–તેનું નામ લક્ષ્મી હતું– " આમ ને આમ હવાડા કઢાય નહિ. તમે ને મેં શી ચોરી કરી છે, કે આમ છાનું રહેવું ?"

" ત્યારે શું કરવું ?"

" તમે તમારે ઘેર જાઓ, ને મને છૂટો કરો."

" એ કેવી રીતે બને ? બહારવટીઆએ આપણને એકજ ઘરમાં રહેવાનો હુકમ કર્યો છે. જુદા પડીએ તો જીવ ખોઈએ."

" પણ ગામે અપવાદ આવે તેનો વિચાર કર્યો ?"

કાંઈક ખીસીઆણી પડી તે બોલી: " હા, એ વાત ખરી. પણ શું ભાઈ બેન એકલાં ઘરમાં નથી રહેતાં."

" આપણે કાંઈ ભાઈ બેન નથી; ને આપણે કહીએ તે કાંઈ લોકો માને નહિ. હવે માત્ર બે રસ્તા છે. કાંતો છુટા પડવું–કે કાં તો...

" કે કાં તો—શું ! કેમ અચકી ગયા ?"

" કહું, તમને ખોટું લાગશે ?"

" ના, કહો: મને ખોટુ નહિ લાગે. "

" કાં તો છૂટાં પડવું કે કાં તો ભેગા રહેવું. "

" પણ ભેગાં રહેવાની તો તમે ના કહોછો ને "

" આવી રીતે નહિ. "

" ત્યારે વળી કેવી રીતે ? "

" જે રીતે રહેવાય તે રીતે–દુનિયાની ચાલતી રીતે–પરણીને "

" મેં ક્યારે ના કહી છે ? હું તો ક્યારની એમ કહું છું. પણ તમારા લક્ષમાં ક્યાં વાત આવે છે ? "

આમ વાત નક્કી થઇ. ઉમરેઠમાં નાતજાત સમક્ષ એ કાર્ય થાય નહિ. વળી એ બાઇ કોણ છે તેની પણ મને ખબર નહોતી, એટલે છાનાંમાનાં મુંબાઇ જઇ શેઠ ભગવાનદાસ માધવદાસના આશ્રય નીચે પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું. રતોવાઇ અમે ડાકોર જઇ ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબાઇ ગયાં.

૫

મુંબાઇમાં પુનર્વિવાહના હોલમાં–મહિનાની સુદ પાંચમે અમારૂં લગ્ન છડેચોક થયું. આગેવાન સુધારાવાળા સમક્ષ અમારો હસ્ત મેળાપ થયો. પહેલું મંગળ ફરી રહ્યાં કે તુર્ત બુકાની બાંધેલો ને હાથમાં ભાલો ઝાલેલો એવો એક માણસ હોલમાં દાખલ થયો. તેને જોઇ મારાં તો હાજાં ગગડી ગયાં ! બહારવટીઆનો મુખી આમ ત્રીજી વખત અમને સંતાવવા અણીની વખતે ક્યાંથી ફૂટી નીકળ્યો ?! અમને જોઇને તેણે ભાષણ કર્યું : " અસ્સો બ્રાહ્મણ ! વાહ તારી ચતુરાઇ !! તું કહેતો તો કે તમે પરણેલાં છો ? એવું જુઠું બોલી આ બાઇનું ઘરેણું બચાવ્યું; ને કહેતો ગયો કે અમે લૂટારા જુઠ્ઠા. તું જુઠો કે અમે ? ને પાછું ઘરેણું બચાવવાના

બદલામાં એ બાઈને આજે પરણવા નીકળ્યો છે? તમને શી શિક્ષા કરવી?"

અમે બંને લેવાઈ ગયાં, કેમકે એણે ભાલાવાળો હાથ ઉંચો કર્યો હતો. અમારાં ઉતરેલાં મોંઢાં જોઈ એણે ઉમેર્યું; "અરે. તમે પરણેલાં નહોતાં તે હવે પરણ્યાં. ચાલો વિધિ પૂરી કરી નાખો. મારે જવાની ઉતાવળ છે કેમકે, નહિ તો અહિં તમે અધિકારીઓ બોલાવ્યા છે તે મને-બહારવટીઆને-પકડવાનો આ પ્રસંગ જવા દેશે નહિ."

અમે ચારે મંગળ ફેરા પુરા કર્યા અને પરણી ઉઠયાં. એક હજાર રૂપીઆની નોટ લક્ષ્મીના હાથમાં મૂકીને જતાં જતાં મુખીએ આશિર્વાદ આપ્યો: "લો આ મારો ચાંલ્લો. રામ રામ. હું જઉં છું. મારાથી બ્હીશો નહિ. હવે હું પ્રસન્ન થયો છું. તમે ભલે પરણ્યાં. ઈશ્વર તમારૂં જોડું સુખી રાખો. લક્ષ્મી! તારૂં હેવાતન કુશળ રહો. બેન આવજે!"

અમે કાંઈ પણ બોલીએ તે પહેલાં તો જેમ આવ્યો હતો તેમ તે ઘોબાગ્ર માપી ગયો.

અમે અમારે મુકામે ગયાં. મુખી બરાબર લગ્ન પ્રસંગે કયાંથી આવી ચઢયો અને તેણે ચાંલ્લો શા માટે કર્યો એ હું કાંઈ સમજ્યો નહોતો. મારા મનમાં એ વાત ઘોળાયા કરતી હતી, તેથી ઘેર પહોંચતાંજ મેં લક્ષ્મીને પૂછ્યું: "વહાલી, મુખી વિચિત્ર માણસ જણાય છે. તે આવ્યો શું ને ગયો શું? તેણે આપણને ડરાવ્યા શું ને ચાંલ્લો કર્યો એ શું? માન ન માન, પણ કાંઈક વહેમ પડતી વાત છે."

આ સાંભળી તે હસી પડી. આ વિચારવાની વાત હતી; આમાં હસવા જેવું કશું નહોતું, તેથી મેં સવાલ કર્યો: "હસે છે શું? આમાં મશ્કરી જેવું શું છે?"

" ના, કહો: મને ખોટું નહિ લાગે."

" કાં તો છૂટાં પડવું કે કાં તો ભેગા રહેવું."

" પણ ભેગાં રહેવાની તો તમે ના કહોછો ને "

" આવી રીતે નહિ."

" ત્યારે વળી કેવી રીતે ?"

" જે રીતે રહેવાય તે રીતે–દુનિયાની ચાલતી રીતે–પરણીને "

" મેં ક્યારે ના કહી છે ? હું તો ક્યારની એમ કહું છું. પણ તમારા લક્ષમાં ક્યાં વાત આવે છે ?"

આમ વાત નક્કી થઇ. ઉમરેઠમાં નાતજાત સમક્ષ એ કાર્ય થાય નહિ. વળી એ બાઇ કોણ છે તેની પણ મને ખબર નહોતી, એટલે છાનાંમાનાં મુંબાઇ જઇ શેઠ ભગવાનદાસ માધવદાસના આશ્રય નીચે પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું. રતોવાઇ અમે ડાકોર જઇ ત્યાંથી ટ્રેનમાં બેસી મુંબાઇ ગયાં.

૫

મુંબાઇમાં પુનર્વિવાહના હોલમાં–મહિનાની સુદ પાંચમે અમારૂં લગ્ન છડેચોક થયું. આગેવાન સુધારાવાળા સમક્ષ અમારો હસ્ત મેળાપ થયો. પહેલું મંગળ ફરી રહ્યા કે તુર્ત બુકાની બાંધેલો ને હાથમાં ભાલો ઝાલેલો એવો એક માણસ હોલમાં દાખલ થયો. તેને જોઇ મારાં તો હાજાં ગગડી ગયાં ! બહારવટીઆનો મુખી આમ ત્રીજી વખત અમને સંતાવવા અણીની વખતે ક્યાંથી ફુટી નીકળ્યો ? ! અમને જોઇને તેણે ભાષણ કર્યું : " અલ્યા બ્રાહ્મણ ! વાહ તારી ચતુરાઇ !! તું કહેતો તો કે તમે પરણેલાં છો ? એવું જુઠું બોલી આ બાઇનું ઘરેણું બચાવ્યું; ને કહેતો ગયો કે અમે લુટારા જુઠ્ઠા. તું જુઠો કે અમે ? ને પાછું ઘરેણું બચાવવાના

નથી. તમે જવાબ આપતા ભૂલ્યા તે પકડાયા—મારી જાળમાં ફસ્યા ! એ વાત ઉઘાડી પાડવા મેં સુખીને અહિં બોલાવ્યો. વળી તેણે મદદ કરી, એટલે તે હાજર રહે તો સારૂં. પકડાવાના ડરથી તેને બિચારાને ચાલ્યું જવું પડ્યું. ઠીક ચાંલ્લો કરતો ગયો ! પણ એ ચાંલ્લા કરતાં પણ મારા કપાળમાં થયેલા નવા ચાંલ્લાને હું વધારે કિંમતી ગણું છું."

"હું પણ તને મેળવી સુખી છું. પરંતુ વહાલી મારાથી તું જબરી તો ખરી. અસલના વારામાં સ્ત્રીઓનાં–કન્યાઓનાં–હરણ થતાં. આજે તેં પુરૂષનું હરણ કરી બતાવ્યું છે !"

"તમે પક્કા છો. તમે પહેલું મારૂં હરણ કર્યું તે ભૂલી જાઓ છે. તમે પહેલું મારૂં મન હર્યું, એટલે હરણ કરનાર તમેસ્તો."

"તે મેં કાંઇ જાણી જોઇ કર્યું નહોતું. તું મારા પર મોહી પડી હતી, તેની મને ક્યાં ખબર હતી ?"

"હશે, પણ મને ઘેર લઇ જનાર પહેલા તમે હતા એ વાત તો ખરીને ?"

"લે, હું હાર્યો ને તું જીતી, થયું ? ફેરા ફરી તું પહેલી બેસી ગઇ હતી, એટલે તુંજ જીતવાની."

"ઘણુંય. તમે ન સમજો."

"કહે જોઇએ, મારા સમ."

"લો ત્યારે કહું છું. હવે છૂપાવવા કાંઇ કારણ નથી. એ મુખીને હું ઓળખું છું, કેમકે તેની વહુને ને મારે બેનપણાં છે; ને મેંજ તેને અહિં તેડાવ્યો હતો."

એ સાંભળી હું સડક થઇ ગયો. તેણે આગળ ચલાવ્યું: "મેં તમને જોયા ત્યારથીજ હું મોહી પડી હતી. કહું, પહેલા ક્યારે જોયા?... કાકાએ નાત કરી ત્યારે હું જમવા આવી હતી, ને તમે પીરસતા હતા. તે પહેલાં મેં તમને કદિ જોયેલા નહિ. ઉઘાડે શરીરે તમે કેવા કામણગારા લાગતા હતા? વિચારોની કરચલીઓથી શોભીતું મોઢું ને ઉપસેલું તમારૂં કપાળ; મસ્તીખોર અણીઆળી ભુખરી આંખો; વાંકી લાંબી ચોટલી; મોટાં કાનછેરીઆં; મરોડદાર, ગુચ્છાદાર વાંકડી મૂચ્છ; પાતળું શરીર; માંસલ સ્નાયુઓઃ એ સૌથી હું મારૂં ભાન-સાન ગુમાવી બેઠી. જેમ જેમ પછી તમને વધારે વાર જોયા, તેમ તેમ ઉન્માદ વધતો ગયો. ગમે તેમ કરીને તમને પરણવું એ નિશ્ચય કર્યો. અને તે વાત મારી બેનપણીને કહી. તેણે તેના ધણીની મદદ માગી. એ તમારા ઉપર દેખરેખ રાખતો અને જે દિવસે તમે ડાકોર ગયા તે દિવસે તેણે શિખવ્યા પ્રમાણે તમારી પાછળ હું આવી લાગી. હું બાલરાંડ એટલે ઉઘાડે છોગે તમારી સાથે લગ્ન કેવી રીતે ગોઠવાય? તેથી આવો રસ્તો બેજેબેજ શોધવો પડયો."

હવે મારાથી છાના રહેવાયું નહિઃ તેથી વચમાં સવાલ કર્યો "પણ મેં તે વખતે મુખીને એવું ન કહ્યું હોત કે 'એ મારી કોણ છે તે બાબત એનેજ પૂછો' તો શું થાત? પછી તારા કાવત્રાનો મેળ કેમ ખાત?"

"ઇશ્વર પાધરો હોય તે સહાય કરેજ, ને તમને ભૂલાવી તમારા મોંમાં એવા શબ્દો મૂકાવેજ. આમ થયું હોત તો શું થાત, એ પ્રશ્ન હાલ

નથી. તમે જવાબ આપતા ભૂલ્યા તે પકડાયા—મારી જાળમાં ફસ્યા ! એ વાત ઉઘાડી પાડવા મેં મુખીને અહિં બોલાવ્યો. વળી તેણે મદદ કરી, એટલે તે હાજર રહે તો સારૂં. પકડાવાના ડરથી તેને બિચારાને નાસવું જવું પડયું. ઠીક ચાંલ્લો કરતો ગયો ! પણ એ ચાંલ્લા કરતાં પણ મારા કપાળમાં થયેલા નવા ચાંલ્લાને હું વધારે કિંમતી ગણું છું. ''

''હું પણ તને મેળવી સુખી છું. પરંતુ વહાલી મારાથી તું જબરી તો ખરી. અસલના વારામાં સ્ત્રીઓનાં-કન્યાઓનાં-હરણ થતાં. આજે તેં પુરૂષનું હરણ કરી બતાવ્યું છે !''

" તમે પક્કા છો. તમે પહેલું મારૂં હરણ કર્યું તે ભૂલી જાઓ છો. તમે પહેલું મારૂં મન હર્યું, એટલે હરણ કરનાર તમેસ્તો. "

" તે મેં કાંઇ જાણી જોઇ કર્યું નહોતું. તું મારા પર મોહી પડી હતી, તેની મને ક્યાં ખબર હતી ? "

" હશે, પણ મને ઘેર લઇ જનાર પહેલા તમે હતા એ વાત તો ખરીને ? "

" લે, હું હાર્યો ને તું જીતી, થયું ? ફેરા ફરી તું પહેલી બેસી ગઇ હતી, એટલે તુંજ જીતવાની. "

# મુનશી

## ( કનૈયાલાલ માણેકલાલ મુનશી )

[૧૯૧૪ ની સાલની લગભગમાં જે માણસે સાહિત્યપ્રવૃત્તિ આદરી તે આજે સાહિત્યકારોને મોખરે બીરાજે છે. શ્રી. મુનશીનું 'ખરું' મહત્ત્વ એમણે લખેલી નવલો પર આધાર રાખે છે. 'વેરની વસુલાત' ને 'કોનો વાંક ?' એ આરંભની કલા દર્શાવતી સામાજિક નવલકથાઓ છે. 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' 'પૃથ્વીવલ્લભ' ને 'રાજાધિરાજ' એ ઐતિહાસિક નવલો કાલક્રમે ઠરેલી કલમનાં પરિણામ છે. 'સ્વપ્નદ્રષ્ટા'માં આત્મલક્ષી તત્ત્વ વધારી દેશભક્તિ તદ્દન નજીકના ઇતિહાસથી દર્શાવી છે, પરંતુ એમ કરવા જતાં વાતાવરણ અને

આત્મલક્ષી તત્વના ભારમાં પાત્ર અને વસ્તુ દબાઈ જાય છે અને નવલકથાની અસર રહેતી નથી. એટલે ઐતિહાસિક નવલોમાં જ શ્રી. મુનશીએ વિજય મેળવ્યો છે, અને નવલકથાના વિકાસક્રમમાં એ અતીવ ઉંચું સ્થાન ભોગવે છે. અત્યારે ભારત-ખંડને રૂચે એ માટે 'ભગવાન કૌટિલ્ય' લખી રહ્યા છે.

એમનું પોતાનું ક્ષેત્ર નવલકથા છે છતાંય જ્યાં જ્યાં એમણે કલમ ફેરવી છે ત્યાં કૃતિ ઉપજાવી છે 'અવિભક્ત આત્મા' લો કે પેલું અદ્ભુત 'તર્પણ' લો: તમને આપણા નાટક સાહિત્યમાં પુરાણી સંસ્કૃતિને આવી રીતે રજુ કરનાર કોઈ જ નહિ જડે. ને એમને 'પ્રણાલિકાભંગ ને જીવનનો ઉલ્લાસ' 'પુરંદર પરાજય'માં તરવરે છે.

નિબંધ સાહિત્ય જુઓ તો ત્યાં પણ 'કેટલાક લેખો' ભા. ૧–૨ તમને એમના પ્રણાલિકાવાદ ને જીવનના ઉલ્લાસનો ખ્યાલ આવશે. અને એ જ રીતે એમણે એ ઉગતા હતા ત્યારે નવલિકાઓ પર પણ હાથ અજમાવેલો.

એમની નવલિકાઓને તપાસતાં જે ગાંભીર્ય અને જે કલા, જે સર્જન અને જે વિશિષ્ટતા એમની નવલકથાઓમાં જોવામાં આવે છે તે જણાતું નથી. પરંતુ આપણું નવલિકાસાહિત્ય જ્યારે માત્ર પ્રશ્નચર્ચા અને વાંકાચૂંકા અર્થ વિનાના પ્રેમનાં ટાયલાંથી ભરેલું હતું. જ્યારે હાસ્યરસના Sketches પ્રાધાન્ય મેળવતા ત્યારે શ્રી મુનશીએ કંઇક ઉંડું હાસ્ય, કંઈક વસ્તુવાળી નવલિકાઓ કલાયુક્ત રીતે આપણને આપી એ દૃષ્ટિએ જોતાં વિકાસક્રમમાં એમનું મહત્ત્વ છે. મોટે ભાગે જોતાં એમની નવલિકાઓ મધ્યમ પંક્તિનીજ ગણાય.

૧૯૨૧ પહેલાંના નવલિકા સાહિત્યનો એમની 'મારી કમળા અને બીજી વાતો'માંથી સારો ખ્યાલ આવી શકે. આ વાર્તા સંગ્રહમાં વિવિધતા છે; વિષય પરત્વે અને રસ પરત્વે. શ્રી. મુનશી ગંભીર વાર્તા તેમજ કટાક્ષયુક્ત હાસ્યથી ભરપૂર વાર્તા પણ લખી શકે છે. 'મારી કમલા' અને 'કોકિલા'માં એ કરૂણ પ્રેમકથાનું વર્ણન કરે છે ત્યારે 'શામળશાહનો વિવાહ' 'ગુજરાતનો શ્રેષ્ઠ

કવિવર' 'નવી આંખે જુના તમાસા'માં હાસ્યરસ ને કટાક્ષ બન્ને આપણને જડે છે. કેટલીક વાતોમાં તો કટાક્ષ ને હાસ્ય વસ્તુગુંફન સાથે પણ છે: ત્યાં વાર્તા વધારે જોર પકડે છે. 'ખાનગી કારભારી' એનું ઉદાહરણ છે.

આપણે જોઇશું કે રા. મુનશીએ પાત્રપ્રધાન નવલિકા લગભગ એક પણ લખી નથી. મોટે ભાગે વસ્તુ; અને કાં તો કોઈ પ્રશ્ન હાથમાં લઈ સામાજીક દૃષ્ટિએ એનું કરૂણ પરિણામ દર્શાવે, અને એ કરૂણ વર્ણનમાં જ વાત સમાપ્ત થાય. 'શકુન્તલા અને દુર્વાસા' જેવી વાતમાં આગળ પડતું લક્ષણ એટલું જ માલુમ પડે છે કે ચોખ્ખો ઉદ્દેશ દેખાતો ન હોવા છતાં લેખક ઉદ્દેશ પ્રધાન કલાયુક્ત નવલિકા આપણને આપે છે. શુદ્ધનો નિસાસો ન લેવો એટલું જૂનું કહીએ તો રા. મુનશીએ આ વાર્તામાં અર્પ્યું છે.

નવલકાર, નાટકકાર, નવલિકાકાર, નિબંધ લેખક 'ગુજરાત'ના તંત્રી 'સાહિત્યસંસદ'ના પ્રમુખ, એટલી સાહિત્ય પ્રવૃત્તિઓ ઉપરાંત અત્યારે રા. મુનશીનું ક્ષેત્ર વિશાળ બન્યું છે. એમણે સામાજીક સુધારો હાથમાં ધર્યો છે ને નવલકથા દ્વારા ચર્ચી પુનર્લગ્ન કરી દાખલો પણ બેસાડયો છે. વર્ણ કરતાં Culture સંસ્કાર ઉપર લગ્ન પ્રથા રચાવી જોઇએ એમ એમનું માનવું છે. પ્રજાજીવનમાં પણ હવે એકદમ જોસથી પડયા છે: સીનેટના મેમ્બર છે અને લેજીસ્લેટીવ કાઉન્સીલમાં પણ ચૂંટાયા છે. કેળવણીમાં સુધારો કરવા તનતોડ પ્રયાસ કરી રહ્યા છે. સાથે સાથે મુંબાઈની હાઇકોર્ટના એડવોકેટ તરીકે એમની ધીકતી પ્રેક્ટીસ ચાલે છે. રા. મુનશીની પ્રવૃત્તિઓ આમ સર્વભક્ષી છે.

'મારી કમળા અને બીજી વાતો'માંથી આ બે વાતો લેવાઈ છે. ]

# ખાનગી કારભારી

ધિ ઓનરેબલ સર મોહનલાલ નાઇટ, કામગરા મુંબાઇમાં પણ કાર્ય દક્ષતામાં એક્કા હતા—એક મહા છપ્પન વખારી ને ભારે કુંચી હતા. એ એક મોટી પેઢીના માલીક, ૭ કંપનીના મેનેજીંગ એજંટ ને છત્રીશ કંપનીના ડિરેકટર હતા. એ કેટલી પેઢીમાં ભાગીદાર હતા તે પોતે પણ મદદનીશની મદદ વગર કહી શકે એમ ન હતું.

સાથે સાથે તે જાહેર જીવનના કીડા હતા. વાઇસરોયની કાઉન્સિલ ઓફ્ સ્ટેટ, શહેર સુધરાઇ, શહેર સુધારાનું ટ્રસ્ટ વગેરે સરકારી સભામાં બીરાજતા હતા, અને તેમની પેટા કમિટીઓમાં રસ ભર્યો ભાગ લેતા હતા. એ ઉપરાંત એમના નામ વગર ભાગ્યેજ કોઇ સંસ્થા બહાર પડવાની ધૃષ્ટતા કરતી. પ્રેસિડંસી એસોસિએશન, રેડિકલ લીગ, સંસાર-સુધારા કલબ ને ઉદ્યોગ વર્દ્ધક મંડળ, દેશી વેપારી ચેંબર અને કાપડ,

શેર, ખાંડ, ગોળ, શાક, મમરા વગેરે બજારનાં એસોસિએશન, વિદેશી વેપાર વર્દ્ધક મંડળ અને રેંટીયા પ્રચારિણી મહાસભા, મિલ માલેકોની લીગ અને મજુર વર્ગોદ્ધારક સમિતિ, સામ્રાજ્ય સભા અને અસહકાર પ્રવર્તક મહાસેના એવી અનેકાનેક સંસ્થાના તે કાં તો પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી, ઉપમંત્રી, સહમંત્રી, ખજાનચી, સભ્ય કે સહાયક હતા.

સર મોહનલાલ આ બધી પ્રવૃત્તિઓ ચોક્કસ રીતે પાર પાડવામાં એક ગુજરાતનું આખું ગામ વસે તેટલાં માણસો પોતાની નોકરીમાં રાખતા. અને દરેક વિષય, સંસ્થા ને પ્રવૃત્તિ જૂદા જૂદા માણસોના તાબામાં તેઓ એવી રીતે રાખતા અને એવી કુનેહથી તેમની પાસે કામ લેતા, કે એ બધાનાં જીવન, બુદ્ધિ ને બાહોશાઇ શેઠની ઘાણીમાં પીલાઇ જતાં, અને પરિણામે શેઠના પૈસા ને કીર્તિની સરિતા પહોળી ને પહોળી થતી.

થોડા વખત થયાં શેઠને એક મુશ્કેલી ઘણી નડતી. કેટલીક નજીવી સંસારી બાબતોમાં તેમનો કીંમતી વખત જતો; નહિ તો એ ઘણી બાબતો કરવી રહી જતી. લોકોની કંકોત્રી આવતી, અને લગ્ન ને વરઘોડામાં વખતસર જવાનું રહી જતું; કેટલાક ઓળખીતાઓ મરી જતા, અને શેઠની હાજરી વિના તેમના ઉઠમણાં સૂનાં રહી જતાં. કેટલાંક સગાં સંબંધીઓને માથે દુઃખ આવતાં તો શેઠને જાતે જઇ તેમનાં આંસુ લુછવાનો જસ મેળવવો રહી જતો. પૈસાને માટે અનેક ભિક્ષુકો પ્રાર્થના કરતા, પણ શેઠની કીર્તિને છાજે એવા મીઠા અને આશ્વાસન ભર્યા પત્રો લખવાનો વખત કે હથોટી હતી નહિ. તેમની નવી ઓરી કુમળમાં અસાધ્ય રોગથી પીડાતી હતી, અને ડાકટરો કહેતા હતા કે તેનું માનસિક સમતોલપણું વધારે વખત જળવાઇ રહે માટે દર ત્રીજે દિવસે શેઠે ભાવ ભર્યા પત્રો લખવા. પણ ઘણી વખત આ કરવું રહી જતું, અને શેઠને ડાકટરો દાંપત્યની ભાવના પર ભાષણો આપતા. આવાં જરૂરી કામો

ઓફિસનાં ભાડુતી માણસો જીવ દઇ કરતા નહિ; અને પોતાની કાર્યદક્ષતાને કલંક લાગતું જોઇ સર મોહનલાલને કચવાટ અનુભવવામાં વખતનો વ્યય કરવો પડતો. એક દિવસ આ વિટંબના ફેડવાનો રસ્તો હાથ લાગ્યો. જેમ તેમની બીજી પ્રવૃત્તિઓનાં જૂદાં જૂદાં ખાતાં હતાં, અને અને તે પર એક કારભારી અધ્યક્ષસ્થાને બીરાજતો, તેમ એક સાંસારિક પ્રવૃત્તિનું ખાતું ખોલી તેને એક ખાનગી કારભારીને સોંપવાનો નિશ્ચય કર્યો. તેમણે તરત ખાનગી કારભારી મેળવવા જાહેરખબર આપી; અને તેના જવાબમાં અત્યારે કેટલાક ઉત્સાહી ઉમેદવારો શેઠે રચેલા સ્વયંવરમાં વરમાળ પહેરવાની આશાએ આવ્યા હતા.

અત્યારે શેઠ એમની ઓફિસમાં ત્રણ જણ માટે સહેલાઇથી ખાટલા તરીકે વપરાય એવા એક વિશાળ ટેબલ આગળ બેઠા હતા. તેમના હાથમાં ચહાનું પ્યાલું હતું; તેમની આંખો રોજનીશીપર હતી; ને તેમનું ચિત ૩–૩૯ એ મળનારી શહેર સુધરાઇની સભાના કાર્યક્રમમાં હતું.

રોજનીશીપર ૩–૧૫ સામું લખેલા "ખાનગી કારભારીની ચુંટણી" એવા શબ્દોએ શેઠનું ધ્યાન ખેંચ્યું; અને તરત ટેબલ પર પડેલી એક બ્રોંઝની ગીલોડીની પુંછડી દબાવી શેઠે ઘંટડી વગાડી. તેના જવાબમાં એક હમાલ આવ્યો.

"હમાલ!" શેઠે આડું જોયા વગર કહ્યું "દલાલ શેઠલા બોલવ."

હમાલ ગયો, ને એક આધેડ વયનો ચબરાક કારભારી આવ્યો.

"પેલા ઉમેદવારો આવ્યા છે કે?"

"જી, હા."

"કેટલાક છે?"

"તેર."

"Unlucky number. ઠીક એક પછી એક મોકલ."

"દોઢ સો રૂપીઆ ને મારે ઘેર રહેવું ખાવું, કેમ લેશો ?"

શાસ્ત્રીએ આંખો ફાડી, અને "જેવી ઇચ્છા," આખરે જણાવ્યું.

"આજથી શરૂ કરશો ?"

"હમણાં કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ નથી."

"બેસો ત્યારે. આ પેલું ટેબલ તમારૂં," શેઠે વીજળીની ઝડપથી નીમણુંક કરી, હુકમ આપવા શરૂ કર્યા. "હું હમણાં જાઉં છું. સવા પાંચે આવીશ. આ કાગળ લો. એને પચ્ચીસ રૂપીઆ મોકલવાના છે, સાથે મોકલવાનો એક સારો કાગળ લખી કાઢો. માણસ જરા મગરૂર છે, તેને એમ નહીં લાગે કે આપણે ધર્માદો કરીએ છીએ."

શેઠે એક કાગળ આપી બીજો લીધો.

"જુઓ આ બીજો કાગળ. એ મનોરમાનો છે." શાસ્ત્રીની આંખો ગભરાટમાં ફાટી.

"મારી સ્ત્રી કુમ્મસમાં માંદી છે. એને જરા ઠીક લાગે એવો એક કાગળ લખી કાઢો."

"હું ?"

"હા. તેમાં શું ! હું આવીને સુધારીશ," કહી શેઠે ઘંટડી વગાડીને હમાલ બોલાવ્યો.

"હમાલ ! ને એમ મોટર મંગાવ—"

"હમાલ !—"

હમાલ ફરીથી પાછો આવ્યો.

"સર—"

"જુઓ મિ. શાસ્ત્રીનો પગાર દોઢ સો રૂપીઆ આજથી ચાલુ કર્યો છે. એમનું નામ નોંધો ને અહિંયાં બેઠક આપો. બાકીના ઉમેદવારને તમે મળી રજા આપો." કહી શેઠ ચાલી ગયા.

૨

શેઠ તો ચાલી ગયા પણ મધુપર્કશંકર ચિત્રામણ બની ગયા.

પોતાની નીસણુંક–દોઢ સો રૂપીઆ ને ખાવાપીવાનું મહેનતાણું–શેઠના હુકમો–અને શેઠાણીને આપવાનો પ્રત્યુત્તર–આ અણધારેલા પ્રસંગોની પરંપરાએ શાસ્ત્રીની સ્વસ્થતા હરી લીધી. દલાલે હસીને કાંઇક સવાલો પૂછ્યા. પણ તેનો રીતસર જવાબ ન મળવાથી શાસ્ત્રીને મગરૂર સમજી તે ચાલ્યો ગયો, અને શાસ્ત્રી તો હાથમાં શેઠાણીનો પત્ર લઇ ઉભાજ થઇ રહ્યા.

પણ જે મધુપર્કશંકરને બરોબર ઓળખે નહિ, તેને આ ગુંચવાડાનું રહસ્ય સમજાય એમ નહોતું.

મધુપર્કશંકર નાતે બ્રાહ્મણ, વાસે નડીયાદી ને અભિલાષે સાક્ષર હતા એટલુંજ નહીં, પણ સૃષ્ટિનું હૃદય ગુજરાત, તેનું મધ્યબિંદુ નડીયાદ, અને તે બિંદુતાના આધાર કાંઇક અંશે પોતે એમ દૃઢતાથી માનતા. જગવિખ્યાત ગોવર્ધનરામાદિ નડીયાદી સાક્ષરોનો કીર્તિ મુકુટ તેના માથા પર પડવાને લટકી રહ્યો હતો એવી એમના અંતરને ખાત્રી હતી.

તેને મન દુનિયા નડીયાદનું માત્ર એકપરૂં હતું. દુનિયાનું સાહિત્ય તેના ગામના સાક્ષરોની ગર્જનાનો આછો પ્રતિશબ્દ હતું. તેનાં માનસિક ચક્ષુઓ સદાય મનઃસુખરામના અસ્તોદયથી ચંદ્રશંકરની “પાંચ કથાઓ”ની ખાણનાં કીમતી પેબલનાં ચશ્માજ ચઢાવી ફરતી.

મધુપર્કશંકરને જેવી શ્રદ્ધા પોતાની સાક્ષરતા ને નડીયાદની મહત્તામાં હતી તેવીજ પત્નીપૂજામાં હતી. તે ગુજરાતની સ્ત્રીઓને સંસ્કાર અને સૌંદર્યમાં સૃષ્ટિ પર શ્રેષ્ઠ માનતા, અને પોતાની સહધર્મચારિણીને ભૂત વર્તમાન ને ભવિષ્યની સુંદરીઓમાં રહેલી અણમોલી ખુબીઓનું સંગ્રહસ્થાન ગણતા.

જ્યારે સર મોહનલાલે તેને પોતાની પત્નીનો પત્ર આપ્યો, ત્યારે તેનું હૃદય ફૂટી ગયું; જ્યારે તેનો જવાબ લખવાનું કામ પોતાને સોંપવામાં આવ્યું ત્યારે, પાપી પૃથ્વી રસાતાળ કેમ નહિ ગઇ તેનો વિચાર થઇ આવ્યો. દુનિયામાં શું એવા અધમ પતિઓ પણ વસતા હશે કે કોમલહૃદયી અર્ધાંગના પ્રેમે પુરેલા પત્રનો જવાબ ભાડુતી કારભારી પાસે લખાવે ! મુંબાઇમાં અધોગતિનાં ઉંડાણોમાં પડેલા અનેક પ્રકારના નરાધમો રહે છે એમ એમણે સાંભળ્યું હતું, પણ આ ધનાઢ્યના પત્નીદ્રોહ આગળ તે બધા પણ પુણ્યાત્મા લેખાય ! શી હોંસ, શા ઉત્સાહથી, શા અનેરા ભાવોથી આ કોમલાંગીએ સંદેશો પાઠવ્યો છે; અને શી શાંતિથી, શી ક્રુરતાથી, શી ભાવહીનતાથી તેનો નિર્લજ્જ પતિ સંદેશાનો જવાબ લખાવતો હતો ! મધુપર્કશંકરની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો; અને જે ઉગ્રતાથી દુર્વાસા મુનિ લોકોને બાળી ભસ્મ કરતા હતા, તેજ ઉગ્રતાથી શેઠના ટેબલ સામું તે જોઇ રહ્યા.

ટેબલ પર નજર જતાં શેઠની રોજનીશી પર નજર પડી; તેમ કરતાં, શેઠ હમણાં આવશે એમ ભાન થયું. સાથે દોઢ સો રૂપીઆ ને ખાવું પીવું એ મહેનતાણું યાદ આવ્યું. અને વળી કર્તવ્યપરાયણતા ચુકવાથી શું કલંક લાગશે તેનો ખ્યાલ આવ્યો. તરત તેણે હાથમાંનો પત્ર વાંચવા માંડયોઃ—

કુમ્મસ તા.

વહાલા,

તમારો પત્ર વાંચ્યો, મારી તબીઅત હવે સુધરતી જાય છે. હવે ક્યારે મળીશું ?

લી.

તમારી મનોરમા.

શો નાનો પણ રસભર્યો પત્ર ! શો અક્ષરનો મરોડ ? શી લખવાની ઢબમાં સંસ્કારિતાની છાયા ! શી નામમાં છુપાયેલી સુકુમારતા !

મુંબાઇના પાષણ હૃદયના ધનાઢયો લોકોની દરકાર નથી કરતા, એ જગજાહેર વાત છે. નોકરોની દરકાર નથી કરતા એ નોકર માત્ર જાણે છે. પણ પોતાની કોડભરી સ્ત્રીઓ તરફ પણ આ પ્રમાણે વર્તે એ વિચારથી શાસ્ત્રીને ચક્કર આવવા માંડયાં.

તે ટેબલ આગળ બેઠા. તેણે એક કોરો કાગળ લીધો, ને જવાબ લખવા માંડયો. અનેક મથાળાં કર્યાં, છેકયાં, સુધાર્યાં, અનેક વાર કાગળો બદલ્યા. બે વાર કલમ બદલી. તેમના રસાળ મગજમાં વિચારનાં ગુચ્છળાં પર ગુંચ્છળાં વળવા માંડયાં. આખરે તેમની પરમાર્થ બુદ્ધિ વહારે ધાઇ. આ સ્થિતિ, આ નોકરી ઇશ્વરેજ સર મોહનલાલની રસિકતાના ઉદ્ધાર માટે તેમને સોંપી હતી એવું કાંઇક સ્પષ્ટ જણાયું; અને જે અમર સાક્ષરોના મંડળમાં પોતે અગ્રગણ્ય સ્થાન લેવાના છે, તેમની મહત્તાને છાજે એવી રીતે આ કાર્ય પુરૂં કરવાનો સંકલ્પ તેણે કર્યો, અને કાગળ પર કલમ દોડાવી.

" પ્રિય મનોરમે—"

તારા સમાચાર મળ્યા, અને મારૂં કરમાતું હૈયું ફરીથી પ્રફુલ્લ થયું. દેવી ! તું ક્યારે સંપૂર્ણ રીતે રોગમુક્ત થાય, તેનોજ વિચાર હું અહોનિશ કરૂં છું. મારૂં હૈયું તને મળવાને કેવું તલસે છે, તેનો તને ખ્યાલ નથી; પણ થોડા દિવસમાં જાતેજ મળી તેની સાક્ષી પુરીશ.

લી૦

" તારો અધીરો."

મધુપર્કશંકરે સો વાર વાંચી, સુધારી આ પ્રેમપત્ર તૈયાર કર્યો, પણ સંશય એકજ રહ્યો: શુષ્ક શેઠ આ કાગળની શી કિંમત આંકશે?

પણ શેઠ આવ્યા—એક વંટોળીયો આવે તેમ. પાંચ હુકમ દલાલને કર્યા, પાંચ બીજાને કર્યા, ને શાસ્ત્રી તરફ ફર્યા—

"શાસ્ત્રી."

"જી."

"પેલો ડુમ્મસ કાગળ લખ્યો?"——

"જી, તૈયાર છે."

"ઠીક પેલા ગુજરાતી ટાઇપરાઇટર પર ટાઇપ કરી મોકલી આપ. મારી સહી પણ ટાઇપ કરજે. સાંજના મારી મોટર આવશે તે લઇ તારો સામાન લઇ આવી વાલકેશ્વર આવજે."

આ શબ્દોના અર્થનો ઉજાસ ગભરાયેલા શાસ્ત્રીના મગજ પર પડે તે પહેલાં શેઠ ખંડની બહાર ગયા. જ્યારે આ હુકમનો અર્થ સમજાયો, ત્યારે આ પત્ર વાંચવા જેટલી પણ શેઠે તસ્દી લીધી નહિ એમ ભાન થયું, ત્યારે શાસ્ત્રીના તિરસ્કારનો પાર રહ્યો નહિ.

## ૩

જ્યાં સામે સાગર સમા કાંઇ કાંઇ ગાઇ અને સામે જ્યાં અનેરી ચંદ્રિકા શાંત જગત પર અમી વર્ષાવી મધુપર્કશંકરના સંસ્કારી હૃદયમાં રસની રેલમ છેલ કરે. એવો એક નાનો ખંડ તે રાતે તેને સોંપવામાં આવ્યો.

મનોરમા વીશ વર્ષની અને શેઠની બીજી વારની પરણેતર હતી; અને માંદગીને લીધે આજે વર્ષ દિવસ થયાં ડુમ્મસ રહેતી હતી. માંદગી કાંઇક ભેદભરી હતી, કારણ કે તે વિષે બીજા નોકરો ખુલ્લે દિલે વાત કરતા નહિ.

અને હાલ શેઠની આગલી બૈરીનો છોકરો વૃંદાવન પણ ત્યાં હતો. સાંજના આવી મધુપર્કશંકરે આટલી માહિતી મેળવી હતી: અને દીવાનખાનામાં મનોરમા શેઠાણીની છબીને એક ચિત્તે નિરખી હતી.

પોતાના ખંડના મોહક એકાંતમાં અને આવી સામગ્રીઓથી ઉત્તેજિત થઇ મધુપર્કશંકરે પોતાની કલ્પનાનો ઘોડો મારી મૂકયો.

શેઠાણી સુંદર ને રસઘેલી છે એ ચોક્કસ લાગ્યું; શેઠ શૂષ્ક ને રસહીણ છે તે પણ નિર્વિવાદ હતું. અને આ બે વચ્ચે શો વિરોધ હતો? શેઠ મનોરમાને શા માટે દૂર રાખતા હતા ને શા માટે તેની સાથે આવી ક્રૂર ઘાતકી ચાલ ચલાવતા હતા?

અને કેવી સુંદરી! તેનો ખ્યાલ લાવતાં શાસ્ત્રીના સંસ્કારી હોઠ પર મહા કવિ કાલીદાસના કાવ્યનું ગુર્જર મહા કવિ નાનાલાલનું ભાષાંતર યાદ આવ્યું —

"નાજુક, યૌવન ઉગતી, અધરે બિમ્બ શો, નાભિ ઉંડી,
દાડમી દન્તજ, ચકિત મૃગી શી દૃષ્ટિ, કટિ પાતળી, ને
સ્તન ઝોલે કંઇ નમી, મલપતી ચાલ નિતમ્બ ભારે,
એવી હશે ત્યાં યુવતિ સૃજતાં સર્જી વિધિએ શું પહેલી."[1]

આવા વિચારો કરતાં, આ શ્લોક બબડતાં આખરે શાસ્ત્રી સુતા, ને ને કાંઇ કાંઇ સ્વપ્નાંઓ જોવા લાગ્યા.

× × × ×

શું થશે; કેવો જવાબ આવશે; જવાબ વાંચી શેઠ શું કહેશે; રખેને આવી સારી નોકરી છોડવાનો વખત આવે: આ સંકલ્પ કરતાં ત્રીજે દિવસે મધુપર્કશંકર ટપાલની રાહ જોવા લાગ્યા.

૧ ઉત્તરમેઘ.

આખરે ટપાલ આવી, અને સર મોહનલાલે એક વગર ફોડેલો કાગળ મધુપર્કશંકરના ટેબલ પર નાખ્યો.

"શાસ્ત્રી ! આ વાંચી એનો જવાબ લખી દેજે. આજે જરૂર જાય હો."

શાસ્ત્રીને શાતા વળી, અને શેઠ તરફ વધારે તિરસ્કાર છુટયો. શું આ તે માણસ કે રાક્ષસ ? પ્રભુ શું એને હૃદય આપવાનુંજ ભુલી ગયા છે ?

જેવા શેઠ બહાર ગયા કે મધુપર્કશંકરે કાગળ ફોડયો.

હુમસ, તા.

વહાલા,

પત્ર મળ્યો. આપના પત્રમાં રમી રહેલી ઉર્મિઓને કઇ અભાગિણી નહિ વધાવી લે ? આટલા બધા વ્યવસાયમાં, આટલે વર્ષે પણ દાસીને માટે આવી લાગણી ધરાવો છો એ જોઇ હું ઘેલી બની છું. આપ દર્શન આપી મને ક્યારે કૃતાર્થ કરશો.

લી૦ વિરહિણી,
મનોરમા.

મધુપર્કશંકરની નાની આંખોમાં વિજયનાં તેજ સ્ફુર્યાં. તેની ધારણા ખરી ઠરી. મનોરમા રસિક હતી: કોડીલી હતી: માત્ર આ ભાવહીણા ભરથારને પાને પડી ઝુરાઇ મરતી હતી; અને પ્રભુએ આ કરમાતી વેલી સજીવન રાખવા વાદળી બનાવી પોતાને મોકલ્યા હતા.

દુનિયાનાં દુઃખ ટાળવા ઇસુ ખ્રિસ્ત શૂળીએ ગયો, ત્યારે જે સંતોષ તેના હૃદયમાં થયો હતો તેવો કાંઇક મધુપર્કશંકરના હૃદયમાં અત્યારે થયો. શુદ્ધ ને સાત્વિક હેતુથી પણ તેણે શી ચાણાક્ય નીતિ ચલાવી હતી !

એણે ગોવર્ધનરામ સ્મર્યા, નાનાલાલનું માનસિક આવાહન કર્યું અને કલમ લઇને જવાબ લખવો શરૂ કર્યો.

પ્રિયે,

તારો પત્ર મળ્યો. આહા ! શો પત્ર ! ધંધાની ધમાલમાં મેં કેવું રત્ન અણપારખ્યું રહેવા દીધું, શા અનેરા સુખના લહાવા જતા કર્યા ! મારો પસ્તાવો હું પત્રમાં શી રીતે વ્યકત કરૂં ? તારો ક્ષમાશીલ સ્વભાવ એજ મારી એક પુરી આશા છે.

હવે માત્ર થોડાજ દિવસ છે; પછી હું આવીશ. નહિ તો જ્યાં આપણે સાથે, એકમેકથી પ્રેમ લહાણુ લેતાં દેતાં, સુખસરિતામાં વહી શકીએ એવા રમ્ય સ્થળમાં વસીશું; ને—

" વિરહ ગુણ્યા વિવિધ નિજના કોડ સૌ આપણે બે
પછી પુરીશું ઉતરી શરદે રાત્રીએ ચંદ્રિકામાં. "

લી૦ તારો,

મોહન.

આ પત્ર ગયો, અને મધુપર્કશંકર મહા મુશ્કેલીએ જીવ ઠેકાણે રાખી શકયા; ઉઠતાં, બેસતાં, જાગતાં, ઉંઘતાં તે મનોરમાનું રટણ કરવા લાગ્યા—માત્ર પરમાર્થ બુદ્ધિથીજ. ત્રીજે દિવસે ફરીથી જવાબ આવ્યો.

ડુમ્મસ, તા૦

વહાલા,

પત્ર મળ્યો. હું ખુશીમાં છું. બે વખત થયાં તારા પત્રો વાંચી આ તૃપાર્ત ચાતકીને સ્વાતીનો સ્વાદ મળ્યો છે. તારા શબ્દોમાં રહેલા રસે, તારા ભાવોની નિર્મળતાએ મને ઘેલી કરી છે. શુદ્ધ ને સાત્વિક પ્રેમની આ પ્યાસી બાલાને તેં આજ સુધી શા માટે રઝળાવી ? હશે. પણ હવે ન રઝળાવવી તારા હાથમાં છે.

રસીઆ ! ક્યારે મળીશ ? પત્ર જેવા શુષ્ક સાક્ષી વિના ક્યારે તારા શબ્દો સાંભળીશ ?

લી૦ અધીરી,

મનોરમા.

આ પત્ર વાંચી મધુપર્કશંકરના હૃદયમાં અલ્હાદના વંટોળીઆની આંધી ચઢી. પા કલાક સુધી તેના અભિપ્રાયો ઉખડી ગયા, વિચારનાં તેજ બુઝાઇ ગયાં; માત્ર આનંદનો સુસવાટો થઇ રહ્યો. તેણે પત્ર સામું જોયા કર્યું. તે માત્ર મનોરમાનું નામ જ રટી રહ્યો.

આ આંધીનું જોર નરમ પડતાં અનેક સંકલ્પ વિકલ્પો પેદા થયા. આ બંનનો પત્રવ્યવહાર શેઠની જાણમાં આવે અને નોકરી જાય તો ? વળી એમ પણ ફરી પ્રશ્ન થયો કે પર સ્ત્રી જોડે આવો વ્યવહાર શું વાસ્તવિક ગણાય ? આ પ્રશ્ને ક્યાં સુધી તો તેમને પજવ્યા, પણ જવાબ લખવાનો વખત થયો એટલે તેનું નિરાકારણ ઝટ દઇને થવા લાગ્યું. તેમને એટલું તો સ્પષ્ટ લાગ્યું કે પોતે નિર્વિકાર હતા; માત્ર એક શુષ્ક જીવનમાં ગમી રેડવાના નિઃસ્વાર્થ હેતુથીજ આ પ્રકારનો પત્રવ્યવહાર ચાલુ રાખવાનું રંજ વેઠતા હતા; અને શેઠે તેમને પત્ર વ્યવહાર કરવાનું કામ સોંપ્યું હોવાથી તે સંપૂર્ણ ને સરસ રીતે બજાવવું, તેમાં કર્તવ્ય પરાયણતા સિવાય બીજું કાંઇ પણ તેમની તીક્ષ્ણ બુદ્ધિને દેખાયું નહિ.

મધુપર્કશંકર આવા સ્થુલ વિચારોથી પ્રેરાઇ જવાબ લખવા બેઠા.

ઉભ્માસ ને મુંઝવણ વચ્ચે રસ ને સાહિત્યની રેલમછેલ મચી રહી, અને મધુપર્કશંકર સાતમા આસમાનમાં ઉડવા લાગ્યા. સવારે ઉઠી તે મનોરમાના પત્રોનું પારાયણ કરતા. બપોરે તેને ગજવામાં રાખી તેનું સ્મરણ સતેજ રાખતા. અને રાત્રે પાછું પારાયણ કરી સ્વપ્નમાં તે

ફરીથી વાંચતાં બાકીનો વખત આવતા કાગળમાં કયા ભાવો લખવા, કયા કાવની લીટીઓ ટાંકવી, કયા શબ્દોએ મનોરમાને સંબોધવી એવા વિચારોમાં જતો.

તેને પોતાની કર્તવ્યપરાયણતામાં અડગ શ્રદ્ધા હતી; અને શ્રદ્ધા સફળ થતી જોઇ તેમનો સાક્ષરી કીડો નાચી રહ્યો. જાણે પથ્થરની પાળ તુટતાં પાણી ચોમેર જોસમાં ફરી વળે તેમ શેઠની શુષ્કતા જતાં મનોરમાનાં હૃદય અને લેખિનીએ પણ ચારે દિશા રસરસાકાર કરવા માંડી હોય એમ લાગ્યું. એક સાધારણ ગુજરાતણને આવી છટાથી ને સંસ્કારિતાથી પ્રેમપત્રો લખતાં જોઇ ગુજરાતઘેલા મધુપર્કશંકરની દેશપ્રેમી આંખોમાં ગર્વનાં ઝળઝળીઆં આવ્યાં. તેમાં તેના છેલ્લા કાગળે તો હદ કરી.

ઘેલા મારા મોહન

તારી વિરહિણી મનોરમાનાં પ્રેમ સ્મરણો સ્વીકારજે. હવે તો રોમ રોમ તારૂં નામ રટે છે, ને સાક્ષર શિરોમણીના શબ્દોમાં હૃદય રટે છે, કે

" ગોપિકા ઘણી ઘણી રૂવે છે કુંજ કુંજમાં
રોતી મૂકી સર્વને તું કૃષ્ણચંદ્ર ક્યાં ગયો ?
પદ્મમાળ પાણીમાં ઉંચા વિકાસી મુખને
જોઇ રહેતી વ્યોમમાં રસિક ભ્રમર ક્યાં ગયો?[1]

એ રટણ ક્યારે સફળ થશે ? એ ઊર્મિઓનું તોફાન ક્યારે શમશે ? આવતે શનીવારે તમે અહિંયાં આવવાનું વચન આપ્યું હતું. આવશો ? હવે મારાથી ધીરજ રખાતી નથી. નહિ. તો હું આવીશ.

લી૦ અધીરી,
મનોરમા.

૧ સરસ્વતીચંદ્ર.

આ કાગળ વાંચતાં મધુપર્કશંકરના હાથમાં પરબીડીયું હતું તેમાંથી બીજો કાગળ નીકળ્યો:

"મારા હૃદયની કરામતી વાટિકાના રસિક માળી તું ક્યાં સુધી મારો અજાણ્યો મોહન રહેશે? હૃદયની ઓળખાણને નયનોની ઓળખાણની સિદ્ધિ અપાવે એવી તક આવતે શનીવારે પ્રભુ અપાવશે. હું મધ્ય રાત્રીએ રાતે બાર વાગે પહેલે માળે મારા ખંડમાં તારા નામની જપમાળા જપતી બેસીશ."

આ પત્રમાં વાંચતાં મધુપર્કશંકરનું મગજ ચકર ચકર ફરવા લાગ્યું. પહેલાં તો જાણે પગ નીચે ઝેરી નાગ ચગદાયો હોય ને થાય એવો માનસિક આઘાત થયો. અને બીજી પળે જીર્ણ ઝુપડીને રત્નજડિત મહેલ બની જતાં જોતાં કોઈ અલાદીન જેવી તેની સ્થિતિ થઈ. આ બધા રસિક પત્રો સર મોહનલાલ માટે નહોતા; તેમાં સ્પષ્ટ દેખાતી અધીરાઈ તેને મળવા માટે નહોતી. આ ચતુર પદ્મમાળ તો ખરા પરાગઘેલા ભ્રમર માટે તલસતી હતી. આ ખાત્રી થતાં તેનું હૈયું થનગન થનગન નાચવા માંડ્યું.

પણ મધુપર્કશંકર ડહાપણનો ભંડાર હતા; અને તેના ને મનોરમના સંબંધે નવું ને ભયાનક સ્વરૂપ પકડ્યું, તે તેના ધ્યાન બહાર નહોતું. પહેલાં તો શેઠાણીને આમ છુપી રીતે મળવું તે સારૂં કે નહિ એ સવાલ હતો. વળી નડીઆદમાં કુવા પરથી બેહું વહેતી નિર્દોષ સદ્ધર્મચારિણીની છબી જે ગઈ વખતે હૃદયમાં છપાઈ હતી, તે નજર આગળ ખડી થવાથી બીજો પ્રશ્ન ઉભો થયો.

એક તરફ રસિક, પ્રણયી વિના ઝુરી મરતી મુંબઈની સુંદરી; બીજી તરફ પતિપરાયણ ગામડીયણ. એક તરફ કાવ્યમયતા, રસિકતા ને આત્માના અનેરા આહ્લાદ; બીજી તરફ પત્નીવ્રત, ડહાપણ ને ભાવી પ્રજાને ખોટો બેસતો દાખલો!

મધુપર્કશંકરે પોતાના પ્રિય લેખકો સંભાર્યા. તેમનાં કથનો ને દાખલા સંભાર્યા. પણ કોઇ પણ સાક્ષર કે તેણે પેદા કરેલો કોઇ પણ નાયક આવી વિટંબનામાં ફસાયો હોય એવું લાગ્યું નહિ. તેણે આંખો મીચી, ને તેના જેવા દુનિયાના એક આધારરૂપ સાક્ષારને છાજે એવો રસ્તો દેખાડવા તેત્રીશ કરોડમાંથી જે દેવને ફુરસદ હોય તેને વિનતિ કરી. આખું ભાવી જગત આ નિશ્ચય પર મદાર રાખી એક પગે થઇ રહ્યું હોય એમ તેને લાગ્યું. મહાભિનિષ્ક્રમણ કરતી વખતે ગૌતમબુદ્ધની પણ આટલી ગંભીર સ્થિતિ નહિ હશે એવો પણ કાંઇ ખ્યાલ થયો.

આખરે પરમાર્થ બુદ્ધિનો જય થયો. સ્વર્ગ લોકમાં દેવનાં દુંદુભી ગગડયાં, મધુપર્કશંકરના હૃદયે ચોખ્ખો માર્ગ દીઠો.

મનોરમા માત્ર દર્શનાભિલાષી હતી અને નિષ્પાપ હતી. તેને તો માત્ર પોતાના રસિક હૃદયની સરિતા ન સુકાય માટે જ કોઇ રસેશ્વરનાં દર્શન કરવાં હતાં. એમાં શું ખોટું ? એમાં કયાં પાપ સમાયું ?

પોતાનું પણ હૃદય શુદ્ધ ને સાત્વિક હતું; પોતે નિષ્કામ હતા; ફળની આશા રાખ્યા વિના કર્મયોગ આચારતા હતા. વળી તે જો મળી મનોરમાને એ વચન કહેશે તો તેનું પણ મન શાંત થશે આમાં સહધર્મ-ચારિણી પ્રત્યે કાંઇ દ્રોહ નહોતો; પોતે તો તેનાજ હતા ને તેના જ રહેવાના.

ઉલટું, જો કોઇ પ્રકારની કાયરતાને વશ થઇ આ રસ્તો તે ન લે તો શું શું થાય ? કાં તો મનોરમાની ઉગતી રસિકતા દબાઇ જાય, અથવા કોઇ અપાત્ર તરફ વળે; ને પોતે કર્તવ્યપરાયણતાથી ભ્રષ્ટ થાય, સદાને માટે ભાવી જીવનચરિત્ર લેખકોની નિંદાને પાત્ર, અને સાક્ષરતા સફળ કરવાનો અનેરો લહાવો ખોઇ બેસે !

વળી આવો નિર્મળ ને રસિક પ્રસંગ મેળવવાને કોઇ પણ સાક્ષર

ભાગ્યશાળી થયો નહોતો, તેમ તેમના છપાયલાં અને અણછપાએલાં જીવનચરિત્રો ઉપરથી પુરવાર થતું હતું. અને વિધિએ એવો પ્રસંગ તેને જ મોકલ્યો, તેનો આટલો જ મુદ્દો હોવો જોઇએ, કે તેનો લાભ લઇને સાક્ષરતાની અસ્પૃશ્ય ટોચે તે ચઢી શકે.

આ વિચારે તેનું ઢીલું મન દૃઢ થયું. મનમાં ભર્તૃહરિનો શ્લોક સ્ફુર્યો:

મધુંપર્કશંકરને ભોંયતળીએ દાદરની પાસે એક ખંડ આપવામાં આવ્યો. પહેલે માળે એક બાજુ પર મનોરમાનો ખંડ હતો ને બીજી બાજુએ નર્સનો ખંડ હતો. શેઠ અને વૃંદાવન બીજે માળ સુવાના હતા.

વાતમાં એમ પણ જાણ્યું કે મનોરમાની તબીઅત જરા અસ્વસ્થ હોવાથી તે પોતાના ખંડમાંથી બહાર આવી નથી; અને સુરતમાં કાંઇ કામ હોવાથી નર્સ રાતે ત્યાં જવાની હતી. મધુપર્કશંકરને પરિસ્થિતિ ઘણી સાનુકૂળ લાગી. મધુપર્કશંકર આનંદની લહરીઓ પર હિંચતા હતા, અને શેઠ ને વૃંદાવન શું કહેતા તે પણ પુરેપુરૂં સાંભળતા નહોતા. તેમને સદ્ભાગ્યે વનુ એટલો વાતોડીઓ હતો, કે બીજાને બોલવાની ઝાઝી તસ્દી પડતી નહિ. કેમે કર્યાં તેઓ જમીને ઉઠયા. થોડી વારે શેઠ મનોરમાના ખંડમાં ગયા.

વનુએ મધુપર્કશંકરની સાક્ષરતા ન સમજાય એવી રીતે વખાણી. તેના કેટલાક શબ્દોથી તો શાસ્ત્રીને પળવાર ફાળ પડી, કે તેનો પત્ર વ્યવહાર આ ચીબાવલો છોકરો વાંચી ગયો છે કે કેમ, પણ મનોરમા જેવી બુદ્ધિશાળી સ્ત્રી એમ ન થવા દે એમ માની તે વહેમ મનમાંથી તેણે દૂર કર્યો. આખરે ન સમજાય એવી મશ્કરી કરતો વનુ પણ સુવા ગયો.

હજુ તો નવ વાગ્યા હતા, અને મધુપર્કશંકર ઓટલા પર ઘડીઓ ગણવા બેઠા; પણ જેમ જેમ વખત પાસે આવતો ગયો, તેમ તેમ હૃદયના ધબકારા ધીમા પડતા ગયા, અને હિંમત શોધતાં જડવી મુશ્કેલ થઇ પડી. જ્યારે શેઠ પોતાના સુવાના ખંડમાં ચલ્યા ગયા, અને નોકરોએ દાદર પરની બત્તી બુઝાવી નાખી, ત્યારે તો એમનું હૈયું બુઝાઇ ગયું હોય એમ લાગ્યું; અને નિરાંતે પથારીમાં સુઇ જવાનું મન થયું.

પણ તેમનો રસિક જીવડો જંપીને બેસવા દે એમ નહોતો. મનોરમાને નિરખવાની ને મળવાની તક, તેના જેવી રસિક યુવતી

તેણે ચિત્તને જેમ જેમ સ્થિર કરવાની મથામણ કરી, તેમ ચિત્ત ચારે તરફ સરી જવા લાગ્યું. તેને એકજ દિશા દૃષ્ટિએ પડવા લાગી–નીચે ઉતરી જવાની.

પણ પગ નહોતા આગળ ચાલતા ને નહોતા પાછળ ચાલતા. કપાળ પરથી પરસેવાના રેલા ઉતરવા માંડયા--મહા મહેનતે તેણે ધોતીઆ વડે તે લુછી નાંખ્યા.

થોડી વાર આમ ને આમ મધુપર્કશંકર ઉભા. ચારે તરફ શાંતિ હતી તેથી કાંઇક સ્વસ્થતા આવી. આવે પ્રસંગે શું કરવું તે તેને સૂઝયું નહિ; અંતરમાં તો એવી અકળામણ થવા લાગી કે ચીસ પાડવાનું મન થયું.

આવી ભયાનક પળે મરતો માણસ જેમ પોતાના દેવને સંભારે–મરતો યોધ્ધો જેમ પોતાના દેશને યાદ કરે, તેમ તેણે તેના જીવનના જ્યોતરૂપ સાક્ષરોને સંભાર્યા; પણ દુર્ભાગ્યે તે બધામાં ન્યૂનતા દેખાઇ.

કોઇએ આવું અટપટું ભયસ્થાન જીવનમાં અનુભવ્યું નહોતું. કોઇએ આવો પ્રસંગ કલ્પ્યો નહોતો, ચીતર્યો નહોતો. તે અંધકારમાં તેણે દયામણે ચહેરે આ બધા મહાત્માઓની હૃદયમાં સ્થાપેલી મૂર્તિઓને મુગી પ્રાર્થના કરી.–તેમને નિઃશબ્દ ઠપકો દીધો. ભક્તને આવો નિરૂપાય રાખ્યો તેથી તેમના તરફ તિરસ્કાર દાખવ્યો. રસ ગુંચવાડામાં પડેલા રસિકના ઉદ્ધાર અર્થે એક મોક્ષમંત્ર શું તેમને નહોતો જડયો ? સરસ્વતીચંદ્રને કાંઇક આવો આછો પ્રસંગ બનેલો–પ્રિયતમા અને પોતાની વચ્ચે બારણું બંધ રાખી કયાં સુધી તેણે સંકલ્પ વિકલ્પ કરેલો, પણ તે વીર પોતાના ખંડમાં નિરાંતે હતો–દાદરનો કઠેરો ઝાલી ખુલ્લી ચાલમાં ઉભો નહોતો; અને તે તો સ્વાર્થબુદ્ધિથી હાથથી ગયેલી પ્રિયતમાને પોતાની ઉર્મિઓ જણવવા માગતો હતો, તે કાંઇ કરમાઇ જતી વેલીને સજીવન કરવા હાથમાં રસ-કુપ્પો લઇ કર્તવ્યપરાયણતામાં મચ્યો નહોતો !

એકદમ દૂરથી એક અવાજે શાંતિનો ભંગ કર્યો—મધુપર્કશંકરની વિચારમાળા તુટી, ને તે અંગે અંગે કાંપવા લાગ્યા. પણ તરત ભાન આવ્યું એ તો માત્ર ભૂલા પડેલા ગધેડાનો ભુંકાર હતો.

પણ અલ્પ પ્રાણીને પણ ગુરૂ કરવાની નમ્ર મહત્તામાં મધુપર્કશંકર ગુરૂ દત્તાત્રયથી ઉતરે તેમ નહોતા; અને આ નાદ જાણે રસયુદ્ધમાં પાછા પડતા પ્રાર્થના પ્રોત્સાહન માટે હૃષિકેશે પાંચજન્ય વડેજ કર્યો હતો એવો કાંઇક ખ્યાલ મધુપર્કશંકરના હૃદયમાં ઉદ્ભવ્યો. જાણે રસેશ્વર ભગવાનને કાનમાં મંત્ર ઉચ્ચારતા સાંભળ્યા:

" निराशीः निर्ममो भूत्वा युद्धस्व विगतज्वरः ।

હિંમતથી તેણે એક ડગલું ભર્યું—બારણું ધકેલ્યું—ને બારણું ઉઘડતાં ઉમરા પર જઈ ઉભા. ઉપર જોયું, નીચે જોયું, ચારે દિશામાં જોયું—બધું શાંત હતું. તે અંદરમાં પેઠા. એક ઝીણો દીવો બળતો હતો—સુંદર પથારીમાં કોઈ સુતું હતું.

મધુપર્કશંકરે દયા ખાધી: વાટ જોતાં જોતાં બીચારીને ઉંઘ આવી ગઇ, પોતે કેવો દગાદીલો !

તે આગળ વધ્યા. ઓરડામાં બધું શાંત હતું—માત્ર ખાટલા પરથી કોઇનો શ્વાસોચ્છ્વાસ સંભળાતો.

તે ખાટલા પાસે આવ્યા, ઉભા રહ્યા, અને ઓઢવાનાંને સ્પર્શ કરી 'મનોરમે' સંબોધવા જાય છે, ને પથારી પર માણસ ફર્યું.

ને માણસ નહોતું—ડાકણ હતી. રોગથી કાળી પડેલી ચામડી: ક્ષીણ થયેલા શરીરની ભયાનક રેખા: બહાર નીકળેલા દાંત: ને ફાટી, ગાંડપ-ભરી મોટી આંખો; આ ભયંકર લાલિત્ય ધારતી મનોરમાએ સુકાએલા આંગળાના પંજા વતી મધુપર્કશંકરને પકડ્યા.

એટેલા કઠોર ઘાંટે તે બોલતી હતી. " મૂઆ વનીઆ. સાવકી માને ઝેર પાવા આવ્યો છે, મૂઆ તારો પ્રાણ લઉં. "

મધુપર્કશંકર કાંપી રહ્યા. શરીર પરસેવાથી તરબોળ થઇ રહ્યું. મનોરમા તો વાઘેણ જેવી વળગી તેને નખોરીઆં દેવા લાગી. ન બોલાય, ન સહદ મગાય, એવી કઢંગી સ્થિતિમાં રસ યુદ્ધ પર ચઢેલા રસિકે કેમ કેમ દ્વંદ્વ યુદ્ધ આરંભ્યું. મનોરમાનો જુસ્સો જબરો હતો–શાસ્ત્રીજી પણ જીવલેણ ઝપાંઝપી કરતા હતા.

પાંચ મીનીટ આ યુદ્ધ ચાલ્યું. તેમને યાદ ન રહ્યું કે આ દૈવી યુદ્ધ ચાલ્યું તે વખતે સંદ્ગગત સાક્ષરોએ આકાશમાં ઉભા રરી તેમનું દાક્ષિણ્ય વખાણ્યું કે નહિ. આ મહાભારત પ્રસંગ જોઇ પ્રણયીની વહારે ધાનાર કોઇ દૈવી અક્ષર ધામમાંથી પડતું મૂકવાની તૈયાર કરી કે કેમ તેનો પણ નિર્ણય તે કરી શકયા નહિ.

આખરે મનોરમા થાકીને પડી ગઇ. એક ફલંગે મધુપર્કશંકર બારણે પહોંચ્યા, ને જાણે બીજીજ ફલંગે દાદરનું છેલ્લું પગથીયું હાથ લાગ્યું એમ ભાસ્યું.

ફાટેલે પહેરણ ને ધોતીએ, નખચંદ્રથી ઘવાયલે શરીરે જીવતા મૂએલા મધુપર્કશંકર દાદર આગળ પડી રહ્યા.

ઘરમાં શાંતિ હતી.

થોડી વારે બીજે માળથી જાણે વૃંદાવનનો હોય એવો અવાજ આવ્યો:

" મધરાતના પહોર અઘોર હતા
અંધકારના દોરજ ઘોર હતા
તારા નયનોમાં ચોર ચકોર હતા,
રસતેજ નીહાળી નમું હું નમું "

'મનોરમાને કયો ગેબી રોગ થયો હતો, અને કયે હાથે તેના પત્રો લખાયા હતા, એ જ્ઞાનનું તેજ મધુકરશંકરના મગજમાં પ્રસર્યું, એટલે કયા કવિએ એ વાક્ય લખ્યું છે તે વિચાર્યા વિના તે મનમાં બબડયા:
" जननि वसुंधरे देहि मे विवरम् ॥

પરોઢીએ સુરતના સ્ટેશન પર થાકયો હાર્યો યુવક, મોઢા પરના ઉઝરડા સંતાડતો મુંબાઇની ટીકીટ લેતો હતો.

# શકુંતલા અને દુર્વાસા

મારા જેવી ભાગ્યશાળી સ્ત્રીઓ ઘણી ઓછી હોય છે. મેં અંગ્રેજી પાંચછ ચોપડીઓનો અભ્યાસ કર્યો તે પહેલાં ડૉ. વિશ્વનાથ જોડે મારાં લગ્ન થયાં. તે પણ તરત જ પાસ થયા હતા, અને તેમની બુદ્ધિ અને વાક્ચાતુર્ય જોઇ તેમનો ધંધો થોડા વખતમાં ધીકશે એવી બધાએ આશા રાખી હતી. જે પળે મારો હાથ તેમના હાથમાં મેં સોંપ્યો ત્યારથી તેમણે મારા પર અદ્ભુત જાદુ ચલાવ્યો હોય એમ લાગ્યું. જાણે સોળ વર્ષ થયાં, તેમને ઓળખતી હોઉં—જાણે પૂર્વજન્મનો અમારો ગાઢ સંબંધ હોય તેમ મારું જીવન તેમનામાં સમાઇ ગયું.

તરત જ મને સાસરે વળાવી. મારા ડૉકટરના પિતાની સ્થિતિ ઘણી ગરીબ હતી. તેઓ ગુમાસ્તાની નોકરી કરતા હતા, અને તેમની નીમકહલાલી પર ખુશ થઇ તેમના શેઠે મારા પતિને ભણાવ્યા હતા. મારે સાસુ નણંદની ખટખટાટ કંઇ હતી જ નહિ; મારા નાનકડા

ઘરની હું જ ગૃહદેવી હતી. મારા ડૉકટર પણ તે વખતે મને જ ઝંખતા-મને જણાવવામાં, મને મેળવવામાં મોજ માનતા; અને હું તો તેમની એટલી ભુખી હતી કે પળેપળ તેમના વિના મને ઝેરી લાગતી. પ્રેક્ટીસ પણ સારી ચલવા માંડી અને અમારા સુખની સીમા દેખાઇ જ નહિ. દિવસ અને રાત અમારી માત્ર સુખમય પળો જ ભાસતી. ફકત વાંધો એક જ લાગતો... ... ... મારા સસરા ઘડપણને લીધે ઘેરબેઠા. તેમની જુની રીતો, તેમનું ગમે તેવું અસંસ્કારી બોલવાનું, તેમની જુની ખણખોદ કરવાની નિરંતર ટેવ અમારા જીવનતાનમાં બેસુરા ઝણકાર જગાવતાં. આખો દહાડો આ રહી ગયું, પેલું ઉઘડું રહ્યું. લાકડાં છાંટવાના રહી ગયાં ને સાવરણી વહેલી પુરી થઇ ગઇ. આવાં આવાં છીંડાં કાઢી પજવ પજવ કરતા. પહેલાં હું જરા રાજી રાખું; પણ મારું મન જોઇએ તો મારા ડૉકટરમાં, એટલે મને થાય કે નકામા આ ડોસા શું કામ પીડા કરતા હશે? પછી સાચુ પુછો તો મેં પણ વહેતું મૂક્યું. એ શું આખો દહાડો? તમને બડબડ કરવા દીધા. હોય તો મારા ડૉકટરને પીડા તેના આગળ ડોસા તો શું?

જુવાનીમાં સુખ મળે પછી છલછલાટનો શો પાર? મારે મને ભલો ભૂપતિ પણ કંઇ હીસાબમાં નહોતો. મારા પગ તો થનગન થઇ રહેતા સવારે જરા મોડી ઉઠું—જેવું તેવું કામ કરી પછી રાંધુ. બપોરે કંઇ વાંચુ ને સાંજે અમે ફરવા જઇએ. મારા ડૉકટર પણ મને ને મને જ જોઇ રહ્યા હતા. ડોસા તો વહેલા પાંચ વાગ્યાંના ઉઠે ને પોતે જ્યાં બેસતા હતા ત્યાં વાસીદું કાઢે. નોકર વાળે તે તેમને ગમે નહિ! પછી હું તે શું કરું! પછી એ ટહાઢે પાણીએ નહાય. મે પૂંજામાં બેસે તે બપોરે બાર વાગે ઉઠે; બપોરે કૈં જેવો તેવો હીસાબ લખે; સાંજના લાકડી ઝાલી ને બહાર જાય, ને છેક રાતે આવે. બીજી બધી રીતે તો ડોસા સારા પણ એની જીભથી તો તોબા થઇ ગઇ! કૈં ને કૈં વાંધો

તો હમેશાં ખરો જ. તેમાં એમની પૂજા અને ફરવાનું એ બહુ દુઃખ દેતાં. મારા ડોકટર જમે તેની સાથે જમવાનું મૂકી મારે કલાક વાટ જોવી પડે ત્યારે ડોસાની પૂજા પતે: રાતે ફરીને આવે ત્યાં સુધી મારે બેસી રહેવું પડે અમને તો એમ થાય કે કયારે આ ડોસા હવે અમારા સુખમાં ખલેલ કરતા રહેશે ? એક વખત તો ખરૂં પૂછો તો મારાથી એમ બોલાઇ ગયું કે "કયારે ડોસા મરે ને અમે ઠરીએ." આવો સોના-જેવો મોજ ભોગવવાનો વખત જાય અને વળી તેમાં આ પંચાત.

આખરે મારા ડોકટરથી પણ નહિ રહેવાયુ. "ડોસા ! આ શી ટકટક ? આખો દહાડો પંચાત ? છાનામાના તમે બેસોની ! કયાં સુધી બીચારી તમારી વાટ જુએ ! તમારી પૂજા તો બપોરના બાર સુધી ચાલે. ત્યાં સુધી બીચારી બેસી રહે ?" જરા ડોકટર તોછડાઇથી બોલતા; પણ અમને ડોસાની ટેવો લાગતી પણ એવી જીવલેણ કે તે પણ બીચારા શું કરે ! ડોસા તે વખતે તો કૈં બોલ્યા નહિ. બીજે દિવસે ડોસા મારી પાસે આવ્યા.

"લક્ષ્મી ! દીકરા ! આજથી વહેલી જમી લેજે."

"કેમ ?"

"ના બેહેન ! મારે આજથી જપ કરવો છે એટલે બહુ મોડું થશે કયાં સુધી વાટ જુએ !" ડોસાનો અવાજ દયામણો હતો. આંખમાં એક અદીઠ અશ્રુ આવી રહ્યું હતું.

"ના સસરાજી."

"બહેન હું કહું તેમજ કરની."

હું પણ કૈં બોલી નહિ: ચાલો નિરાંત થઇ. જરા મારા હૃદયમાં વિચાર આવ્યો. ગાયને સારૂ ધાન કાઢીએ તેમ મારા ડોકટરના પિતા કે જેને લીધે તે ભણ્યા ગણ્યા, તેને માટે કાઢી મૂકાય ! પણ મારા

૨

મારો બાબુ આવ્યો ત્યારે જરા ડોસા બોલવા માંડયા. મારો બાબુ એવો રૂપાળો અને અલૌકિક હતો. પણ જરા રડતો બહુ. ડોસા તો તેનેજ ચોંટયા. આખો દહાડો નાકે ચશ્મા ચઢાવી, ભાગવતનું ચોથું લઇ, તેને હીંચકા નાખ્યા કરે, તેની જોડે ગાંડા કાઢયા કરે, નવી મા એટલે મારામાં અનુભવ ઓછો; પણ પાછી ડોસાએ પંચાત કરવા માંડી. “ બેન લક્ષ્મી ! આ બાબુ ભુખ્યો છે. ” “ જો આ બરોબર નવરાવ્યો નથી. ” પણ આ વખતે મારા ડોકટરે વાત વધવાજ ન દીધી; એક વખત કહીજ નાંખ્યું. ” ડોસા ! એની મા તે તમે કે એ ? ” ડોસા પાછા કહેતા બંધ થઇ ગયા.

અમારી લહેરમાં જરા પણ વાંધો આવ્યો નહિ. આખો દિવસ બાબુને ડોસા જ રાખતા. એટલે હું તો નવરીજ. પછી અમે ગમે ત્યાં ફરીએ હરીએ. હું નાટકમાં જાઉં તો પણ ડોસા રાતના ત્રણ વાગતા સુધી નીચું જોઇ, હીંચકો હલાવ્યા જ કરે.

અમારા સુખમાં ફરી વિઘ્ન આવ્યું. રામદાસ ફોજદારની અમારા ગામમાં બદલી થઇ. તે મારા ડોકટરનો જુનો મિત્ર હતો. તે આવ્યો અને મારી પાસેથી ડોકટરને આકર્ષી લઇ ગયો. થોડા દિવસમાં મૈત્રી સુદઢ થઇ; દવાખાને પણ ગયા વગર તેને ત્યાં ડોકટર જતા; સાંજે અમારૂં ફરવાનું પણ બંધ થયું; ધીમે ધીમે રાત્રે પણ મોડા ઘેર આવવા લાગ્યા. મારો જીવ તો અકળાઇ ઉઠ્યો. મારા ડોકટર વિના મને પણ ચેન નહોતું પડતુ. અને મેં ધાર્યું હતુ કે તેમને પણ એમજ હશે, પણ આ નવીન અનુભવે જુદોજ ખ્યાલ આપ્યો.

હવે મારા ડોકટર મારી સાથે બોલતા નહિ, બેસતા નહિ. અમારૂં સંગીત, અમારો અભ્યાસ, અમારી નાની રસીકડી ગમતો,—બધું ગયું.

મને શું કરવું તે સૂઝયું નહિ. જેવું સુખ હતું તેવુંજ દુઃખ આવશે કે શું એવી ધાસ્તી લાગી. તેમાં બાબુ પણ એવો રડકણો બલા જેવો થઇ ગયો હતો કે મને તો જાણે દૈવના ઘરની વેઠ લાગતો. પણ મેં મારી સહનશીલતા જાળવી રાખી. કે નહિ. એક મહીને, મારા ડાકટર પાછા હતા તેવા થશે અને મારો સૂર્ય ફરી ઉગશે.

એક દિવસ રાતે બે વાગે ડોકટરે બારણાં ઠોક્યાં—મેં ઉઘાડયાં. તેને જોયા ને હુ ગાંડા જેવી થઇ ગઇ. તેના ડોળા ફાટેલા હતા, કપડાં ધૂળવાળાં હતાં ને મોઢામાંથી મદિરાની દુર્ગંધ ઉડતી. મને ચકકર આવ્યાં. આ મારા સંસ્કારી ભણેલા પતિ! તે લથડતા અંદર આવ્યા. મારો હાથ પકડયો, આખરે તૂટેલા અવાજે ગાયું.

" બૈયાં......ન પકડ...મેરી "—

મેં હાથ તરછોડી નાખ્યો.

" ડોકટર! આ શું? ચાલો ઉપર."

" ચલબે રંડા! કયા...અરે હાં... બૈયાં ન પકડ. " બોલતા, જેમ તેમ કરતા ઉપર ચડયા, અને ભુસ દઇને ભોંય પડયા. હું બેસી ગઇ, માથે હાથ દઇ પોક મૂકી રડી. મારા ડોકટર આ અધોગતીએ! પ્રભુ! પ્રભુ! આજે મહીના થયા દુઃખે દબાવેલી ઉર્મિઓ વહી. હું કલાક સુધી રડીઃ " મારા પ્રભુજી! મેં શું કર્યું?—હું નિર્દોષ લક્ષ્મી!—"

ઉંચું જોતાં મારી નજર મારાં પ્રિય પુસ્તકો પર પડી. મારા ડોકટર સાથે શું રસથી હું વાંચતી! મને કમકમાં આવ્યાં. એક ચોપડીના સોનેરી અક્ષરો વાંચ્યાઃ " અભિજ્ઞાન શાકુંતલ. " મારૂં મન શકુંતલાની દુઃખી સ્થિતિ પર દોડયું. દુર્વાસાનો શાપ સાંભર્યોઃ

" હૈયા સૂની જેહેં ધ્યાને બની તું,
આવી ઉભો ના જુવે આ તપસ્વી.

જા, દેશ યાદ પણ ભૂલી જશે તને એ,
કેરી જ જેમ નિજ કેફ વિષે કરેલું.

સારું પાપ મારી નજર આગળ ખડું થયું. મેં શકુંતલાને મહુલીમાં જોઇ. શકુંતલાનું મોઢું મારા જેવું હતું. દૂર દુર્વાસાને અતિથિરૂપમાં ક્રોધથી શાપ આપી જતા જોયા; પણ દુર્વાસાનું મોઢું મારા સસરાજી જેવું હતું. એક હાય મારી હું ઉભી થઇ ગઇ. મને ભાન થયું. શકુંતલાના પાપનો મારા ઘોર પાપાચાર આગળ હિસાબ નહોતો. મેં મારા ધણીની પાછળ ગાંડી થઇ તેના બાપને—તેના હેતાળ ઘરડા બાપને તેની વૃદ્ધાવસ્થામાં દુઃખ દીધું, મુગા કર્યા, મહીનાના મહીના સુધી તેને જાનવરની માફક ગણ્યા. મારા પ્રભુ! એક અડધો કલાક જમતા ખોટી થઇ હોત, જરા વહેલી ઉઠી, પાણી ઉનું મૂકી આપ્યું હોત તો આજે આ દશા ન આવત. દુર્વાસાના ભયંકર શબ્દો મારા કાનમાં અથડાઇ રહ્યા.

હેઠળ બાળુ રડયો. તે દસ મહીનાનો થયો ત્યારથી સસરાજીને જ ચોંટયો હતો; અને હેઠળ તેમની પાસેજ સુતો. હું ઉઠી, હાથમાં દીવો લઇ હેઠળ ઉતરી. દીવેલના ઝીણા દીવા આગળ સસરાજી બાળુને હાથમાં લઇ બેઠા હતા અને અનિર્વાર્ય મમતાથી તેની સામું જોઇ રહી હાથથી હીંચોળતા હતા. મને ભાન આવ્યું કે આમજ મારા ડોકટરને કોડભેર સસરાજીએ હલાવ્યા હશે અને આજે ડોસાનું મોઢું કોઇને ગમતું નથી! મારી આંખમાંથી દડદડ આંસુ પડયાં.

"સસરાજી!"—

"કેમ બેન?"

હું શું કહું? તેમણે ડોકટરને આવતા જોયા હતા, મારી સ્થિતિ જાણી ગયા હતા. એક શબ્દ તે બોલ્યા નહિ. તેમની હમેશની સ્નેહાળ રીતે કહ્યું;

"લક્ષ્મી, બેસ બેન ! જરા કીકાને લે" કહી મને બાબુ આપ્યો. મેં તેને હાથમાં લીધો અને મને બીજી ફાળ પડી. આટલા દીવસની બેદરકારીમાં મેં બાબુ સામું પણ જોયું નહોતું. તેનું શરીર ક્ષીણ થઇ ગયું હતું. ચામડી પણ કાળી પડી ગઇ હોય એમ લાગતું હતું.

"સસરાજી ! બાબુને કંઇ થયું છે ?"

"મને એમ લાગે છે, બેન."

આખી રાત અમે બેઠાં. પતિની કુચાલે દુઃખી થઇ મેં મારૂં ત્યાર પછીનું જીવન ગાળવા માંડ્યું. મારા સસરાજીની ચાકરી કરવા માંડી. જેટલી હું પહેલાં બેદરકાર હતી, તેટલી હવે મેં કાળજી રાખવા માંડી. જો જરા ચુંકું તો દુર્વાસાનો સાપ સાંભળતો.

૩

મારા ડોકટરને તો જાણે ઘેલુંજ લાગ્યું હોય એમ લાગતું. તેમને મન તો રામદાસ ફોજદાર દેવ ! ધીમે ધીમે કમાણી પણ ઘટતી ગઇ. બાબુને તપાસવાનું મેં ઘણી વખત કહ્યું પણ તેમણે માન્યું નહિ. આખરે એક દહાડો સાંજના બાબુ ઘણો માંદો થઇ આવ્યો. તેના હાથ પગ થંડા થવા માંડયા. ડોકટર ઘરમાં હતા નહિ તેથી સસરાજી એક બીજા તેમના મિત્ર ડોક્ટર ઘરમાં હતા તેમને બોલાવી લાવ્યા. બાબુ છેક ગભરાઇ ગયો હતો.

તે ડોકટર આવ્યા. બાબુને જોયો-ને ડોકું ધુણાવ્યું. મારી છાતી ફાટી ગઇ. મારૂં નાનું નાજુકડું રસીલું ફુલ !

"ના! કાકા ! મને કંઇ આશા જેવું નથી લાગતું. મને લાગે છે કે એને બરાબર પોષણ નથી મળતું."

મેં હાથથી કપાળ કુટ્યું. હાથનાં કર્યાંજ હૈયે વાગ્યાં. મેં જનનીએ

તેને રઝળાવી મારી સ્વાર્થી મજામાં બધું ભૂલી ભુખે માર્યો ! હાય ! હાય ! મારો બાબુ ! શું કરવું ? અડધે કલાકે બાબુ ને ભોંય પર નાંખ્યો, ને તે મરી ગયો. દુર્વાસાનો શાપ ! અરે ભગવાન ! ઘણી ભટકેલ થઇ ગયો; છોકરો મરી ગયો. મેં છાતી માથું કુટી નાંખ્યાં. સસરાજી પણ બહુ રડ્યા; ડોકટર તો બહાર ગયા હતા. રાતના બાર વાગ્યા સુધી અમે બેસી રહ્યાં. આખરે નીશામાં લથડતા ડોકટર આવ્યા.

" કયું એ ? " કહી મને હડસેલી.

" ડોકટર " ધ્રુસ્કાથી તુટતે અવાજે મેં કહ્યું: "બાબુ મરી ગયો !"

" હેં ! " જાણે સ્મૃતિ સમેટતા હોય તેમ તેમણે પ્રયત્ન કર્યો; શુદ્ધિ કૈં ઠેકાણે આવી: " શું કહે છે ! "

મારાથી ન રહેવાયું; હું રડી પડી. " ડોકટર, ડોકટર, શું, શું, શું કરો છો. ! તમારો ને મારો છોકરો–બાબુ–ગયોને આપણેજ પાપે. "

હું તેમને પરસાળમાં લઇ ગઇ. કરમાએલા પુષ્પ શો બાબુ પડયો હતો. સસરાજી પાસે બેસી સાચવતા હતા. મારા ડોકટરના હૃદયમાં પિતા પ્રેમ ઉછળાયો. તેમની આંખમાં આંસુ આવ્યાં.

" હાય હાય ! કેમ મરી ગયો ? "

" કેમ ? મારે પાપે ને તમારે " મારાથી કહ્યા વિના ના રહેવાયું "પાપી માને પ્રેમમાં દીકરાનું ભાન ન રહ્યું." પાપી પિતા ડોકટર હતા તે છતાં કુસંગતિમાં દીકરાને જોવાનું પણ મન ન થયું. " હાય ! હાય ! ઓ: મારા બાબુ ! "–કહી મેં ફરી છાતી માથું કુટી કાઢયાં.

મારા ડોકટરના મન પર તરત ફેરફાર થયો. થોડા મહીનાની સોબતની અસર ગઇ, અને કેળવણીના ઉંચા સ્વભાવની ઊર્મિઓ પાછી ઉભરાવા માંડી. મારી પાસે આવ્યા. મારા ખભા પર હાથ મૂકયો.

" લક્ષ્મી ! મને માફ કરજે ! હું ઘાતકી થયો છું. નહિ ? હું પોતે અંધ થયો–તને ભૂલ્યો. મારૂં પાપ—"

" ડોકટર ! પાપ બીજું છે " મેં રડતે અવાજે કહ્યું.

" શું ? "

" શકુંતલાને શાપ લાગ્યો હતો તેવોજ આપણને પણ લાગ્યો. "

" શકુંતલા ! "

" હા, તેણે અતિથિનો અનાદર કર્યો–આપણે–"

" આપણે ? "

" આપણે સસરાજીનો. "

ડોકટરે જોયું, સમજ્યા, દયામણા થઇ સસરાજી પાસે ગયા–પગે પડયા.

" બાપા ! મને માફ–"

સસરાજીએ તેમને બોલવા દીધા નહિ.

" બેટા ! શત જીવો–ને તમારૂં જોડું સુખી રહો. "

મારા ડોકટર રડી પડયા, રડી પાપનું પ્રાયશ્ચિત કર્યું.

# ઉમરવાડીઆ

(બટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ)

પ્રવર્તમાન સાહિત્યમાં પ્રગતિ કરી પ્રથમ કક્ષામાં બીરાજવા પ્રયત્ન કરતા સદ્‌ગત શ્રી. ઉમરવાડીઆએ પોતાની સાહિત્ય પ્રવૃત્તિને અનેકવિધ બનાવી છે. 'વીસમી સદી'માં એમની ભાવનાઓ ચાવતી: અને 'રસગાંઠ' એમણે પ્રસિદ્ધ કરી સાહિત્યક્ષેત્રમાં સ્થાન મેળવ્યું. પછી તો 'ચેતન' માસિક ચલાવી નિષ્ફળતા મેળવી; પરંતુ એ અરસામાં અને ત્યાર પછી એમણે નવલિકાઓનું ઘડતર હાથમાં ધર્યું પરિણામે ૧૯૨૪ની લગભગમાં 'વાતોનું વન' પ્રસિદ્ધ થયું;

(14)

નવલિકા સાહિત્યમાં એમનું સ્થાન ઉંચું છે, કારણ કે કલાકૃતિ તરીકે એમણે વાર્તાઓ લખી છે એ જમાના પ્રમાણે ૧૯૨૧ પહેલાંના વિષયોને વસ્તુમાં ગૂંથ્યા છે, અને વાર્તાની અસર પાડવા પ્રયત્ન કર્યો છે. આવી નવલિકાઓ મોટે ભાગે વસ્તુ ઉપર આધાર રાખે છે, અને એમાં અંત વસ્તુભાર હોય છે. 'આખરે' 'અમે કેમ પરણ્યાં' 'નિરુત્તરા' 'કોની કમળા' એ દરેક માત્ર વસ્તુ ઉપરજ આધાર રાખે છે, અને રંજનાર્થે રચાયલી છે. પરંતુ કલાનું લક્ષણ એમાં એટલુ જ છે કે આડી અવળી વાત કરવાને બદલે એક જ વસ્તુવિકાસને અંતે ધાર્યું પરિણામ આણે છે. પરંતુ એ વાર્તાના વિષયો ઉંચી કોટીના કે ગંભીર નથી. રા. નારદ અને મુનશીએ જેવા વિષયો લીધા તેમ જ 'અમે કેમ પરણ્યાં' અને 'કોની કમળા'માં રા. ઉમરવાડીઆ લે છે. એટલે એ વિકાસ ક્રમમાં છે.

પરંતુ આ રંજનાર્થ કૃતિઓ ઉપરાંત રા. ઉમરવાડીઆએ પોતાની અપૂર્વતા બતાવી આપી છે, આધુનિક સામાજીક પ્રશ્નોનું નવીન દૃષ્ટિએ અવલોકન વાર્તા દ્વારા ઉપદેશાત્મક બન્યા સિવાય કરવાની સફળતા એમને મળી છે. અને પરિણામે કેટલીક ઉત્તમ કલાકૃતિઓ નવલિકા સાહિત્યમાં એમને ઉંચું સ્થાન અપાવે છે. અને રા. મુનશી કરતાય એ આગળ ધપે છે.

'જુલીયા' અને 'હુસ્નઆરા અને શાહજાદો' આ બે નવલિકાઓમાં ચાલુ જમાનો છોડી એમણે આગળ ઝંપલાવ્યું છે. અને 'જુલીયા'માં કરૂણ વાર્તાની સફળતા પ્રાપ્ત કરી છે. 'હુસ્નઆરા'ના પ્રસંગો છુટા પડી જતા હોવાથી એ સપાટ અસર થતી નથી. પરંતુ 'જુલીયા'માં તો એજ મુગલ જમાનો રજુ કરી કદરૂપી છતાં પણ ઉતરતી જુવાનીએ પ્રેમ ઉત્પન્ન થાય છે તેનો કિસ્સો આપ્યો છે: ઉત્તમ વસ્તુ અને એવીજ એની લખાવટ!

એ પ્રમાણે ગાંભીર્ય તરફ વળતી પાત્રનવલિકા 'છેલ્લીવાર'માં લેખક 'જ્યારે હારી પણ માતા જીતી' એ પ્રશ્ન ચર્ચ્યો છે, અને છોકરાના આગમનથી જનનિ પર અજબ અસર થાય છે.

ઉમરવાડીઆ

અને રા. બટુભાઇના નવા વિચારોનો ખરો ચિતાર નાટકોની આકૃ
વિશામા'માં છે. 'વિશામા'માં જે વિચારો જોઇએ છીએ તે એમનાં નાટકોમાં
ર્ણપણે વિકસે છે. અને 'મત્સ્યગંધા અને ગાંગેય' અને 'માલાદેવી અને
નં નાટકો'થી એમણે માત્ર આ ત્રણ વર્ષના ગાળામાં એકાંકી નાટકના અદ્વિતીય
ખક તરીકે પોતાનું સ્થાન અળગુ કરી લીધું છે.

'જેસલીવાર' 'વાતોનું વન'માંથી લેવામાં આવી છે. ]

# છેલ્લી વાર

જુવાનો કહે છે કે ત્રીસ કે તેથી વધારે વર્ષનાં માણસો તે માણસો જ નહિ. એ બધાં તો આશાના અખાડામાં રમી કૂદી હારી થાકેલાં.

આ કથા એ માન્યતાને ખોટી પાડે છે...જયવતિનું વય ત્રીસેકનું હતું પણ પોળની ડોસીઓ સુદ્ધાં તેની પાસે આવતી, ને દુનિયાની ડહાપણપોથી ઉકેલતી; શેરીની જુવાન રસીયણોએ તો જયવતીને લીધે પતિવ્રત પણ મૂક્યું હતું—પતિ કરતાં પણ જયવતિને એ અધિક ગણતી ને એનેજ જોતી ને ઝંખતી; નાની નાની તોફાની કુમરિકાઓ પણ તેમનાં તોફાન ભૂલી જઇ, હોંસથી જયવતિ પાસે આવતી ને ડાહી થઇ કેટલી બધી વાર એની પાસે બેસી રહેતી. નજદીકના ને દૂરના સ્ત્રીમંડળ ઉપર જયવતિ આ રીતે એક જાતનું રાજ્ય ભોગવતી; ને પુરૂષો તો એને કોઇક જાદુગરણ જ ધારતા. તે શાંત સ્વભાવની, સૌમ્ય ને મધુર છે કે ઉગ્ર ને પ્રચંડ છે; તે જૂના વિચારોની ડોશીશાહી છે કે નવા જગતની આદર્શ

ગુજરાતણ છે—આ અને આવા અનેક વાદવિવાદો થતા ને એમાં વૃધ્ધો, પણ કોઇક કોઇક વાર સ–રસ સરસો કરતા.

જયવતિ વિદ્વાન હતી. તેને સંસ્કૃત આવડતું ને અંગ્રેજી પણ આવડતું; ને ઇતિહાસ ને વિજ્ઞાનની વાતો કરતી ને ગુંથણકળા કે પાકશાસ્ત્રનું શિક્ષણ પણ આપતી તેના વિદ્યાર્થીકાળમાં તે કોલેજમાં ભણી હતી; તેણે ભાષણો આપ્યાં હતાં ને વાદવિવાદ કર્યા હતા ને સસરા જીવતા ત્યારે વડિલોની લાજ પણ તે કાઢી જાણતી...પણ આજે જયવતિ કેવી છે તે કોઇ જાણતું નહિ. તે સુખી છે કે નહિ એ વિચાર સરખો પણ કોઇને ભાગ્યેજ આવ્યો હશે. તેનું પ્રફુલ્લ મોં ને હસતી આંખો તેનું ભિતર કોઇને જાણવા દેતાં નહિ...

બાર પંદર વર્ષ પહેલાં જયવતિને જોનાર હજી પણ જીવે છે. જયવતિનું જીવન જોઇ તે લોક આશ્ચર્યથી મુગ્ધ થાય છે. તેમાંનું કોઇક પ્રસંગોપાત તેને કહે છે કે પણ ખરું કે "જરૂર પડે લડાઇમાં પણ જશું, પ્રસંગ પડે દુનિયામાં ઘુમીશું ને એવું એવું કહેતાં ને કરતાં ત્યારે અમને જરાએ ખ્યાલ ન હતો કે તમે આવાં થશો." જયવતિ આવું સાંભળી ધીરૂં હસે છે, કોઇકવાર યોગ્ય ઉત્તર આપે છે, કોઇકવાર જાણે ભૂતકાળ તરફ કોઇક તેને પરાણે ખેંચી જતું હોય તેમ તે વિચારમાં પડે છે.

× × × ×

સાંજ થવા આવી હતી. સાંજ એટલે થાકયાનો વિસામો; પુરૂષોને ઘર આવવાની હુંસ ઘડી ને પ્રિયતમાઓના દિનવિરહની ઝંખનાની સમાપ્તિ; પ્રોફેસર વિદ્યુત ઘેર આવ્યો ત્યારે જયવતિ ઘરકામમાં હતી. વિદ્યુતને આવતો જોઇ તે ઉભી થઇ, ને એક મીઠા હાસ્યથી આવકાર આપી ઉભી રહી—એવું હાસ્ય ને એવો આવકાર કે જે મેળવવા સાતભવ સળંગ તપ કરવા આપણે સજ્જ થઇએ.

" કેમ ? કૈં ટપાલ છે ? "

એ મીઠા હાસ્યને હસનારના માલેકે પૂછયું.

" ના. "

જયવતિ સામે એક નજર કરી ન કરી વિદ્યુત છાપાંઓ લઇ કોચ પર પડયો, ને છાપાંઓ વાંચવા માંડયાં. જયવતિ પુરૂષને જોઇ રહી; પણ તેની આંખમાં શુદ્ધ અને નિર્મળ જ્યોત ઝગતી હતી.

નોકર ચાહના પ્યાલાઓ મૂકી ગયો. થોડીક વારે જયવતિએ કહ્યું:

" ચાહ ઠંડી પડે છે. "

વિદ્યુને વાંચતાં વાંચતાં આશરે હાથ લંબાવ્યો, ને ચાહ પીવા માંડી. આમ થોડીક વાર થઇ.

" સેલ્ફરોટફોલ્ટનો રાજા મરી ગયો, " વિદ્યુત બોલ્યો.

" એમ ? " જયવતિએ રસ લઇ કહ્યું...

રસીયણની વાત વણસાંભળી રહી. વિદ્યુત ફરી વાર વાંચવામાં પડયો હતો. વળી કૈંક યાદ આવતાં તે બોલ્યો. " અરે હા, " ને છાપા-માંથી મોં કાઢી તે બોલ્યો.

" પછી વીરભદ્ર તો અજમેર નહિ નીમાયો "—ને ફરી તે વાચનમાં ગુંથાયો.

" વીરભદ્રભાઇ નહિ નીમાયા, હેં ! એમ કેમ ? બધું લગભગ નક્કી હતું ને ? "

આ વખતે જયવતિથી આતુરતા રોકી ન રહી.

" બીચારા વીરભદ્રભાઇનું થઇ ગયું હોત તો કેવું સારૂં ? પણ એ તમને કોણે કહ્યું ? "

" વીરભદ્રનું થયું હોત તો ઠીક થાત, " વિદ્યુતે વાંચતાં વાંચતા કહ્યું. " કોઇ તારો ઓળખીતો નીમાયો છે. "

" મારો ઓળખીતો ? મારો તે તમારો નહિ ? " સકૌતુક જયવ-તિએ પુછ્યું.

" ના, કોલેજમાં કોઇ તારી સાથે હતો. "

જયવતિના અંગમાં ચમકારા થઇ રહ્યા. પૃથ્વી પર કોઇ દાનવ અવતાર લે ત્યારે ધરિત્રીના અંગમાં ચમકારા થાય છે એમ સાંભળ્યું છે તેવા.

" કોલેજમાં ? મારી સાથે, એનું નામ શું ? " જયવતિથી પૂછ્યા વિના ન રહેવાયું. વિદ્યુતે છાપું ઉંચુ મૂક્યું.

" નામ હું ધારૂં છું કે પ્રફુલ્લચંદ્ર. તને સાંભરે છે ? મને તો અક-સ્માત મળ્યા હતા. તને હજી સંભારે છે. મેં તેડ્યા છે. કદાચ આવશે. તને જૂની વાતો કરવામાં ગમ્મત આવશે. "

વિદ્યુતે ઘડિયાળ તરફ નજર કરી.

" અરરર. " તે બોલી ઉઠ્યો. " બહુ મોડું થયું. ચાલ હું કલબમાં જઇ આવું. કદાચ મોડું થશે. " કહી વેગભર વિદ્યુત જતો રહ્યો.

× × × ×

" કોલેજ ! પ્રફુલ્લ ! મને સાંભરે છે ? અહિં આવશે ? " જયવતિ ત્રીસ વર્ષની, જુવાનો કહે છે તેમ આશાના અખાડામાં રમી પરવારેલી જયવતિ, આશાની ગેંદો વડે રમતી કુમારિકા પેઠે પડી હતી. તેની વડિ-લતા. તેનું ગભીરપણું; તેનું ડહાપણ, ને તેની વિદ્વતા ઓસરી ગયાં હતાં. ભૂતકાળ ઠેકડા મારતા તેની નજદીક આવતો હતો. અને વર્તમાન, અને તેની સાથે સંકળાયલી વસ્તુસ્થિતિ હકદારને જગા આપતાં હોય તેમ દૂર સરી જતાં હતાં...

જૂના દિવસો, જૂની રમતો, જૂનું જીવન—બધાં જૂના મિત્રો પેઠે ખડાં થયાં: કૈં કૈં રમણીય પ્રસંગો અને નિર્દોષ પણ મધુર અનુભવો તાજા

થયાં; વર્ષો ઉપર બોલાયેલા બોલ ને અપાયેલા કોલ સંભાર્યા; ને સહામ-હેનતે અળગી કરેલી આકૃતિઓ સ્મૃતિ પટે ખડી થઇ.

જયવતિની આંખો આંસુથી ઉભરાઇ.

તે ભાન ભૂલી ગઇ હતી. તેને કંઇ દેખાતું નહોતું; માત્ર સરી ગએલી આશાઓ ને કરમાયલાં સ્વપ્નાઓ લેણદાર પેઠે તેના સન્મુખ ઉભાં હતાં ને તે તેને જોઇ રહી હતી.

તેને આવો અનુભવ આ પ્રથમ નહોતો. કૈંક વાર તેના હૃદયમાં આવા તુમલો આવતા પણ ગુણવતી સ્ત્રી તેને શમાવી દેતી. આ વખતે તેનાથી તેમ ન થયું; ને પરવશ થઇ, અશકત થઇ તે બેસી રહી ..

કૈંક વારે તે ઉભી થઇ. આંખો લૂછી, તેણે ચારેગમ જોયું ને અડગ પગલે પણ કાંપતા શરીરે તે ભીંત પાસે જઇ ઉભી રહી. ભીંત પર એક મોટી છબી ટાંગી હતી તે કોલેજનો ગ્રુપ હતો. છબિને હાથમાં લઇ, અનિમેષ આંખોએ તે જોઇ રહી. તેનું હૈયું ધબકતું હતું; તેના સુન્દર હાથ કાંપતા હતા. તેના લલિત કપાળ પર પરસેવો ફુટ્યો હતો. પળવાર પછી તે ગુંગળાતે અવાજે બોલી:

"પ્રફુલ્લ! ઓ પ્રફુલ્લ! તું મને હજી સંભારે છે? કદાચ! તું હજી પણ એટલુંજ ચાહતો હશે." છબિ હૈયે ચાંપી તે બોલી. "ઓ પ્રફુલ્લ મને માફ કર. મેં......"

"જયવતિ!" તેની પાછળથી ધીરો પણ ઠરેલ સાદ આવ્યો. જયવતિ ચમકી. સત્વર છબિ પાછી મૂકી દઇ તેણે પાછું જોયું, ને તેનાથી આવેશભર બોલાઇ ગયું:

"કોણ મારો પ્રફુલ્લ."

"હા. જયવતિ! હું-પ્રફુલ્લ . ..."

બસ! "મારા પ્રફુલ્લ"ની ક્ષણ જરા વારમાં ઉડી ગઇ હતી. પ્રફુલ્લે

તે ન જાણ્યું. એક પછી-બીજી એમ ઉતાવળે આવની ક્ષણોએ તે સુભગ ક્ષણને ટકવા ન દીધી; ને તે ક્ષણે બદલાનાં જયવતિ પણ બદલાઈ. થયેલી ભૂલ તેણે જોઈ. પોતાની નિર્જગતા તેને ખૂંચી. ધરા પાસે માર્ગ માગતી હોય તેમ અંગુઠા વડે ભોંય ખણતી તે ઉભી રહી. તેના મોં પર પશ્ચાતાપની છાપ પડી ચૂકી હતી.

પ્રફુલ્લે પણ તે જોયું; ને સમજ્યો.

"જયવતિ!" ધીરેથી તે બોલ્યો.

"પ્રફુલ્લકુમાર!" જયવતિ સ્વસ્થ થઈ બોલી: "આપણે હવે જૂનાં સ્મરણોને ભૂલી જવું જોઈએ, ખરું ને? અરે હા, પણ તમે બેસો તો ખરા. મેં તો તમને આવકાર પણ ન આપ્યો. રાખો, આવું છું." કહી જયવતિ અંદર જતી રહી.

પ્રફુલ્લ મૂઢ પેઠે બેઠો. ક્ષણમાં જયવતિમાં થએલો ફેરફાર જોઈ તે આભો બન્યો: પોતાની તીવ્રતમ વાસના આ અબળા ગણાતી સ્ત્રીએ કેટલી ઝડપ અને ચતુરાઈથી કળી લીધી ને દાબી દીધી એ વિચારે એ સ્ત્રી માટે હતું તે કરતાં બમણું માન વધ્યું. ફરીવાર જયવતિ આવશે ત્યારે કેવીક આવશે તેનો વિચાર થયો; ને અત્યારે એ શું કરતી હશે તેની કલ્પના કરતો બેઠો. તેની નજર બારણા તરફ જડી હોય તેમ ઠરી હતી. એટલામાં કોઈનો પગરવ સંભળાયો અને તેનું મન ઘેલુંતુર થઈ રહ્યું. થોડીવારમાં એક નોકર દાખલ થયો. ઈશ્વર પણ જબરો મશ્કરો હશે. પ્રફુલ્લને કૈંક નિરાશા થઈ, કૈંક ક્રોધ ચઢ્યો—જાણે કેમ માણસની આતુરતા પૂરવા કુદરત બંધાઈ ન હોય! પુરુષો—માણસો—પણ પૂરા બંડખોર હોય છે, નહિ?

"અલ્યા! તારાં બાઈ શું કરે છે?" પ્રફુલ્લે પૂછ્યું.

"ચાહ."

"ચાહ," પ્રફુલ્લ બબડયો...... "પણ વિદ્યુત પણ કેવો છે. આવી સ્ત્રી પાસે નોકરોનું કામ કરાવવાનું ? અમે કોલેજમાં પણ એનો પડતો બોલ ઉપાડી લેતા."

"અલ્યા, તારા શેઠના ઘરમાં રસોઈયો નથી કે બાઇ હાથે ચાહ બનાવે છે ?"

"ભઇ સાબ, એ તો કોક દિ'જ હાથે કરે બાકી તો અમે કાંઇ નથી ? બાઇને હાથે કરવું પડે તો થઇ જ રહ્યું ને, અમારા જીવતર પર ધુળ પડે."

પ્રફુલ્લ સાંભળી રહ્યો હતો "કોક દિ'જ હાથે કરે." તેણે વિચાર્યું. "એનો શો અર્થ ? શું માર ખાતર રસતરસી જયવતિ હાથે મહેનત કરે છે ?" એટલામાં નોકરના વાકયથી તેનું ધ્યાન ખેંચાયું.

"ભઇ શાબ, બાઇ તો નર્યાં દેવી જેવાં છે. તેમણે કૈં કામ કરવા જનમ લીધો છે ?"

"દેવી જેવાં છે ? ખરી વાત છે ?" પ્રફુલ્લ બબડયો. "પણ આ મન્દિરમાં તેની પૂજા થાય છે ? કદાચ......"

પ્રફુલ્લ વધુ બોલે તે પહેલાં જયવતિ ચાહના પ્યાલાઓ લઇ હસતી હસતી અંદર આવી ને બોલી :

"માફ કરજો, હં, પ્રફુલ્લકુમાર, ટેવ નહિ એટલે વધારે વાર થઇ—"

કેટલાક પ્રસંગે તો ચૂપ રહેવામાં જ સાર હોય છે. પ્રફુલ્લ પણ ચૂપ જ રહ્યો. ઉત્તર આપવો હોત તો તેને શો ઉત્તર આપવો તે જડે તેમ નહોતું.

"એ કહેતા હતા કે તમે અજમેર નીમાયા. કયારે જશો ?"

"આજ રાતે."

જયવતિએ ચાહ પીવા માંડી.

થોડીક પળો ગઈ. એ થોડીક પળોમાં પ્રફુલ્લનું મન પૂર જોસથી કામ કરતું હતું. અંતે તેનાથી ન રહેવાયું. ચાહ અર્ધી રહેવા દઈ તે બોલ્યો :

"જયવતિ! મને માફ કરજો; પણ તમે મને બહુ નીચ ધાર્યો. નહિ તો આમ કૃતિમ વાતો ન કરત; પણ હું એટલો નીચ નથી."

જયવતિએ પ્રફુલ્લ સામું જોયું. તે ઘડીક વિચારમાં પડી ને પછી સહેજ સ્મિત કરી બોલી :

"પ્રફુલ્લકુમાર, કોલેજ છોડયા પછી આટલાં વર્ષો થયાં તેમાં લીધેલા અનુભવે આવું જ શીખાડ્યું? હું તો માનતી હતી કે ચતુરાઈમાં કંઈ નહિ તો વધ્યા હશો. નોકરી પણ આમજ કરશો કે?"

પ્રફુલ્લ જયવતિ સામું જોઈ રહ્યો. કોલેજમાં ઘણીવાર આમ જ તે બીજાને નાનાં નાનાં કરી મૂકતી.

"પ્રફુલ્લચંદ્ર," તે ગંભીર થઈ બોલી. "તમે નીચ છો એમ હું જરા પણ ધારતી હોત તો તમે અહિં બેસી જ ન શકયા હોત. હું તો કંઈ કરૂં છું કારણ હું પોતે નિર્બળ છું. તમે લોક ધારતા હતા તેટલી હું આદર્શરૂપ હતી જ નહિ."

"જયવતિ! તમે કેવાં છો એ તમે શું જાણો? મેં... પણ, કંઈ નહિ. એ બધું નિરર્થક છે, તમે જેવાં છો તેવાં હું......"

"પ્રફુલ્લકુમાર, આગળ હવે વાતો કરવા જેવું કંઈ રહ્યું નથી. કહો, તમે આટલાં વર્ષો કેમ ગાળ્યાં? જીવન કેમ ગયું? કેમ જશે? દૂર રહ્યાં રહ્યાંયે અમને આટલી તો ઇંતેજારી થાય, હં."

છેલ્લું વાક્ય બોલતાં બોલાઈ ગયું; તેને એમ પણ લાગ્યું કે આવાં

અંગત સવાલો પૂછવાથી એઉની સ્થિતિ ઉલટી વિકટ થતી હતી. પાછળથી તે પસ્તાઇને નીચું જોઇ બેસી રહી; અને છતાં પ્રફુલ્લ તે સવાલોના શા જવાબ આપે છે તે જાણવા તેનું મન ઉત્સુક થયું હતું.

"એ બધું કહેવા, ને સાંભળવાજ અહિં આવ્યો છું. જયવતિ! કોલેજમાં અનેક વાર જેમ વાતો કરતાં, તેમ એકજ વાર, તેમ એક છેલ્લી વાર નહિ કહો? જે બન્યું છે તે પછી અહિં ન ફાવે તો બહાર જઇએ."

જયવતિ વિચારમાં પડી. પ્રફુલ્લ તેને ધારી ધારીને જોતો હતો. અંતે તે બોલી:

"ના, મારાથી બહાર નહિ અવાય." તેની નજર ભોંય તરફ હતી ને તેનો સ્વર અચકાતો હતો.

"જયવતિ, પણ......"

જયવતિએ ઉંચું જોયું. ધીમા પણ સ્વસ્થ અને શાન્ત સ્વરે તે બોલી: "પ્રફુલ્લકુમાર! વીતેલી ભૂલી જવી એ ડહાપણ નથી? કુદરતની કઠોરતા કે જે કહો તે કહો, ઇતિહાસમાં ને બીજે આવા તો અગણ્ય દાખલા બન્યા છે ને બનશે. તમારી વિદ્વત્તા તમને કામે નહિ આવે તો પછી બાજાનું શું? તમે તો પુરૂષ છો, અનેક પ્રવૃત્તિઓમાં, અનેક ધાંધલોમાં, જૂદા જૂદા દેશકાળમાં પુરૂષ મનને મચ્યું રાખી શકે છે પણ જેને રખ્યા જેવા જીંદગી જીવવાની છે, જેને મરેલી મુરાદો ને સ્મરણોની ભુતાવળિ..."

"બસ કરો, જયવતિ! આ બધું હવે અસહ્ય છે. શા સારૂં એ બધું વેઠો છો! હું કરગરી પૂછું છું, તમારા આવા રસિક અને કોમળ જીવને આમ શા સારૂ દહો છો?"

"એની રસિકતા અને કોમળતા કાયમ રાખવા." જયવતિએ

પ્રફુલ્લના મોં તરફથી આંખો ખેંચી લઇ કહ્યું, "પ્રફુલ્લકુમાર, તમને ખબર નહિ હોય, પણ તમે કહ્યું તેનો અર્થ સમજ્યા ? પ્રફુલ્લ, વિચારી જુઓ, તમે મારા જીવનને રસિક અને કોમળ કહો છો; અને એ રસિકતા અને કોમળતા જે વસ્તુને લીધે છે તેનેજ ડારવા તમે આગ્રહ કરો છો. પછી એ રસિકતા ને કોમળતા કયાંથી રહેશે ? પછી દેહવિલાસીના ભ્રષ્ટ વિલાસવેડા ને મારી કોમળ રસિકતામાં શો ફેર ? પ્રફુલ્લકુમાર, ઇશ્વરને ન ગમ્યું તે ન કર્યું તે કેમ બદલાશે ? તમારા હૃદયનો ભડકો હું સમજી શકું છું કારણ કે એવા જ અગ્નિની સ્થાપના કરી હું પૂજું છું; પણ એ પવિત્ર ત્યાં લગી રહે છે જ્યાં સુધી......"

"જયવતિ, અપવિત્રતાને અહિં શો સંબંધ છે ? મેં પહેલાંજ કહ્યું છે."

"પ્રફુલ્લકુમાર, મનને છેતરવાનો એ રાજમાર્ગ છે. મેં વર્ષો સુધી એમ કર્યું હતું. તમે પરદેશ સેવના હતા... પણ કૈં નહિ. આપણી ફુલવાડી નસીબના હાથીના પગ તળે રગદોળાઇ ગઇ છે. એ ચુંથાયલી ફુલવાડીના રૂદનમાં તમારી કિંમતી જીંદગી ન વિતાડશો. પ્રફુલ્લ ? તમારી કને કરગરીને એટલું હું માગી લઉં છું."

"જયવતિ" પ્રફુલ્લ ઉભો થયો ને બોલ્યો: તમે કદી કૈં માગ્યું નથી. પણ તમે જાણો છો કે માણસનું મન માણસને વશ નથી, છતાં હું પ્રયત્ન—અનતો પ્રયત્ન કરીશ."

બેઉ ઘડીભર ચૂપ રહ્યાં.

"પ્રફુલ્લ......"

જયવતિ બોલતા જતી હતી, એટલામાં નોકરે કહ્યું :

"બાઇ, શેઠ પૂછે કે તમે વાળુ કરવા આવશો કે વાર છે ?

જયવતિ જોઇ રહી. પોતે કઇ સ્થિતિમાં છે તેની તેને સમજ ન પડી.

"પ્રફુલ્લકુમાર, કાલે બે વાગે કૉલેજમાં મળીશ. આવશો ? આવજો." કહી તે ઉભી થઇ ને નોકરને ઉદ્દેશીને બોલી :

"શેઠ કયારે આવ્યા ?"

"કયારના આવ્યા છે. ઉપર કોઇ આવ્યું છે એમ મેં કહ્યું. તે વાડીમાં બેઠા હતા."

ઝડપબંધ જયવતિ નીચે જતી રહી.

× × × ×

ઇશ્વરે રાત્રિ ન સર્જી હોત તો મનની કયારે ગુંચો કયારે ઉકેલાત?—દાઝેલાંઓ શાંત કયારે થાત ?

જયવતિની આખી રાત વિચારોમાંજ ગઇ એમ કહેવું એટલે કોઇને એવો અનુભવ હશે જ નહિ એમ કલ્પી લેવું—

જયવતિ દુનિયાના ડાહ્યાંઓથી પણ ડાહી હતી; આપણા કડવા ટીકાકારો કરતાં તે કૈં ઉતરે એમ નહોતી. રાતના એકાંતમાં, દિવસે થયલી ભૂલો તેણે જોઇ, તપાસી ને પ્રાયશ્ચિત અર્થે તપશ્ચર્યા કરી; ને છતાં ઇશ્વર ડાહ્યાંના ડાહ્યાંઓને પણ ઘણી વાર ભમાવે છે, એ શું સાચું નથી ? મારો પ્રફુલ્લ ત્યાં આવ્યો જ કેમ? તેણે શા સારૂં એના જીવનના શાંત જળતરંગમાં વિક્ષેપ કરવો જોઇતો હતો ?—એવા પ્રશ્નોને કોણ જાણે કોણ મર્માળા ઉત્તર આપતું : "તે કયાં વગર બોલાવ્યો આવ્યો હતો ?"... "પ્રફુલ્લને તેણે શા માટે આટલું ઉત્તેજન આપ્યું ?" "એ તો પાપ કહેવાય," વગેરે પ્રશ્નોના પણ એવાજ ઉતરો મળતા ને આખરે તો બેવફા મન એકજ વિચાર પર તેને ઘસડી લાવ્યું : "એક-છેલ્લીવાર અમે મળીએ તો શું ?" × × રાત્રિની આવી મનોવેદનાથી કોને સાચો રસ્તો સુલભ થયો છે? યાતના અને મનોવેદનામાં તેણે આખી

રાત ગાળી; ને રાતે કરેલા વિચારોના રજકણ ચોંટયા હોય તેમ તેની આખી સવાર પણ એવી વ્યગ્ર દશામાં જ પૂરી થઇ.

બપોર પાસે આવતી ગઇ તેમ તેમ તેની ચિત્તવ્યથા વધી. તેનું નિર્મળ સ્ત્રીત્વ તેને અટકાવતું ને જૂનાં ખંડિયેરો જેવાં ભૂત સ્મરણો તેને એક છેલ્લીવાર પ્રફુલ્લ–તેના જૂના પ્રફુલ્લને મળી લેવા, જોઇ લેવા લલચાવતાં–આખરે સતી હારી–મનની વ્યાકૂળ દશામાં ઇતિહાસ પ્રસિદ્ધ ભૂલો થઇ સાંભળી નથી?–આખરે વય અને દિક્ષાકાળના વંડાઓ તોડી ભૂતકાળ તરફ જવા મન લલચાયું. આખરે બુદ્ધિ હારી અને હૃદય જીત્યું.

રસ–નાયિકા પ્રિયતમની પાસે જવા સજ્જ થાય છે તેનાં વર્ણનો યાદ છેને? તેનાથી પણ વધુ ઉમળકાથી જયવતિ કોલેજમાં જવા તૈયાર થતી હતી–રસનાયિકા તો અધુરો રહેલો શણગાર બીજે અવસરે સજી શકે છે; જયવતિને આવો આ છેલ્લો પ્રસંગ હતો. તેના રસિક હૃદયે વયની ગણના કરી–પોતે અઢાર વર્ષની નવયૌવના નથી એ વાત અનુભવી રસિકા વિસરી ગઇ. તેનું કરમાયલું યૌવન ફરીવાર મ્હેંકી ઉઠયું. આશાનો અખાડો મોટેરાઓ માટે ખુલ્લો નથી? તેનું મન પ્રફુલ્લ સ્વપ્નાંઓ રચતું હતું; તેની લાગણીઓ કબરમાંથી સજીવન થઇ હતી; તે જમીન પર પગ માંડતી નહોતી......

તે સજ્જ થઇને ગાડીની રાહ જોતી બેઠી. આવે પ્રસંગે એક પળ એક એક જુગ જેવડી લાગે છે, એ જૂની વાત તો ડોશીઓ પણ જાણે છે, ને રસભેર સંભારે છે......

વખત વીતતો હતો; ને જયવતિની આતુરતા વધતી હતી. એટલામાં અચાનક દાદર પર અવાજ થયો. ને ધમધમ કરતું કોઇ ઉપર આવ્યું.

“ બા! તું કયાં જાય છે? હેડ માસ્તર મરી ગયો તે નિશાળે રજા પડી. હવે મને સાથે લઇ જા.”

જયવતિ આભી બની ગઈ—તેના મનમંડપો તુટી પડ્યા; તેની શક્તિ ક્ષીણ થઇ ગઇ; સહસા તે બેસી પડી. એક ક્ષણમાં નાના અનિલને લઇ, તેને છાતી સરસો દાબી, ચૂમીઓ લેતી તે મોટે સાદે રોઇ...

"બા, બા, તું કેમ રડે છે?"

"ભાઇ, દીકરા, તેં મને ઉગારી" જયવતિથી વધુ બોલાયું નહિ. શું થયું તેની નાના અનિલને હજીયે સમજ નથી.

ઉતાવળે: "રા. પ્રફુલ્લકુમાર, હું આવી નહિ શકું. તમારૂં જીવન સફળ થાવ એવા મારા આશીર્વાદ છે. લી. જયવતિ" એવી ચીઠ્ઠી લખી નોકર જોડે તેણે મોકલી આપી. ને ફરીવાર અનિલને ખોળે બેસાડી, તેના વાળ સાથે, મોં સાથે, ગેલ કરતી તેને ચૂમીઓ લેતી ને રોતી તે બેસી રહી...

અંતે સતી હારી, પણ માતા જીતી.

ઘુઘવતા, તોફાની મહાસમુદ્રની અધવચમાં અંધારી રાતે એકાદ વહાણ ડુબતું હોય ને સાવ છેવટની ઘડીએ, જ્યારે બધી આશાઓ વણસી ગઇ હોય ત્યારે કોઇ નાનકડી હોડી બચાવ માટે આવી ચઢે એ કેવળ કલ્પનાની વાતો નથી.

દુનિયામાં થોડાજ પુણ્યશાળીઓ રહ્યા છે; એમાંથી એક પણ વિરોધપક્ષે જાય તો ઇશ્વરીપક્ષ એટલો નિર્બળ થાય છે એટલું તો ઇશ્વર પણ જાણે કે જાએ ને? ઇશ્વરનો શું એમાં સ્વાર્થ નથી?

# લીલાવતી

( લીલાવતી કનૈયાલાલ મુનશી )

[નવા વિચારોનો પ્રચાર કરવા કેળવણી પામેલી સ્ત્રીઓએ લખવાનું હાથ ધર્યું. પરિણામે એમનાં લખાણો શુદ્ધ સાહિત્યમાં વધારો કરવાને બદલે પ્રાસંગિક બન્યાં, અને એમણે જે જે લખ્યું તે ઉપયોગ પુરતું જ હોવાથી એમના સાહિત્યમાં નામ સરખો પણ પ્રભાવ પડેલો જણાતો નથી.

જ્યારે સ્ત્રી લેખિકાઓની આવી સ્થિતિ હતી ત્યારે સીમાચિહ્ન ઉભું કરનાર સૌ. લીલાવતીના 'રેખાચિત્રો અને બીજા લેખો' (૧૯૨૫) નામની કૃતિ આવી.

(15)

'ગુજરાત' માસિકના આરંભ પછી 'રેખાચિત્રો' લખી એમણે પોતાની શક્તિઓ બતાવી. હિંમત, નવા વિચાર ને નવી શૈલી—એ દરેકનાં સૂચન 'રેખાચિત્રો'-માંથી આપણને મળે છે. અને એ રેખાચિત્રોનું પરિપક્વ સ્વરૂપ અને સફળતા 'પ્રકીર્ણ રેખાચિત્રો' માં સૌ. લીલાવતી સાધે છે. નવાજ દૃષ્ટિબિંદુથી તપાસી ચરિત્ર નિરૂપણની કલા 'દ્રૌપદી'માં નવા વિચાર પ્રમાણે એ સફળતાથી દર્શાવે છે.

'રેખાચિત્રો'થી નવીનતા આણી અને પછી 'પ્રકીર્ણ'માં બુદ્ધિનો વિકાસ દર્શાવ્યો છે. એ નવીન વિચારોનો ઉપયોગ એમના નિબંધોમાં જોવામાં આવે છે. જરા પણ અચકાયા વિના છૂટથી ને સચોટતાથી એ પોતાના વિચારો રજુ કરે છે. નારીવાદમાં એ પૂર્ણપણે માનતાં લાગે છે; અને સ્ત્રીઓના સમાન હક્કની પ્રવૃત્તિ અને સાથે પુરૂષો પ્રત્યેનો તિરસ્કાર પણ આ નિબંધોમાં જણાઇ આવે છે. પરંતુ એ નિબંધો કરતાં સાહિત્યવિષયક નિબંધોમાં એમનું રસાસ્વાદનું ધોરણ સારૂં દેખાય છે. વખતોવખત 'પ્રવાસ'નાં રસભરી શૈલીમાં એમણે વર્ણનો કર્યાં છે, અને પ્રવાસોમાંથી પણ એમના નવા વિચારો જણાયા વિના રહેશે નહિ.

વિવિધ વિષયો પર સૌ. લીલાવતીએ હાથ અજમાવ્યો છે, પરંતુ દરેક સ્થળે મુખ્ય આકર્ષણ એમની અર્થવાહી સોંસરી પેસી જતી શૈલીનું છે. એ શૈલીમાં તેજ છે, અને એને લીધેજ એમનાં લખાણો રસપૂર્ણ બને છે.

જે નવા વિચાર ને નવી શૈલી એમનાં 'રેખાચિત્રો' ને 'નિબંધો'માં સફળતા મેળવે છે તેજ એમના સાહિત્ય સર્જનમાં પણ આગળ નજરે પડે છે. સર્જનાત્મક સાહિત્ય તરીકે ને સૌ. લીલાવતીના પ્રતિબિંબરૂપે જો કોઇ પણ વિષય લખાયો હોય ને ઉત્તમ રીતે સફલ થયો હોય તો તે આજ છે. બેશક, રેખાચિત્રોની નવીનતાથી એમને વિજય મળ્યો હતો. પરંતુ એમાં રહેલી આછી રેખાઓમાં ચિરંજીવ તત્વો નથી. 'દ્રૌપદી' જેવાં એક બે રેખાચિત્રો ઉંચી કક્ષાએ પહોંચે છે. પરંતુ સનાતન તત્વો આલેખતી એમની મૌલિક નવલિકાઓનું સ્થાન બહુજ ઉંચું છે, અને આપણા પ્રથમ કક્ષાના નવલિકાકારમાં એ બેસી શકે તેમ છે.

એમના લેખ સંગ્રહમાં સાત વાતો છે, પરંતુ એટલી વાતો ઉપરથી પણ

એમની કલાનું જ્ઞાન આપણને સ્હેજમાં થાય છે. એમની વાર્તાઓમાં વસ્તુગુંફનની ગુંચવણ જરા પણ હોતી નથી. નવા વિચારોથી ભરેલાં પાત્રો હોય છે પણ તે પોતાના ભાવ પ્રદર્શિત કરવામાં ને વિચારો રજુ કરવામાં રોકાવાથી સુરેખ છાપ પાડી શકતાં નથી. હૃદયનાં મંથન આલેખવા ને દીલનાં દર્દ કહેવા આ વાર્તાઓ લખાઇ છે. 'પાંચ પત્રો' વાંચીએ તો માલવિકાની લાગણીઓ વિના આપણને બીજું કશુંજ જાણવા મળતું નથી. પરંતુ એ લાગણીઓનું વર્ણન કવિત્વભરી રીતે હૃદય ચીરી નાખે તેમ કરૂણ.ભર્યું લેખકે આપ્યું છે એમાં વસ્તુ ને પાત્ર નામના-જ છે. લખવાની પદ્ધતિ નથી.

નવલિકાનાં લક્ષણોની દૃષ્ટિએ ઉંચું સ્થાન પામે એવી વાતો 'ઝાંઝવાનાં જળ' અને 'અવસાન–દીલનાં ને દેહનાં' છે. પહેલી વાતમાં તો લેખકે સાદી વસ્તુને પણ નવો જ વળ આપી કરૂણ કલાત્મક કૃતિ આપણને આપી છે. 'ઝાંઝવાનાં જળ'માં સ્ત્રી તરીકેનો અહં રાખતી ને પુરૂષોને નિંદતી સ્ત્રી પુરૂષને જ ચહાય છે. છેવટે એ માણસ ભયંકર લાગે છે ને તે પ્રેમમાં રીબાય છે. નારીવાદ સાથે કલા શુધી લેખિકાએ કરૂણ નવલિકા આપણને આપી છે.

પરંતુ એથી ય અધિકતર કરૂણ કલાત્મક કૃતિ વિધવાના જીવનમાંથી 'અવસાન–દીલના ને દેહના'માં એમણે આપી છે. એમાં વસ્તુ નામ માત્ર છે. હૃદયમંથન ને ભાવજ એમાં છે. પરંતુ વિધવાવસ્થામાં દીલનાં ઉઘડવાં અને માતૃપદ વધી જતાં એ દિલનાં અવસાન થવાં એ કરૂણ ચિતાર સચોટ અસર કરે છે. વિધવાલગ્ન કરાવવાને બદલે શાન્તનુને લીધે માતા કીશોરીને પરણતી નથી.

આમ આ વાતોમાં હૃદયમંથનોજ છે: ને મંથનોનું પરિણામ કરૂણ છે. કરૂણ આવવાનું કારણ એ છે કે પાત્રો પ્રેમને વહેતો રાખી સાથે આવી પડેલી સ્થિતિ સ્વીકારે છે, ચહાય છે છતાં પણ પહેલી વાતમાં પુતળું ગણનારને સરતમાં છતવાની ઇચ્છા રાખનારને મળતી નથી: માલતી રમેશને ચહાય છે છતાંય પ્રોફેસરનું રક્ષણ કરવા રહે છે: કીશોરીને ચહાય છે છતાંય વિધવા પુનર્લગ્ન કરતી નથી: ને 'પ્રસન્નવદન'માં સુંદર ચહાય છે છતાં વિનોદને બધું ભૂલી જવાનું કહે છે: ને 'પાંચ પત્રો'માં તો રસરાજ પાછળ મરે છે. હૃદયને, લાગણીઓને

અંદરથી ઉછળતાં રાખી પોતાની સ્થિતિ પાત્રો ભોગવી લે છે અને આગ્રહ સહન કરતાં હોવાથી કરૂણરસ સરસ ઉત્પન્ન થાય છે, અને કલાકૃતિ તરીકે ઉંચું સ્થાન પામે છે. દરેક વાર્તાઓમાં પોતાના નવા વિચારો તો છેજ. પરંતુ દુનિયાની સાથે સંઘર્ષણમાં નવા વિચારવાળું પ્રેમીજીવન કરણમાં જ પરિણામે છે.

'અનુભવ વિનાનાં'—એને નવલિકા કહેતાં છૂટા છૂટા પ્રસંગોવાળી લાંબી વાત કહેવી યોગ્ય છે. એક પ્રસંગ અહિં નથી પરંતુ 'અનુભવ વિનાનાં' દેખાડવાનાં હોવાથી છૂટા છૂટા પ્રસંગો વધારે આપવા પડયા છે ને ત્રણ પાત્રો પ્રાધાન્ય લે છે. પરંતુ જે ચિતાર આપ્યો છે ને શ્રીદેવીને જે સ્નેહપૂર્ણ બેસમઝ નિર્દોષ બાલકી ચીતરી છે ને જે યૌવનનો નિર્દોષ આનંદ લે છે એમાંજ એનું મહત્વ છે. લાંબી વાત થઇ હોવાથી શ્રીદેવીનું પાત્ર વિકસે છે. પરંતુ વાર્તાનો અંત એટલો બધો આકસ્મિક કરી દેવામાં આવ્યો છે કે આવી સારી વાર્તાને કૃત્રિમ સ્વરૂપ આવી જાય છે એ ડંખે છે.

સૌ. લીલાવતીનું સ્થાન સર્જનાત્મક સાહિત્યમાં એમની આ નવલિકાઓને લીધે ઉંચું છે અને નવલિકાવિકાસમાં પણ શિક્ષિત સમાજની સ્ત્રીનું દ્દદય દર્શાવતી કરૂણ વાર્તાઓ તરફ એમણે પ્રવાહ ચલાવ્યો છે.

'અવસાન–દીલનાં કે દેહના' અને 'ઝાંઝવાનાં જળ' 'રેખાચિત્રો અને કેટલાક લેખો' (૧૯૨૫)માંથી લેવામાં આવી છે.]

# ઝાંઝવાનાં જળ

## ૧

વાંચનાર ! અનેક કવિઓની કલ્પનામાંથી ટપકતો પ્રેમનો પ્રવાહ તેં વાંચીને અનુભવ્યો હશે. પ્રેમની સંપૂર્ણતાનાં ગુણગાન તેં ઘણાં ઘણાં સાંભળ્યા હશે. પણ તારા કલ્પનાના રાજ્યની સંપૂર્ણતા તારા અનુભવના પ્રદેશમાં કદી નીહાળી છે ?

એક સમય એવો હતો કે જ્યારે હુંયે એ પ્રદેશની સંપૂર્ણતાનો બહુ બહુ વિચાર કરતી હતી. પણ કલ્પનાઓ જો સત્ય થવાને સર્જાએલી હોયં તો એને કલ્પનાજ શાને કહેવાતે !

હું કોણ હતી એ જાણવાની કોઇનેયે શી જરૂર હોય. કોઇને જીજ્ઞાસા હોય તો તે તૃપ્ત કરવાની મારી ઇચ્છા નથી. છતાં યે સુગમતાને ખાતર હું થોડી ઘણી તો સ્પષ્ટ થઇશ.

સુધારક પિતાની હું એકની એક લાડકી હતી. માતા તો હું એને ઓળખું તે પહેલાં જ ઉડી ગઇ હતી. મારા પ્રિય જનો જ્યારે મારી જીંદગીમાંથી જતાં રહે છે કે હૈયામાંથી જવાના પ્રયત્ન માંડે છે ત્યારે મને એ બધાં દૂર દૂર ઉડી જતાં હોય એમ જ લાગે છે. ઉડી ગયલાં પંખી પાછાં કયારેયે આવતાં હશે?

પિતાને હું પ્રાણસમી વહાલી હતી. જગત જેને કેળવણી કહે છે તે તેમણે મને પુત્ર સમી ગણીને આપી હતી. પરણવાનું તો મારે હાથે જ શોધવાનું હતું.

પણ એ સમયે પરણવાનો મને બહુ મોહ ન હતો. 'ટેનીસન'ની 'પ્રીન્સેસ' જેવી જ કંઇક મારી વૃત્તિઓ હતી. પુરૂષોનો મને તિરસ્કાર ન હતો. પણ એમના કાર્યોની પછવાડે રહેલું એમનું અહં મને બહુ સાલતું. એમના પુરૂષત્વની નીચે સ્ત્રીત્વને તેઓ દબાએલું જ રાખવા માગતા તે હું સ્પષ્ટ જોતી. મારૂં સ્ત્રીત્વ કોઇના નીચે દબાઇ જાય એ ખ્યાલ જ મને અસહ્ય હતો.

પણ હું શુષ્ક ન હતી. પુરૂષત્વ મને ગમતું; પણ તેની નીચે છુપાએલું અભિમાન નહિ. મારા સ્ત્રીત્વનો જેને આદર હોય એવા કોઇ નરકેસરીને જ મારે તો વરવો હતો, એવો કોઇ મળશે એવી મને ખાત્રી ન હતી. મારી કલ્પનામાં મેં એક ભવ્ય પ્રતિમા ઘડી હતી. બધાંને હું એની સાથે સરખાવતી, અને બધા તુચ્છ જણાતા. આવાઓને હું પરણું?

મારા આવા વિચારોની ધૂન મારા પિતાજીથી અજ્ઞાત હતી. એ એ વિષે મને કંઇ કંઇ સૂચન કરતા. 'બેન! તું કંઇ વિચાર કરે તો સારૂં. હું નહિ હોઉં તો, તારૂં શું થશે!'

"બાપાજી! તમે કહો છો તે હું સમજું છું. પણ મારૂં મન તમારે ત્યાં હું શું કરૂં?" હું કહેતી, અને જરા ઉત્સાહી સ્વરે ઉમેરતી કે "તમે

મને પુત્ર સમી ગણીને ઉછેરી છે અને કેળવી છે. એ સંસાર એકલે હાથે તરવાનું મને ભારે નહિ પડે."

"પરણવું એ શું બધાને આવશ્યક છે? બાપાજી, તમારા સ્નેહમાં હું બહુજ સુખી છું." કોઈક વાર હું કહેતી. પિતાજી પાસે એના ઉત્તરો તો ઘણા હતા. પણ તોયે એ મને બહુ દબાણ કરતા નહિ. એમના એકલા જીવનમાં માત્ર હું જ વ્યાપી રહી હતી. મને ખોવાનું એમને બહુ નહિ ગમતું હોય. ગમે તેમ. અમે પિતાપુત્રી આમ ને આમ કાળ નિર્ગમતા હતા.

જગતે અમને છેક વિસારે નહોતાં નાખ્યાં. મારા મનથી હું ખરાબ નહોતી દેખાતી, લોકોના મનથી હું જરા દેખાવડી હતી. બધી છોકરીઓમાં હું વધારે ભણેલીમાં ખપતી. મારે માટે ઘણાં માગાં આવતાં. સરત પણ ચાલતી. પણ મારે કોઈનો ખપજ ન હતો.

મારા સ્વામીનાથની પદવીને શોભાવે એવો એમાં એકે ન હતો. મારા સ્ત્રીત્વને નમે, એના હૃદયની રાણી કરે એવોયે આમાં કોઈ ન હતો. પરણ્યા પછી પરણનારને મન તો હું ભાર્યાજ થવાની હતી. મારે તો સહચાર સાધવા હતો, જો હું કદીયે પરણું તો. પત્નીઓ તો મેં ઘણી જોઈ છે. એવી પત્ની થવાને જ મારું હૃદય તલસતું ન હતું.

૨

મારા એકલવાયા જીવનના કેટલાય દિવસો આમ ને આમ વહી ગયા: મિત્રોમાં મારાં પુસ્તકો હતાં. સાથી ગણું તો પિતાજી હતા. મારા કલ્પનાશીલ ચિત્તે જગત વધારે ભવ્ય કલ્પ્યું હતું. મારા અંતરની દુનિયા સાથે સરખાવતાં બહારની દુનિયા મને ક્ષુદ્ર લાગતી. મારી કલ્પનામાં સત્યના રંગ પુરે એવા ભવ્ય આત્માઓને હું ખોળતી પણ ન જડતા. જગત સાથે હું મીઠી હતી, પણ મૈત્રી તો કોઈ સાથેજ ન હતી.

ઘણીવાર મારા એકલવાયા જીવનની અપૂર્ણતાઓ મને સાલતી. કલ્પનાને મૂર્ત સ્વરૂપો આપવાને ઘણા પ્રયત્નો હું આદરતી. મને કંઇ ઉંચી ઉંડી વાંછનાઓ થતી. મને લાગતું કે જગતમાં તે સફળ થવાની નથી.

મારે હવે કોઇ મિત્ર જોઇતો હતો. પુસ્તકો કરતાં જેના એક શબ્દથીયે વધારે જ્ઞાન મળે એવો મિત્ર, એના ક્ષણવારના સંગાથમાંયે જન્મોજન્મની નિર્ભયતા પમાય એવો સાથી મારે જોઇતો હતો.

બાલ્યકાળથી જ હું કલ્પનાશીલ બહુ હતી. મારા તરંગને અનુરૂપ માનવીઓ મને નહોતા મળ્યા. પર્વતસમી અડગ સ્થિરતા ને સ્થિતિ મારા જીવનમાં જણાતી. અંતર જોવાની તો જગતને વૃત્તિ જ ક્યારે હોય છે! મને દેખાડવાનીયે પરવા ન હતી.

અચિંત્યો એક દિવસ મારી શાંતિમાં ભંગ પડયો. યુવાવસ્થામાં પિતાજીને એક પરમ મિત્ર હતો. તેનો એક પુત્ર અમારા ગામમાં વસવા આવ્યો હતો. પ્રિય મિત્રના પુત્ર પર પેટના પુત્ર જેટલું જ હેત પિતાજીને આવ્યું, અને પોતાની સાથે વસવા આગ્રહ કર્યો. એ આગ્રહ સફળ તો ન થયો, પણ એને બદલે એ અમારો નવો મિત્ર ઘણું ખરૂં દરરોજ અમને મળવા આવતો. પહેલી ઓળખાણેજ અમે મિત્રો થયાં.

કલ્પનાઓથી હું હવે થાકી ગઇ હતી, સ્વપ્નો જોયે હવે સંતોષ ન હોતો વળતો. એ બધાનો સાક્ષાત્કાર કરવા હું તલસતી.

તે આવ્યો ત્યારથી જ મને ગમ્યો. એનું ગાંભીર્ય અને આનંદ કરવાની વૃત્તિ બંને સંપૂર્ણ હતાં. જગત એણે વધારે જોયું હતું. મારા કરતાં એની કલ્પનાઓ વિશાળ હતી. એના ચિત્તમાં સદાએ બુદ્ધિની તરંગપરંપરા ચાલતી. અસ્થિરતા એનામાં બહુ હતી, પણ એ તો એને સ્થિર થવાનું સ્થાન જ નહિ મળ્યું હોય એમાં હશે.

અમે રોજ મળતાં. મારી થાકી ગએલી કલ્પનામાં હવે કંઇક નવો વેગ આવતો હતો. શુષ્ક જણાતા વિચારોમાં કંઇક નવુંજ બળ જણાતું હતું. અમે બંને સાથે વાંચતાં. એના બુદ્ધિપ્રધાન સ્વભાવનો મારા કલ્પનાશીલ મન સાથે ગંગા યમુના જેવો સંગમ થતો. નિર્જીવ જણાતા મારા ગતકાળનાં સ્વપ્નો સાંભળવામાંયે એને રસ પડતો. એને યે એના જીવનમાં કોઇ રસ લેનાર નહોતું મળ્યું. એની મહાત્વાકાંક્ષાઓમાં પ્રેરકબળ કોઇએ નહોતું પ્રેર્યું. આવી ભવ્ય આશાઓની સંચાલક વિધાતા હું બનું ?

કલ્પનામાં મેં એક સંપૂર્ણ ભવ્ય પુરૂષ કલ્પ્યો હતો. પણ એવો સંપૂર્ણ પુરૂષ હોય તો મારી અપૂર્ણતાઓને એ કયાં સમાવે ? આની અપૂર્ણતાઓ હું જાણીતી, એની મહાનતાની પ્રતિતિયે મને હતી. એ અપૂર્ણતાઓને સંપૂણ કરવાની કલા મારામાં હશે ? બાળક જેવો એ સરલ જણાતો. એનામાં પુરૂષત્વનું પેલું ' અહં ' છુપાઇ રહ્યું હશે ?

દિવસે દિવસે અમારી મિત્રતા વધતી જતી હતી પિતાજીને મન એ એક સુંદર આશા હતી. પુત્ર જેવો વહાલો મિત્રનો પુત્ર અને આંખની કીકી સમી લાડકી પુત્રી વરે એ એમના મનથી સોનું ને સુગંધ મળ્યા જેવું હતું. એમની ઘડપણની લાકડી જેવી હું, તેને રજની પરણશે તોયે ખુંચવી નહિ લે અને સાથેજ રહેશે એવો એમને દૃઢ વિશ્વાસ હતો. ટોળ કરતી દુનિયાની આંખમાં ધુળ પડશે એવોયે એમનો ઉંડોઉંડો છાનો સંતોષ હતો.

એક દિવસ એક સરસ કાવ્ય હું વાંચતી હતી. હમણા હમણાથી રજની રોજ નહોતો આવતો. એ આવે ત્યારે આ કાવ્ય અમે બંને સાથે વાંચીશું એવો વિચાર હું કરતી હતી. ચોળેલા કેશ સુકવવાને છુટા નાખી હું વિરામાસન પર પડી હતી. છાતી આગળ પુસ્તક રાખી હુ

એક પછી એક પાના ફેરવ્યે જતી હતી. વાંચતા વાંચતા મારી આંખ મીંચાઇ ગઇ. પુસ્તક ત્યાંનું ત્યાંજ પડી રહ્યું.

મારી મીઠી તંદ્રામાંથી અચીંતી હુ જાગી ઉઠી. રજની ક્યારનો રે સામે આવી બેઠો હતો. મને જાગતી જોઇ એણે જરા સ્મિત કર્યું.

"તમે ક્યારના આવ્યા, રજની ભાઇ? મને કેમ નહિ ઉઠાડી?"

"તમારાં મીઠાં સ્વપ્નોના વિકાર તમારાં મોં પર તરી આવતા હતા તે જોવાનું મને ગમ્યું. શું સ્વપ્ન હતું એ?"

"તમારી સાથે આ કાવ્ય વાંચવાનો વિચાર કરતાં કરતાં જ હું ઉંઘી ગઇ હતી. અને સ્વપ્નું પણ એવું જ આવ્યું."

મેં એને પુસ્તક આપ્યું. એણે પાના ફેરવવા માંડયાં. એને વાંચવાની વૃત્તિ હોય એમ નહિ જણાયું.

એની આંખોમાં કંઇ જૂદું જ તેજ મેં પારખ્યું. મેધાના ચમકારા આજ એમાં નહોતા. ભાવનાના ઓઘ આજે તો એમાં ઉછળતા હતા. અને કંઇક સમજાયું કંઇક નહિ પણ સમજાયું. મે એને પૂછવાની હિંમત નહિ કરી. મારૂં મન તો આજ પેલા કાવ્યમાં હતું. આવું સુંદર કાવ્ય રજની ફરી આવે ત્યાં સુધી વાંચ્યા વિનાનું રહી જાય એ મને રૂચતું ન હતું. મારી સૂચનાને બળે એ મારી સાથે વાંચવા આવીને બેઠો. મેં વાંચવાં માંડયું, પણ એનું તો ચિત્ત કયાં હતું?

"કલા! મને સાંભળશે?"

ચકિત થઇને મેં ઉંચે જોયું. રોજનો સ્વસ્થ રજની ને આજ હતો

આજ એ બહુ ગંભીર જણાતો હતો. એના હૃદયમાં રહેલા શબ્દો મુખપર લપાઇ ગયા હતા. એ શરૂ કરે તે પહેલાંજ મેં એ વાંચ્યા હતા. મેં નયન નીચાં ઢાળ્યાં.

એના હૃદયમાં રહેલા ભાવને એ માર્ગ આપતો હતો. સ્નેહીની

ઉત્સુકતા કરતાં એમાં શાણુપણ વધારે ભાસતું. વિજયની ખાત્રી હોય એવી એના શબ્દોમાં સ્થિરતા હતી. એની ગંભીરતામાં મને ટાઢાશ વધારે લાગી. એ ભવ્ય લાગતો, પણ એ ભવ્યતામાં ઉમળકો ન હતો. એના છેવટના શબ્દો નિદ્રામાંથી ઝબકી જાગતા માણસની માફક મેં સાંભળ્યા.

"કલા ! તું મારી સહચરી થશે ?"

મેં એની આંખોમાં ઉંચું જોયું. આ અડગ જણાતા માણસે મારા હૃદયના કોટને ઘણા દિવસથી ઘેરો ઘાલ્યો હતો. એના દર્શનની હું રાહ જોતી, એના શબ્દો મારા કર્ણમાં રણકતા, પણ એનું આ અભિમાન; મને ઉપકાર કરતો હોય તેવી આ રીત. એની દ્રષ્ટિમાં વિજય ભભુકતો. એ મારો સ્વામી બને ?

"મને માફ કરશો ! મારાથી નહિ બને." ઉત્તર આપવાનો હું વિચાર કરું તે પહેલાં તો ઉત્તર અપાઇ ગયો.

એની આંખનું તેજ જરા ઝાંખું પડ્યું. પણ દ્રઢ સ્વરે આણે માત્ર આટલાજ શબ્દો કહ્યા.

"હું એ માનતો નથી. ફરીવાર હું પાછો આવીશ." અને તે ગયો.

## ૪

મારૂં અંતર આ વખતે ઉછાળા મારતું હતું. અભિમાનના ઝુલા પર મારૂં હૃદય ઝુલતું હતું. પુરૂષોની આખી જાત પર જ મને અણગમો આવતો હતો.

મારામાંથી પ્રાણ છુટા પડતા હોય એમ મને લાગ્યું. મારી એકની એક આશા પેલે પાર તરી ગઇ હતી. શું એ મારૂં અંતર ચીરવાને જ આવ્યો હતો !

એને મારે માટે સ્નેહ ન હતો. સ્નેહ હોય તો એ એને સ્નેહનું નામ ધરતું જ ન હતું. એના શબ્દોની મોરલી પર મારો આત્મા નાચતો એણે

જોયો હશે. એને કોઇક દિવસે પરણવાનું તો હતું જ. બીજી છોકરીઓ કરતાં મારામાં સંસ્કાર હતા. એણે ધાર્યું કે હું ના જ નહિ પાડું. એના ગર્વને આથી કેટલો સંતોષ થતો હશે ?

અને લાગ્યુ કે હવે એ મારો પહેલાં જેવો મિત્ર નહિ રહે. મારા ખાલી રહેલા હૃદયમાં આખામાં તે વ્યાપી રહ્યો હતો. હવે એને ત્યાંથી દેશવટો દેવાય એવો હતો ? આજનો દિવસ જ ન ઉગ્યો હતે ! સ્મૃતિમાંથી એ ભુંસાઇ જાય તો જીવનનાં દશ વર્ષો આપી દેવાને હું તૈયાર હતી.

પણ શું હું એને પરણી શકું ? એના શબ્દોમાં નહિ પણ એના ભાવમાં સ્ત્રીત્વની અવગણના સ્પષ્ટ હતી; બીજા પુરૂષોની માફક અત્યાર સુધીનો મિત્ર ગણેલો રજની થવાને આતુર હતો. એમાં હૈયાનો ઉમળકો ન હતો. વિજયનાં મદ એની આંખોમાં હતો. સત્તા હતી; સમાનતા નહિ.

ઓ રજની તું આવો કયમ થયો ?

એના વિના મારાથી જીવાય તેમ ન હતું. મારૂં સ્ત્રીત્વ મને એની સાથે વસવા દે એમ ન હતું.

હું હવે શું કરૂં ? ઝુરી મરવું ?

રજની જુવે ને જાણે કે એના વિના મારા આ હાલ થયા છે; તો એ શું વિચાર કરે ? એનું અભિમાન કેટલું સંતોષાય ?

એ ખ્યાલ અસહ્ય છે. જીવીશ તો યે કચરાઇને તો નહિજ.

પણ એ પાછો આવે ! એ પશ્ચાતાપ કરે ! કંઇક એવું એના ચિત્તમાં વસે !

એ ખ્યાલ મીઠો તો છે, પણ જુઠો યે છે.

હૃદય મારૂં રડતું હતું, પણ આંખોમાં આંસુ નહોતાં. આવ્વાને માટે શું રહું.

આટલાં સ્વપ્નોમાં આનો યે એક ઉમેરો કરીશ. એનો પછી વિચાર સરખો યે નહિ કરૂં.

બની શકે એટલા આનંદમાં તે દિવસ ગાળવાનો મેં નિશ્ચય કર્યો.

૫

એ ત્રણ દિવસ પછી પાછો તે આવ્યો. મુખ ઉપર જરા ફીકાશ હતી. તરલતા જતી રહી હતી. ગંભીરતા સ્પષ્ટ દેખાતી.

ઘણાજ આનંદના ડોળથી હું તેને મળી. મારા વિનોદમાં આજે નવીનતા હતી. હર્ષમાં કંઇ અદ્‌ભુતતા હતી. ન સમજ પડે એવો ગુંચ-વાડો એના મુખપર જણાયો.

મારા ઉલ્લાસનું પ્રમાણ હું પોતે પણ ન સમજતી. રજની સાથે વાંચવાને એક કાવ્ય-નિષ્ફળ પ્રેમની કરૂણકથા મેં ધારી રાખી હતી. મારી મેડીમાં મેં એને એ વાંચવાને આમંત્ર્યો ત્યારે એના આશ્ચર્યથી સીમા ન રહી.

આજે એની વાંચવાની રીત અજબ હતી. એના ગાંભીર્યના વરસાદ કદી પણ એણે મારાપર નહોતા વરસાવ્યા. આજે એની ગંભીરતા બહુ અસરકારક હતી.

મારા સામે આજે એ ભાગ્યેજ જોતો. મારાં નયનોની એને જાણે ઇર્ષ્યા આવતી હતી. અચાનક કૈં યાદ આવ્યું હોય એમ કારણ બતાવીને એ ગયો.

એ ગયો ને મારૂં હાસ્ય કરમાઇ ગયું. મારા તરંગની વેદી પર હું રજનીને હોમતી હતી. એનું અભિમાન મેં ખરેખર જોયું હતું ? કે ભ્રમણાની પાછળ હું ભૂલી પડી હતી ?

ખરેખર એનું આ દુઃખ મારે લીધેજ હશે ? હોય જ નહિ. એ તો આશાનો ઠગારો પડછાયો છે. એને હું નહિ માનું.

પણ વખતે–વખતે હું એને દુઃખી કરતી હોઇશ તો ? મને યે એના વિના સુખ તો નહોતું મળવાનું. હું એને પરણું ત્યારે ?

ઓ અધીર મન ! તારી ગમતી કલ્પનાને તું કેટલી ઉતાવળે સ્વીકારે છે ? જીંદગીભર પોષેલા વિચારોને–ગર્વને–રજનીના ચરણમાં આ ક્ષણેજ સમર્પી દેવાનું મન થયું. એને ક્ષણભરના વિષાદમાંથી મુકત કરવાને મારા રકતનું પ્રત્યેક બિંદુ હું એને સમર્પણ કરી દઉં. એને દુઃખી થતો તો મારાથી નહિ જોવાય.

પણ...હજુ યે પણ હતું.

પૂર્વવત્ રજની વારંવાર આવતો. એનો શોક શમી ગયો લાગતો. પહેલાં જેટલું તોફાન એ મારી સાથે નહિ કરતો. પણ કોઇક વખત મને વધારે ધ્યાનથી નીહાળતો મેં એને જોયો હતો.

મારી સુંદરતા વિષે મેં ભાગ્યેજ વિચાર કર્યો હતો. હમણા એના વિચાર મને અચાનક સ્ફુર્યા હતા. ખ્યાલમાંથી ઝબકીને જાગી જતાં સૃષ્ટિની સુંદરતા જોઇ જેવો આનંદ થાય એવોજ આનંદ મને થયો. મને લાગ્યું કે મારી પ્રત્યેક ગતિમાં એક પ્રકારની સંગીતસમી સંવાદિતા હતી. મારા કાલ્પનિક સ્વભાવે મારા મુખ પર સ્વપ્નાવસ્થામાં પલેપલ બદલાતા ભાવો આલેખ્યા હતા. મારા સ્મિતમાંનો રણકાર મેં હમણાજ પારખ્યો હતો. મારી પાઠશાળાની સખીઓએ પહેલાં આ બધું મને કહ્યું હશે. પિતાજી મને ઘણીવાર કહેતા. પણ એ વિષે વિચાર કરવાની ફુરસદ તો મને હમણાજ મળી હતી.

ફરી એકવાર રજનીએ મને સહચારિણી કરવાની વાત કરી હતી. વિજયનો મદ એની આંખમાં ન હતો. નિરાશાની ધ્રુજારી યે ન હતી. મારો અંતરાત્મા હા કહેતો હતો. પણ મારા સ્વભાવે મારા મુખ પાસે તે પહેલાંજ ના કહાવી દીધી.

તે દિવસ કરતાં તે વખારે શાંત હતો. મારા મનની વાત જાણતો હોય એમ એણે નિશ્ચયજ કર્યો હોય એમ લાગતું હતું.

" કલા ! તું શું કદી પરણવાનીજ નથી ? "

" તમે કેમ જાણ્યું કે હું નથી પરણવાની ? " મેં ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન પૂછ્યો.

" મેં ધાર્યું " એ અચકયો. " મેં ધાર્યું કે તું પરણવાની હશે તો તો, " વાકય અધુરૂં જ રહેવા દીધું.

" તો તો તમને ના જ નહિ પાડું. તમારા જેવો વર મને કીએ અવતારે મળવાનો હતો ! " હું ખડખડાટ હસી પડી.

એના મર્મસ્થાન પર મેં પ્રહાર કર્યો હતો એ મેં જોયું: એક સ્થિર દૃષ્ટિએ એણે મારા સામે જોયું. સંયમ રાખવાનો પ્રયત્ન કરતો હોય એમ લાગ્યું. હું જરા પસ્તાઇ.

" તું કેવા વરને પરણવાની છે એ તો કહે, " હસવાનો ડોળ કરતાં એણે પૂછ્યું. જાણે એને એમાં કે લાગતુંજ ન હોય.

હું જરા ચીઢવાઇ. કેવી સ્વસ્થતાથી એ વાત કરતો હતો !

" તમારા જેવો તો નહિજ. " હું જરા હસી. " પણ તમારે સાંભળવું હોય તો મને કહેવાને કૈં વાંધો નથી. જેની બુદ્ધિની પ્રતિભા જગતને ઝાંખુ પાડે છતાં બાળક જેવી જેનામાં સરળતા હોય; જે રસ પરખી શકે અને ભોગવી પે શકે; જેના શબ્દોમાં મહાન પ્રશ્નોનો ઉકેલ હોય છતાં વ્યવહારની ઝીણી વાતો ન વીસરતો હોય: દક્ષ, ચતુર, સાહસિક અને નિરાભિમાની હોય; પ્રસંગને ઓળખે અને સંજોગો પર સત્તા ચલાવી શકે એવો હોય એવા વરને હું પરણવાની છું.."

" પણ કલા ! આમાં એક મુખ્ય વાત તો રહી ગઇ ? "

" શી ? "

"હૃદય: એના વિનાનો વર તું શું કરશે?"

ત્યારે–ખરેખર ત્યારે એનામાં હૃદય હતું? મારેજ માટે હતું? મારે માટે તરફડતું હતું?

મારી ક્રૂરતા ઉપર મને તિરસ્કાર આવ્યો. મારો રજની મારી કલ્પનાઓ સાથે ફરે એવો હતો. મારો રજની! હા. હવે તો મારો રજની જ કહેવાની છું.

એની સાથે સરખાવવાને કે એના ચરણોમાં ભેટ ધરવાને મારામાં શા ગુણો હતા? મહાદેવજીને પામવા પાર્વતીએ તપ આદર્યાં હતાં. મારા રજનીને તો હું તપાવતી હતી. મારી યોગ્યતા શી? અને શાના ઉપર હું ગર્વ કરતી હતી?

મારા ચક્ષુમાં અશ્રુ છલકાતાં હતાં! એ શોકનાં અશ્રુ નહોતાં; એના બિંદુ બિંદુમાં પશ્ચાતાપ હતો. મારાં આંતર ચક્ષુ સમક્ષ રજનીનું શોકભર્યું મુખડું હતું.

પણ હવે શું કર્યે રજની પાછો આવે? એ ક્યાં સદાનો ગયો છે? એ તો કાલ પાછો આવશે. પણ એને સમજ્યા પછી મારી શરમનો હું કયા મુખે સ્વીકાર કરીશ?

આજની આખી રાત્રી એ મારી ક્રુરતાને નિંદશે. હું યે કેવા આરોપ રજની પર મૂકું છું? એ મને નિંદે? એ દુ:ખી તો થશેજ ને!

પણ એ આટલો સ્વસ્થ શું કામ હતો? જાણે બજારમાંથી કૈં વસ્તુ લેવાનો ભાવ પૂછાતો હોય!

વળી પાછું પણ આવ્યું? એ અસ્વસ્થ શા માટે થાય? એ અસ્વસ્થ થાત તો હું એને સામાન્ય માનવમાં ન ગણી કહાડત? પરણવું હોત તો એવા અસ્વસ્થ થાય એવાઓની ક્યાં ખોટ છે! એની સ્વસ્થતાને તો હું નીરખી રહું છું. અને તો યે એ અસ્વસ્થ કેમ નથી એ પ્રશ્ન?

મન તું શું માગે છે ?

તારે પ્રસંગ આવ્યે મિત્રના શબ પરે પગ મૂકીને જતાં ન ડગે એવો રાજવી જોઇએ કે ઠેસ વાગતાં યે આંસુની ધાર નીતરે એવો સુકુમાર જોઇએ ? અને રાજવીમાં શું હોય ? સ્વસ્થતા.

રજની કહેશે કે ભવ્ય સ્વપ્નો ઘડનારી તોયે આખર સ્ત્રીજાત. બુદ્ધિનો કોટ એમના હૃદયમાં ચણાતોજ નથી. અને આડંબરપૂર્વક ઉભા કરે તો યે ડગમગતોજ. એને તો હૃદય ભાવનાઓ ને અસ્થિરતાજ જોઇએ.

આ બધું તુત મારી કલ્પનાશીલતાનુંજ છે. ન હોય તે હું કલ્પું છું. પણ હવે શું થાય ?

સ્નેહ હોય તો ભુલનો સ્વીકાર તરત કરવો નથી ઘટતો ? ત્યારે હું જાઉં અત્યારે રજની પાસે !

કેટલી મૂર્ખતા ! રાત્રીના આઠ તો વાગી ગયા છે. હું રજનીને ઘેર એકલી કોઇ દિવસ ગઇ નથી. અત્યારે આ સમયે કોઇ જુએ કે જાણે તો મને શું કહે ? રજનીજ શું કહે ?

અત્યારે આ ડહાપણ ક્યાંથી આવ્યું ? સ્નેહને ડહાપણ ક્યારે યે સુઝયું છે ? દુષ્યંતને મળવામાં શકુન્તલાને ડહાપણ નડયું હતું ? રોમીઓને આવકાર આપતાં જુલીએટ ક્યારે ડાહી થઇ હતી ? ગાંડા થવું એ તો પ્રેમનો સનાતન હક્ક છે. અને–અને રજની તો મારો જ છે. મારીજ વાટ જુએ છે. એ દીપકની જ્યોતમાં હું પતંગ થવા નથી જતી. મારા જીવનનું સ્વામીત્વ એને અર્પવા અંતે એના સુના હૃદયદ્વારમાંથી એના આત્મામાં વસવા જાઉં છું. અંતરમાં દોષ નથી. વિકારો નથી. દૈવનું દુઃખ સહ્યું ન જાય તો યે નિવારવાનું મારા હાથમાં હોય તો મને હક્ક નહિ ?

ત્યારે એ મારો સખા–મિત્ર–સ્વામી થશે. હું એ ચંદ્રની કલા

(16)

થઇશ. સારસની બેલડી સમા અમે બંને એક પાંખે ઉડીશું અને જીવીશું. સંસાર કેવો ભવ્ય અને સુંદર બનશે ! અવધ પુરી થશે તો યે એની ભવ્યતા ઉડી નહિ જાય. મૃત્યુ યે સોનેરી પાંખે જ ઉડીને આવે ત્યાં તો.

ત્યારે હું જાઉં જ ? બાપાજીને કહેવાની કૈં જરૂર છે ? ક્યાં વાર લાગવાની છે ? આશાનો એકજ બોલ અને........

૭

રજનીનું ઘર બહુ દૂર ન હતું. શેરી વટાવી બહાર નીકળતાં નાકા પરજ એનું ઘર હતું. પાંચ મીનીટમાં તો હું ત્યાં પહોંચી જઇશ.

આસ્માનમાં તારાઓયે બહુ તેજસ્વી લાગતા હતા. મારા પ્રેમની કથા સાનમાં એક બીજાને કહેતા હોય ! આકાશના વિરાટસ્વરૂપમાં વસતા એ તેજ બાલકડાએ કદી પ્રેમ કર્યો હશે ? ફીલસુફો જેને પોલાણ કહે છે એવું એ આકાશ ઘરોની બે પાસની હારો ઉપર ટપકીવાળા ચંદરવા જેવું લાગતું. સ્નેહનું સ્વરૂપે એના જેવું જ વિરાટ, ભવ્ય અને સુંદર નથી ? એમાં આકાશ જેવું પોલાણ નથી. એમાં કૈંક એવું છે કે... પણ એ કૈંક તે શું ?

બારણાની જાળી આગળ ઉભી ઉભી હું આકાશ જોતી અને તારાઓ ગણતી ઉભી હતી. પાડોશીના ઘરના દીવા રસ્તા ઉપર પડતા. એક ઘરમાં ગ્રામોફોન ચાલતું. કોઇ રડયોખડયો માણસ આવતો કે જતો દેખાતો. નાના ગામમાં નવ વાગે રાત્રે બહાર નીકળનાર કોઇકજ. જરા જરા વારે કુતરાં મોટા સાદે સામસામા આખા દિવસમાં શેરીમાં આવી ગયલાં માણસોનું વર્ણન કરતાં.

હું હજી વિચાર કરતીજ ઉભી હતી. જાઉં કે ન જાઉં ? હૃદય હા કહેતું. બુદ્ધિ ના પાડતી. પણ આવા પ્રસંગોમાં કદીયે બુદ્ધિ જીતી છે ?

પ્રયત્ન કરીને હું ઓટલા પરથી નીચે ઉતરી. ભગવતી આશાનું સૂક્ષ્મ તેજ મારા હૃદયને અજવાળતું. મારા હૃદયમાં ધ્રબકાર ન હતો.

પુરૂષને મળવા પ્રકૃતિ જાય ત્યારે ભયની ધ્રુજારી કે નિર્બળતાના ધબકારા એનામાં ન હોય. ગતિમાં ચંચળતાયે નહોતી. મારી વાટ જોનારનો મને અણુવિશ્વાસ કયાં હતો? "મારામાંયે આ સ્વસ્થતા નહિ તો બીજું શું?"

રજનીની મેડીમાં દીપક બળતો હતો. "અત્યારે તો એ એકલો જ હશે, પેલી નિષ્ફળ પ્રેમની કરૂણકથા કે કોઇ દર્દભર્યા જીગરની કહાણી એ વાંચતો હશે. બીચારો!"

"અરે પણ હું અંદર શી રીતે જઇશ? બારણાં બંધ હશે તો? બુમ તો ન મરાય. લોકોનીયે કેટલી બીક?"

સુભાગ્યે દ્વાર ખુલ્લાંજ હતાં. રજની છેક ઉપર સુએ છે તે હું જાણતી. કામ કરનારી બાઇ તો દિવસે જ કામ કરી ચાલી જતી, દાદર પાસે હું જરાક વાર ઉભી રહી.

"રજની એના ટેબલ આગળ વાંચતો હશે. પાછળ જઇ હું એના નયનો મારી કોમલ અંગુલીઓથી દાબી દઇશ. ખરેજ મારી કોમલ કરાંગુલીઓ છે તો બહુ જ નરમ."

ધીરે ધીરે જરા અવાજ કર્યા વિના હું ઉપર ચઢી. સ્વપ્નમાંની દેવી જેમ આકાશમાંથી ઉતરે તેમ એની પાસે મારે જવું હતું. પળવાર એ કેવો આભો બનશે?

પણ મારી આશા મનમાં જ રહી ગઇ. રજનીનાં ખંડમાંથી એના કોઇ મિત્રનો અવાજ આવતો હતો. મેં જીભ કચરી. આ વખતે કોઇ હોય!

હવે શું કરવું? પાછા જવું? આટલું સાહસ કર્યા પછી? ઉપવાસને પારણે પ્રથમ ગ્રાસે મક્ષિકા આવે ત્યારે અંતરની શી સ્થિતિ થતી હશે? પણ બીજો ઉપાય ન હતો.

હું પાછી ફરતી હતી ત્યારે મેં મારૂં નામ સાંભળ્યું. જતાં જતાંયે મને સાંભળી લેવાનું મન થયું. રજની હૃદયના આગળા ઉઘાડતો હશે. આવી તક ક્યાં મળશે ?

" રજની પછી શું થયું. તેં કલાનું માગું કર્યું કે ? "

" ડોસાજીએ તો તરતજ હા પાડી. પણ હજી એ પુતળાને મનાવવાનું બાકી છે. "

" આ કોણ રજની બોલે છે ? " મને ભ્રાંતિ થઇ.

" તેં એને પૂછી જોયું ? " ફરી અવાજ આવ્યો.

" હા. "

" એણે શું કહ્યું ? "

" ના. "

" હું નહોતો કહેતો ? ભલભલાનાં માગાં પાછાં વાળ્યાં છે. ત્યાં તારા શા આશરા. તું હાર્યો. "

" હું હારૂં ? મેં તને નથી કહ્યું કે હું એને જીતવાનો. એના મુખપર લખાયલી હા મેં વાંચી હતી, માત્ર એનું અભિમાન એને નમવા નથી દેતું. "

" રજની ! જવાદે હવે. બહુ થયું. એ કોમળ આત્માને માત્ર સરત ખાતર તું કચરે એ રાત્રી દિવસ મને ખટકે છે. હું મારી સરત મૂકી દઉં છું. પછી કંઇ ? "

મારા પગ જાણે ચોંટી જ ગયા હોય એમ હું ઉભી હતી. અંધકારમાં કૈં તેજનું કિરણ એકદમ આંખને આંજે તેમ હું મૂઢ જેવી ઉભી હતી. ફરી રજનીનો અવાજ આવ્યો.

" જો પ્રફુલ્લ ! હવે એમ નહિ બને. તારૂં માગું પાછું વાળ્યું અને નિરાશામાં કે અભિમાનથી તેં સરત કરી. એ વખતે મને કલાનું

સ્વપ્નું એ ન હતું. છતાં મેં તે સ્વીકારી. મારી મહાન યોજનાઓ અને કાર્યો મુકી હું અહિં આવ્યો. તે વખતે કલાને પરણવાનો વિચાર નહતો. માત્ર હાજ પડાવવાની હતી. પણ હવે મને લાગે છે કે મારાથી એને નહિ છોડાય. તારી નિષ્ફળતા તને હવે સાલે છે. હું જીતી જઇશ એમ તને લાગે છે. પણ એમ અદેખાઇ કર્યે કંઇ નહિ વળે. હું એની સાથે લગ્ન કરવાનોજ."

"રજની ! શું કામ તુ જીદ કરે છે. માત્ર સરત ખાતર તું એના સમગ્ર જીવનનું સત્યાનાશ વાળીશ."

"હું સલાહ નથી માગતો."

"ધાર કે હું વાત કરી દઉં તો !"

"એ ન બને એવું છે. આગળ હું છું તે યાદ રાખજે."

ત્યારે આ બુદ્ધિપ્રધાન માણસ અહિં સરત જીતવા આવ્યો હતો. સરત જીતતાં એ પોતે જીતાયો હોય એનો એને હિસાબ ન હતો. એની સર્વ શક્તિઓના તીર હમણાં એ મારા પર તાકતો હતો. ઓ નિર્દયતા !

જેનો જેને સ્નેહ કહે છે એના સુંદર સ્વપ્નમાં હું યે ભરમાઇ હતી. પ્રજ્ઞાનાનીઓ તો જાગીને જુએ છે ત્યારે જગત નથી જડતું પણ માયા લાગે છે. સ્નેહના પડળની માયા તો જાગતાંનેયે તંદ્રાવશ કરે છે.

મારી કલ્પનાનો રજની તે આ ? એના બુદ્ધિના ખોખામાં રાચતાં એનો આત્મા ન જોયા. મારી આશાના છોડ ઉગતાં ન ઉગતામાં તો કરમાઇ ગયા. અરેરે !

ખંડમાં ચાલતો વાર્તાલાપ મારા કર્ણમાં હવે નહોતો પેસાતો. શું સાંભળું ? કોને સાંભળું ?

હવે હું શું કરું ? પાછી ઘેર જાઉં ?

એક ગાંડા વિચાર મારા મનમાં સ્ફુર્યો. રજનીને છતા થયા વિના

તો નજ જવું. શા માટે ચોરની માફક પાછા જવું ? વિચાર આવ્યો અને અમલમાંયે મૂકયો. દ્વાર પાસે જતાંજ રજનીની દ્રષ્ટિ મારા પર પડી.

" કોણ કલા ! અહિં ? અત્યારે ? "

મારા અંતરમાં અત્યારે તુમુલ તોફાન ચાલતું હતું. મુખ પર પ્રેત સમી ફીક્કાશ આવી હતી તે સામેના આયનામાં દેખાતું હતું. પણ મારા શબ્દોની શાંતિથી હું પોતે અજબ બની.

"માફ કરજો ભાઇ" હું ભાઇ શબ્દ પર ભાર મૂકી બોલી. "તમારી વાત સાંભળવાની ઇચ્છા ન હતી છતાં સંભળાઇ ગઇ. હું તમને કાલે બાપાજીની વર્ષગાંઠ છે તેથી આમંત્રણ આપવા આવી હતી. "

બંને જણ એક બીજા સામે જોઇ રહ્યાં. અને અર્થસૂચક દૃષ્ટિપાત કર્યો. એકના મુખ પર દાબી રાખેલાં ક્રોધ અને નિરાશા હતાં. બીજાનામાં ખિન્નતાના દેખાવ નીચે પ્રફુલ્લતા હતી. ભાવ પરખાઇ ન જાય એની એ સંભાળ રાખતો.

રજનીના મુખમાંથી ઉત્તરમાં એકે અક્ષર ન નીકળ્યો. મારી સ્વસ્થતાનોયે અને વિશ્વાસ ન હતો.

" ચાલો ત્યારે જાઉં ? જરૂર આવજો હોં. પુતળું જીતવાનું છે ને હજી. "

જતાં જતાં રજનીનો ભાવ મેં જોયો. શો ભયંકર માણસ ! જીંદગી સુધી એ તો યાદ રહેશે.

૮

નીશાના ઘેન કે કૃત્રિમ સ્વસ્થતા કદી લાંબા કાળ લગી ટક્યાં છે ! પાણીના પરપોટા જેવું માત્ર કલ્પનાના આધાર પરજ રચાએલું મારૂં સ્વપ્ન ફુટી ગયું. એનું આટલું દુઃખ ?

અને તેથીયે વધારે અપમાનથી હું સળગતી હતી. મને એક પુતળાથી વધારે એણે નથી ગણી. બાળક ન મળે ત્યાં સુધી વસ્તુની ખુબ ઇચ્છા રાખે છે. એનો તરંગ સંતોષાય એટલે એ રમકડું ક્યાંયે નાંખી દે છે. રજની પણ એવોજ હતો. એની ઇચ્છા પૂર્ણ થઇ હોત તો હું એને મન એક નિર્જીવ પદાર્થ કે ઇચ્છા થાય ત્યારે ઉપભોગની વસ્તુ સિવાય વધારે નહોતી રહેવાની. આ રજની ! તું આવો ? પણ હવે એને રજનીના નામે સંબોધવાનો ફેવો ?

પુરૂષોની આખી જાતજ નિષ્ઠુર. સ્ત્રીઓનું સ્ત્રીત્વ એમને મન કયારે વસ્યું છે ? અને તોયે સ્ત્રીઓનો સ્નેહ જાણે એમનો હક્ક હોય એમ માંગે છે. ફરીઆદ કરવાનો હક્ક તો એમને એકલાનેજ છે. એમની ભાવનાઓમાં ભાગ ન લેવાની ફરીઆદ તો હમેશની. કેટલાઓએ એવી ભાવના ઉંડી ઉંડી ઉછેરી છે ! અને એમને માટે કોઇએ પ્રયત્ન કર્યો ? ભાવનાઓની ભાગીઅણ થાય એવી પત્ની કરતાં એમના મનસ્વીપણા પર હોમાય એવાં નિર્જીવ પુતળાં એમને તો જોઇએ છે.

ગાંડી બની હોઉં એમ મારા વિચારને અંતે હું સ્મિત કરતી હતી. અને છતાંયે કોઇ તીવ્ર યાતના હું અનુભવતી. મગજ ઠેકાણે છે કે નહિ ? મેં મસ્તક પર હાથ મૂક્યો.

જગત આવું કેમ બન્યું છે ? સ્નેહ કરે તેને છેતરાવાનું દુઃખ, ન કરે તેને શુષ્ક થવાનો ભય. આવું જગત રચવાજ પરમેશ્વરે આટલી તસ્દી લીધી છે ?

પરમેશ્વરને પણ પુરૂષ કલ્પ્યો. અને તેથી જ એ આટલો પુરૂષો તરફ પક્ષપાતી હશે ? એવા પુરૂષ-ઇશ્વરની પ્રાર્થના કરે શું વળે ? એ યે પ્રકૃતિને છેતરીને છુટા થવાની માથાકુટમાં પડયો છે. જો કે પ્રકૃતિથીજ એને ઓળખાય છે અને પમાય છે. એવા ઇશ્વરના વારસો આ પુરૂષો. એ પણ બીજા કોની નકલ કરે ?

અરેરે, હું આવી બહાવરી કેમ બની ગઇ ? જુદા જાદુએ એટલી અસર કરી કે આ સત્ય હવે ગમતું નથી ?

પુરૂષોએ સ્ત્રીઓને હમેશાં નીચેનું સત્ય ગણ્યું છે. પતિ કરતાં રાજાનો આદર્શ વધે એ રામચંદ્રજીએ શીખવ્યું. પત્નીની આબરૂ કરતાં જુગારીનું વચન વધે એ ધર્મરાજાએ દેખાડયું. મનુ મહારાજે એમને ખુશ રાખવાનાં પુતળાં ગણ્યાં. કાયદા કર્યા તેમણે સ્ત્રીઓને પુરૂષોની મીલકત ગણાવી. નીતિકારોએ સ્ત્રીઓ છેતરનારી જાળ છે એમ કહી છાપ મારી આપી. હવે શું બાકી રહે ? સ્ત્રીઓ એટલે આજ્ઞાંકિત દાસીઓ અને પુરૂષોની ચરણની રજ થઇ. સ્ત્રીઓની બુદ્ધિ પાનીએ એ નીતિવાકય મનાયું. અને તોયે આવા પુરૂષો પર જ સ્ત્રીઓનું અંતર સ્નેહ રાખે છે.

મેં એના પર સ્નેહ રાખ્યો. શાને માટે ? ધાર્યું કે સૃષ્ટિમાં સઘળા વામનજીઓ નહિ વસતા હોય. કવિઓએ કહ્યું કે બે આત્માના ઐકય વિના જીવન અધુરૂં રહે છે. એક પાંખે ઉડનારથી બહુ ઉંચે નથી જવાતું એમ સંસાર કહે છે. ફીલસુફો કહે છે કે ઉત્ક્રાંતિ કે પ્રગતિ લગ્ન વિના નથી સધાતી. જનો જેને પ્રેમ કહે છે એને આ સર્વેએ સુનેરી પીંછીએ રંગ્યો. હું અજાણી, ભોળી, ભરમાઇ ગઇ. પણ એ સૌએ જુઠા, સૌએ ઠગારા છે. એ બધું તો પુરૂષોના લાભને ખાતર. હવે એવાઓનો રજ વિશ્વાસે નહિ કરૂં.

નિશ્ચયથી કંઇક શાંતિ મળી હોય તેમ ઉંડો નિશ્વાસ મુકયો. પિતાજીનો કોમળ અવાજ કાનમાં આવી અથડાયો.

"બેન ! બેટા ! કેમ છે હવે તને ?"

મને શું થયું હતું ? હા. હવે જ યાદ આવે છે. નિદ્રામાં ચાલતા માણસની માફક રજનીને ઘેરથી હું કયારે પાછી આવી તે મને યાદ

નથી. માત્ર મગજમાં સીસું રેડાયું હોય એવા ભાન સાથે પથારીમાં પડી હતી. હવે સવાર થઇ ગયું હશે. બાપાજી અહિં ક્યાંથી ?

" બાપાજી તમે ક્યાંથી અત્યારમાં ? ઉઠતાં ખુબ મોડું થયું ખરૂં ?" મુંઝવાડો છુપાવવા જરા સ્મિતનો ડોળ કરી હું બોલી.

"બેન ! ચાર દિવસથી તારી તબીયતના ઠેકાણાં જ ક્યાં હતાં. પ્રભુનો પાડ કે એણે મને તને પાછી આપી. મુજ ગરીબનું ધન લે એવો એ ક્રૂર નથી."

ઘડી વાર પહેલાં પુરૂષોની આખી જાતિને મેં તિરસ્કારી હતી. પણ મારા પિતાજી જેવું કોમળ હૃદય પણ એ જાતિમાં છે. એમના હેત વિના જગતમાં મારે કંઇજ ન હતું. જીવવાની હોંસ રહે તો એમનેજ લીધે. મારા ગરીબ પિતા !

# અવસાન—દીલના ને દેહના

૧

તું મને ખબર છે ? હું તો વિધવા છું. વિધવાઓનું તો નામ સાંભળતાંજ આપણો સંસાર અકળાઇ જાય છે. તમે શું કરશો ?

વિધવા થયા પછી પતિવ્રત પાળવાના ઉપદેશ તો હું આજ સુધી સાંભળતી આવી છું. જાણે વિધવાને તો મન કે વાસના કૈંયે ન હોય.

પવિત્રતાના ચોકીદારોની આલમેલ કોઇનીયે મહેનત વિના આપણામાં અખંડ ચાલી આવે છે. એમના વિના આપણે મરી ગયાં નહિ હોત !

હું પંદર વર્ષે શ્રીમંત બીજવરને પરણી. સત્તર વર્ષે વિધવા થઇ. મારા પતિ બીચારા ભલા હતા. શ્રીમંતો હોય તેનાથી વધારે ખોટા તો નહોતાજ. વધારે સારાયે નહોતા.

મારા પર એમનો સ્નેહ તો બહુ હતો, પણ એના દર્શન જરી ગ્રામ્ય રીતે થતાં. સ્નાન કર્યા પછી મારા વિના કોઈનીયે પાસે વસ્ત્ર લેતાં એમને ખેદ થતો. પાનની પટ્ટી મારાજ હાથની ખાતા. બીજાના હાથે પીરસાએલું અન્ન એમને ભાવતું ન હતું. મને શણગાર સજાવવા એ સતત આતુર રહેતા. કાચની પુતળીની માફક મારી તબીયતની એ ફીકર રાખતા. અને આ સર્વના બદલામાં મારામાંથી લુંટાય તેટલો રસ –મારા યૌવનનો રસ–એમને માણવો હતો. હું એમની પત્ની છું એ ખ્યાલ એમને સતત રહેતો.

અત્યારે એ મને યાદ કરીને એ નિઃશ્વાસ હું નાખું છું; પણ ત્યારે તો મને ત્રાસજ થતો. પિતૃગૃહમાં મને સંસ્કાર મળ્યા હતા, ઉત્કટ ભાવનાઓનાં સ્વપ્ન દેખ્યાં હતાં. માતાપિતા મરી ગયાં અને પિત્રાઈ કાકાને આશરે હું પડી. તરતજ એમણે મારો માર્ગ કહાડયો. આવા વરને પરણાવવા માટે ન્યાત જાતમાં, માન પામ્યાં તે જૂદું.

મારા વિવાહની વાત ચાલતી ત્યારે પરણવાનું કોણ જાણે કેમ મને ગમતું નહિ. મારી એક સખીને દૂર બોલાવી મેં છાનામાના વાત કરી હતી. ‘તારા ! મને આ વર ગમતો નથી.’ ત્યારે એણે મારા પર ચઢાવેલાં ચક્ષુઓ હજુ મને યાદ છે. પણ શું કરૂં, પરણું નહિ તો ? કયાં જાઉં ? બા અને પિતાજીએ મારા માટે શું શું આશાઓ ધરેલી ?

મારે તો એક કોડીલો કંથ જોઈતો હતો. મારા હૃદયનો સ્વામી, પ્રાણનો નાથ, એના નયનોમાં સમાવે એવો રસેશ્વર ! આ બધું તો વાર્તાઓમાંજ શોભે એ મને હવે ખબર છે. પણ ત્યારે આ મારી માનસ મૂર્તિના સિંહાસને મારા શરીરનાથને સ્થાપતાં જરા વસમું લાગ્યું હતું.

આ તો બધી જુની વાર્તા છે. શો સારા એને સંભાર્યામાં ? આ જગતમાં આવાં આશા–કુસુમોને ખીલવવાનું સ્થાન નથી.

એ માસનો બાળક પુત્ર મૂકી મારા પતિએ એમની આલોકની યાત્રા પુરી કીધી. શોક દેખાડવો જોઇએ એટલો વ્યવહાર તો મને આવડતો. મને શોક થયોયે હતો પણ પ્રિયતમ મરતાં થાય એવો તો નહિજ.

જગતે કહ્યું કે હું હવે નિરાધાર થઇ. સ્નેહીઓને મન એ ઇશ્વરી પ્રકોપ હતો.

સગાંઓનાં દુઃખમાં સ્વાર્થનો છાનો સંતોષે ભળતો. મારા સૌભાગ્ય-અલંકારો ઉતરાવી નાંખ્યા હતા. મારો બાળક પુત્ર એજ મારી આશાનો એક માત્ર આધાર મનાતો.

મારા દુઃખમાં દીલાસો દેવા ઘણાં જણ આવતાં. કોઇ મારા આયુષ્યનાં અવશેષને ભક્તિમાં જ નિર્ગમવાનું કહેતા: કોઇ ભગવદ્ગીતાનો કર્મયોગ સૂચવતા. કોઇ મને જ્ઞાન પ્રાપ્ત કરવાનું કહેતા. કોઇને મન મારા બાળક પુત્રને ઉછેરવામાંજ મારા કર્તવ્યની સમાપ્તિ ભાસતી.

મારા વિધવા જીવનનું પ્રથમ વર્ષ વૃદ્ધાઓથી વિંટાઇને અને મારા પુત્રની સેવામાં મેં વ્યતિત કર્યું. પતિના મૃત્યુની દીલગીરી તો થતી પણ એમનો વિયોગ બહુ સાલતો ન હતો. એ જીવ્યા હોત તો હું માત્ર એમની વૃત્તિઓની દાસી રહેવાને સરજાએલી હતી. એમના મૃત્યુથી મને આનંદ તો ન હતો પણ સ્વતંત્રતાની શાંતિ તો હતી જ. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પે એ સિવાય એમને માટે હું વધારે શું કહી શકું ?

છસાત વર્ષ આમને આમ વહી ગયાં. મારો બાળક પુત્ર ઇન્દુ કલા-સમો વધતો હતો. એનામાં રૂપ હતું. હોંશીઆરીયે હતી. એનો દેહ નિરોગી અને આકર્ષક હતો. મારો એના પરનો સ્નેહ પ્રતિદિન વધતો હતો. માત્ર કોઇ કોઇ વખત એનામાં પિતૃપક્ષના કેટલાક ગુણોનું બીજ દેખાતું ત્યારે મને સહેજ કચવાટ થતો, પણ હું એને વધવા નહિ દેતી. એ બાળક એ મારૂં સર્વસ્વ હતો. એને માટે—એના ભાવિ જીવન માટે જેટલું કરાય તેટલું કરવાનો મારો નિશ્ચય હતો.

અને આ છેલ્લા ચાર વર્ષોમાં મેં મારો અભ્યાસ ઠીક વધાર્યો હતો. જીવનના ઘણા પ્રશ્નો મને મુઝવતા અને એ સર્વના ઉકેલ મારી અલ્પ મતિ અનુસાર કરવા હું મથતી.

બાળક શાન્તનુનો ઉતાવળો વિકાસ મારી ચિંતામાં વૃદ્ધિ કરતો હતો. માતાનાં લાડ એને મળતાં પણ પિતાના પરદેશગમનની એને ખોટ પડતી. માતા પિતાની ગરજ સારે પણ પિતાના અનુભવની ખોટ એનાથી નથી પુરાતી. મૃત્તિકાના ઘડેલા પાત્રોમાં તાપ વિના પકવતા નથી તેમ બાળકમાંયે પિતા વિના કઠણ તત્ત્વોની ખામીજ રહી જાય છે. હું આ સમજતી અને એનો માર્ગ કહાડવા કૈં કૈં વિચારો કરતી. શાન્તનુ માતાના સ્નેહમાં પિતાના જ્ઞાનથી વંચિત ન રહે, માતાની કોમળતામાં પિતાના અનુભવથી રંગાયા વિનાનો ન રહી જાય એ એક મારી મોટી ફીકર હતી. ઘણીવાર મને એની ચિંતા થતી.

મારા પિતાનો એક દૂરનો ભાઈ અમારી ઘણીવાર ખબર રાખતો. સમાજમાં એની પ્રતિષ્ટા હતી. એનો અભ્યાસ હમણાંજ પુરો કરી કોલેજમાં પ્રોફેસરની પદવી એણે સ્વીકારી હતી. મારામાં એને ઘણી આશાઓ હતી. અને સમાજ માટે—જગત માટે કૈં કૈં કરી જવાના ઉપદેશ એ સદા સંભળાવતો. મનેયે એના પ્રતિ માન અને શ્રદ્ધા હતાં. શાન્તનુ માટે હું ઘણીવાર એની સલાહ લેતી. લગ્નની ધુંસરી હજુ એને ગળે નહોતી ભેરવાઇ, એટલે એ શાન્તનુને માટે ઘણો સમય કહાડી શકતો.

દિવસે દિવસે કિશોરીલાલ સાથે અમારો સંબંધ એકજ કુટુંબનાં હોઇએ તેવો થતો જતો હતો. બાળક શાન્તનુનું વહાલ એના પર કૈં અજબ હતું. શાન્તનુ પર પણ એની સ્નેહની ધારાઓ વર્ષતી.

કેટલેક અંશે મારી ચિંતામાંયે મને નિરાંત હતી. કિશોરી પ્રતિ મારી ઉપકારવૃત્તિ સહજ હતી.

પતિ વિનાના મારા જીવનના દિવસો સરિતાના શાંત પ્રવાહ સમા આમ ને આમ શાંતિમાં સરી જતા હતા. હજુ એ સરિતામાં કદી પુર નહોતાં આવ્યાં. કદી આવશે એવું સ્વપ્ન પણ નહોતું. શાન્તનુમાં જ વિશ્વ આખુંયે સમાઇ ગયું હતું.

મારા હૃદયમાં કદી વેગ આવતા, પણ ચિરંજીવ નહોતા બનતા. શાન્તનુનો મીઠો અવાજ એવાં સર્વ સ્વપ્નોનાં અવસાન તરત આણતો.

## ૩

શાન્તનુની તબીયત કેટલાક સમયથી સ્વસ્થ ન હતી. એની અસ્વસ્થતા કંઇ ન કળાય એમ વધતી જતી હતી. મારા એ મીઠા પોપટનો સ્વર હમણાં હમણાં બહુ મંદ થતો જતો હતો. એના મુખપરનાં ગુલાબ કરમાઇ જતાં હતાં. એનું લાલિત્ય અને સ્ફુર્તિ દિનપ્રતિદિન અદશ્ય થતાં જતાં હતાં.

સંબંધીઓ લોકાચાર પાળી ખબર પૂછતાં. ભૃત્યો કહ્યું કામ કરી જતાં. મારા બાલુડાને કશાથીયે આરામ નહોતો. કિશોરી એની પુત્રથી અધિક ગણી સેવા કરતો. એના જ ઉત્સાહપ્રેરક બળથી હુંયે ટકી શકતી હતી. એની સેવાના દશ્યથી હું ઉપકારવશ બનતી.

એક રાત્રિએ શાન્તનુની પ્રકૃતિ વધારે બગડી. આશંકાથી મારું હૃદય ધબકતું હતું. કિશોરી નિદ્રાવિહીન નેત્રે શાન્તનુ પાસે બેસી રહ્યો હતો. માતા કરતાંયે એની શુશ્રૂષા વધારે અસરકારક હતી. હું હતાશ જેવી કંઇ સુઝતું નહોય તેમ શાન્તનુનો કોમળ હસ્ત લઇ બેસી રહી હતી.

વેદનાથી બાળકના મુખની વિકૃતિ ભયંકર થતી હતી. એનો ગુંગળાટ એની સાથે મનેયે અસહ્ય થતો જતો હતો. ડાકટર આવ્યો પણ એનાથી કંઇ વધારે થઇ શકે એમ ન હતું. ' આ દવા અસર કરે તો મને બોલાવજો, નહિ તો પ્રયત્ન મિથ્યા છે,' કહી એ ગયો. કિશોરીના પ્રયત્નો

ચાલુજ હતા. એના કહ્યા પ્રમાણે મંત્રવત્ હું એ કરતી પણ મારૂં મગજ કામ નહિ કરતું. શાન્તનુનો કરૂણ સ્વર મારા હૃદયમાં સોંસરો જતો. શું આ દીપક હોલવાઇ જવાનો ?

આખી રાત્રિ શાન્તનુની વેદનાના આર્તસ્વર વચ્ચે સંશયના હિંડોળે ઝુલતાં કહાડી. છેક પરોઢમાં એને જરા આરામ થતો હોય એમ લાગ્યું. આખી રાત્રીની વેદના પછી વેદના ઓછી થતાં ગાઢ નિદ્રામાં એ પડયો.

રાત્રિના જાગરાણ પછી આખી રાતની આ માનસિક સંશયગ્રસ્ત સ્થિતિએ મારા પર વધારે અસર કરી હશે એમ લાગે છે. શાન્તનુની નિદ્રાના મંદ નિઃશ્વાસ હું સાંભળતી હતી, એવામાં નયનોમાં અંધકાર છવાઇ જતો હોય એમ લાગ્યું. હું મૂર્છાવશ થઇ હતી તે તો મેં પછીથી જાણ્યું. ભાન છેક જતું રહે તે પહેલાં ક્ષણવાર કોઇની હિમ સમી ઠંડી આંગુલીઓનો સ્પર્શ મેં અનુભવ્યો.

આ સ્થિતિમાં હું બહુવાર નહિ હોઉં. પણ દૃષ્ટિ ખુલે તે પહેલાં જાગૃતિ તો આવી હતી. કોઇના ઉષ્ણ શ્વાસોચ્છ્વાસ મારા કપોલને સ્પર્શતા હતા. મેં કંઇ ધીરો ગણગણાટ સાંભળ્યો. ' માણેક ! માણેક !'

નયનો ખોલતાં કિશોરીનું દયામણું મુખ મારા પર લટકતું મેં જોયું. એના નયનોમાં એટલી આર્દ્રતા હતી કે એમાં લખાએલા ભાવ એમાંથી વગર કહે ટપકી પડતા. અચીંતિયો ગાઢ અરણ્યમાં વિદ્યુતનો ચમકાર થાય એમ મારા હૃદયવનમાંયે પ્રકાશ પડયો. તે એક ક્ષણનોજ હતો પણ એમાં તો યુગોની કથા લખાએલી હતી.

મને જાગતી જોઇ એણે એકદમ સ્વસ્થ થવાનો યત્ન કર્યો. "બેન ! કેમ છે હવે તમને ?"

" મને શું થયું હતું ? શાન્તનુ કયાં ?"

"આરામથી ગાઢ નિદ્રામાં પડયો છે. અતિશ્રમે તમને અસર કરી હતી. તમારે હમણાં ઉઠવાની જરૂર નથી. હું શાન્તનુને જોઉં છું."

"તમે પણ મારા કરતાં ઓછા શ્રમિત નથી. આરામની તો તમનેયે એટલીજ જરૂર છે. તમે જાઓ, હું જોઇશ?"

"તમારે હમણાં ઉઠવાનું નથી. શાન્તનુની વ્યવસ્થા હું કરું છું. એ ઉંઘે છે એટલે બીજા કોઇના બેસવાથી ચાલશે. તમે સુઇજ જાઓ." અવાજમાં એક પ્રકારની સત્તા કે દબાણ જે કહો તે હતાં.

શાસ્ત્રોમાં કહ્યું છે કે અનેક યુગો અને જન્મોમાં અણમોલી કોઇક પળેજ જીવાત્માના અજ્ઞાનનાં પડળ ઉતરી જાય છે અને તે પરમાત્માને દેખે છે. મારી આંખની અંધારીયે એક ક્ષણવારમાંજ ખસી ગઇ હતી. પણ એ શું પામવાને હતી? કિશોરીના અંતરમાં એકલો શાન્તનુ નહોતો પણ એની માતાનેયે ત્યાં સ્થાન હતું. શાન્તનુને લીધે હું હતી કે મારે લીધે શાન્તનુ હતો તેયે કોણ કહે? ઓ પ્રભુ, આ કેવી શોધ, અને તેયે કેવી પળે?

કોણ જાણે કેમ–મને આ શોધથી ઉંડું અંતર દુઃખ નહોતું થતું. મારી જાતને મેં એ માટે તિરસ્કારી હતી. પાસેનાજ ખંડમાં શાન્તનુ નિન્દ્રામાં મૃત્યુના મુખમાંથી તરતનોજ પાછો આવેલો સુતો હતો. હું એની જનેતા એને બદલે આવા વિચાર કરું.

એક છાનો સંતોષ થતો હતો. જગતમાં હું છેક એકલી નથી પડી પણ એક હૃદયે મારા માટે તલસે છે. મારે એ સંતોષને આચારમાં નહોતો આણવો, પણ એથી મારા સ્ત્રીત્વનું અભિમાન સંતોષાતું. સ્ત્રીના ને પુરૂષના સ્વભાવમાં એવાં તે શાં તત્ત્વો હશે કે એને પરસ્પરના આશ્રય વિના નથી ચાલતું?

પણ કિશોરીની સાથે બેસતાં હવે સંકોચ તો વધશેજ. કંઇ કારણ આવ્યા વિના એને અટકાવાય પણ કેમ? શાન્તનુને તો એનું ઘેલું લાગ્યું હતું. શાન્તનુંની આ સ્થિતિમાં એના વિના ચાલી પણ કેમ શકે?

નિદ્રા હવે આવે એ અશક્ય હતું. જાગૃત દશામાં યે વિચારના ભુતાવળો મને ચારે દિશાએથી ઘેરતા, અને હું વિધવા છું એ ભાન મને અતિ તીવ્રતાથી કરાવતા.

૪

મૃત્યુ અને જીવન વચ્ચે શાન્તનુના જીવનનો તાર અદ્ધર ઝુલતો હતો. આવી એક નહિ પણ અનેક રાત્રિઓ પર્યંત હું અને કિશોરી એની પાસે બેસી રહેતાં. શાન્તનુની વેદનાને લીધે કિશોરીની શાન્તનુની માતા પ્રત્યેની અનુકંપા પણ વધતી જતી હતી. અને નિઃશબ્દ યામિનીની નિરવતામાં એ અનુકંપાનો પડઘો મારા અંતરમાં પડતો. કિશોરીએ શાન્તનુને જીવાડયો હતો અને એ દ્વારા એની માતાને યે જીવાડવી હતી. એનું અંતર મેં પારખ્યું છે એ એ સમજતો, અને એ સંતાડવાની બહુ દરકાર પણ નહિ કરતો. હું પરણી હતી પણ મારા પતિ એ મારા હૃદયના સ્વામી નહોતા બન્યા. અથવા તૃપ્તિને અર્થે એ મને સમજાવતા અને શણગારતા, પણ મારે હૃદય જેવી કોઇ વસ્તુ છે એવો એમને વિચાર સરખો યે નહોતો આવ્યો. મારી શોભાને એ અતૃપ્ત નયને નીરખતા. મારા આત્માને ઓળખવાની એમણે કદીયે દરકાર નહોતી કરી.

મારા યૌવનકાળની વસંત હજુ ઉતરી નહોતી. પુત્રપ્રેમનું આધિપત્ય મેં મારા પર સ્થાપ્યું હતું પણ અંતરનો એક ઉંડો ખુણો ખાલી રહેતો. પણ જ્યારે વિધાતાનો હસ્ત મારા એ અમૂલ્ય ધન પર હું લંબાયલો જોતી ત્યારે નિર્બળતા મારામાં પુરેપુરે પ્રકાશતી.

કિશોરી મારી વેદના સમજતો. મારા પર દયાથી એ દાઝતો. કોઇ પણ પ્રસંગે એના હૃદયનાં દ્વાર મારે માટે એણે નહિ ઉઘાડયાં હોત. વિધિની ક્રૂરતાયે હૃદયનાં પડળ ઉઘાડી નાંખ્યાં હતાં. મારેયે

(17)

આશ્વાસનની કેટલી જરૂર હતી? આ કારમા કાળમાં હું ટકીજ કેમ શકત?

પણ મારા હૃદયની મુંઝવણનો પાર નહોતો. કિશોરી મારા મિત્ર કરતાં કૈંક વધારે હતો એ તો મેં કયારનુંયે જોયું હતું. પણ એ વસ્તુ-સ્થિતિ સ્વીકારવા હું તત્પર ન હતી. પરપુરૂષનો વિચાર કરવો એ મારે મન પાપ હતું. હું વિધવા છું એ કથા મારા કપાળમાં લખાઇ હોય તેમ મારાથી એ ક્ષણવાર વીસરાતી નહોતી. શાન્તનુના મંદવાડમાં એણે મારા સ્વામીની પદવી પુરી હતી. બાળકના મંદવાડમાં અભિન્ન હૃદય દંપતી સમાં અમે કૈંક લાગતાં. એ મંદવાડેજ અમને નિકટ આણ્યાં હતાં. આનો અંત શો હશે એ વિચારે મારૂં અંતર કંપતું.

તોયે આ વિચારને દેશવટો દેવા હું તત્પર નહોતી. ભય હતો છતાં—મનને માર્યા છતાં, હૃદયને એથી એક પ્રકારનું સુખ મળતું. આત્મ-નિર્ભત્સનાથીયે એ આનંદ જતો નહોતો રહેતો. ઘણી વસ્તુઓ મગજને નહિ ગમતી છતાં અંતર સ્વીકારતું. નાના પ્રસંગોના અને વાકયોના અર્થ બુદ્ધિ વિધવાધર્મ પ્રમાણે કરતી છતાં હૃદય નહોતું બોલતું.

કિશોરી મારામાં થએલો ફેર જોતો. અમે કોઇ નાના પ્રસંગે કે વાકયથી ખુલ્લાં ન પડાય માટે સાવચેત રહેતાં. પણ એ સાવચેતીથી અંતરની વાત વધારે સ્પષ્ટતાથી ઉઘાડી પડતી.

કયાં સુધી આમ ચાલી શકે? આ મુંઝવણનો માર્ગ કહાડવાનો કિશોરીએજ નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. અને આવા પ્રસંગોનું ચિત્ર મારા માનસ પટ પર રેખાએ રેખાથી અંકિત થએલું છે. પણ એ તો મારા અંતરના ગુપ્ત ભંડારનું એક રત્ન છે. એને હું જગત સમક્ષ મૂકી એનું મૂલ્ય ઉતારવા નથી માગતી. પણ મારા અત્યાર સુધીના જીવન-પંથના માર્ગ બદલતું સ્થાન પણ એજ પ્રસંગ છે. એને સંતાડીયે કેમ રખાય?

કહું ત્યારે? એણે મને પુનર્લગ્નનું સૂચન કર્યું. પુનર્લગ્ન એ નામ એને ઘટતું તો નથી. મારાં પ્રથમનાં લગ્ન એ લગ્ન કહી શકાય?

મારા એકલવાયા જીવનની ક્ષમા માગવા એ પરવાનગી માગતો હતો. મારા પિતા વિનાના પુત્રનો એ પિતા થવા આતુર હતો. સમાજનાં સર્વ સંકટો એ સહી લેવા તત્પર હતો; જો હું પરવાનગી આપું તો.

એના શબ્દેશબ્દમાં મારા પ્રત્યેની દયા અને સ્નેહ ઝરતાં. એના વાક્યોમાં અમૃતરસ ઝરતો. હું પરવાનગી આપું તો આખા જગતની સામે એ એકલે હાથે ઝુઝવા તૈઆર હતો. નહિ તો ફરીઆદનો એક શબ્દ ઉચ્ચાર્યા વિના જીવનભર ફકીરી લેવાની એની ધારણા હતી. એના જ્વલંત ભાવનાભર્યા દેખાવથી જ અવિશ્વાસ ક્યાંયે નાસી જતો. એનું, શાન્તનુનું અને મારૂં ભાવી મારા એક વચનને દોરે લટકી રહ્યું હતું.

તે આખી રાત્રિ મેં વિચાર કર્યો. શાન્તનુને જરા આરામ હતો એટલે મને એ આરામ મળી શકે તેમ હતું.

કિશોરીના પ્રશ્ને મને ગુંચવી હતી. મારૂં હૃદય એને ચરણે ઝુકી પડયું હતું તે તો સ્પષ્ટ હતું. પણ મારા સંસ્કાર એને સ્વીકારવાને તત્પર નહોતા.

બુદ્ધિ કહેતી; શાને માટે તું એનો સ્વીકાર ન કરે? તારા પિતા વિહોણા બાળકને કિશોરી સમો પિતા ક્યાં મળશે? જગતમાં કોઇ એવું નથી કે જે તારા બાળકના પિતાની ગરજ સારે. કિશોરીના હાથમાં શાન્તનુનું ભાવિ ઉજ્વળ બને એમ હતું. નહિ તો પિતા વિનાનો બાળક શ્રીમંતના બાળક કરતાં સારો થવાની આશા ન હતી. મારામાં એટલી શક્તિ કે જ્ઞાન નહતાં કે હું એને કંઇક એવો બનાવું કે જગત જોઇ રહે અને શક્તિ ન હતી છતાં જીવનની કોઇ દિશામાં એને મહારાથી જોવાના કોડ હતા. કિશોરીની સહાયથી એ કાર્ય કેટલું સહેલું બનશે?

છતાં એ હૃદય ના કેમ પાડે છે ? મારા વિધવાવ્રતને કલંક એથી લાગે ખરૂં ? હું પરણી ત્યારે મને કોણે પૂછ્યું હતું ? સગાંએ મને સ્વાર્થ આપ્યો. મારા ઉરમાં એણે કદીયે વિજય જગાડયો હતો ? શા માટે હું કિશોરીને નહિ સ્વીકારૂં ?

સમાજ શું કહેશે ? જે સમાજમાં કન્યાઓનો અધિકાર મુગાં પશુઓથી વધારે નથી, તે સમાજની આજ્ઞા માનવી એ ધર્મ છે ? સમાજ પવિત્રતાનો પોકાર પાડે છે ? એ પવિત્રતા સાચવવાની ફરજ માત્ર સ્ત્રીનીજ છે. દેહલગ્નોના ગૃહસ્થાશ્રમને ગૃહસ્થાશ્રમ કહી શકાય ? એથી પવિત્રતાની વ્યાખ્યામાં સમાજને અધુરાપણું નથી લાગતું. પણ સંસાર શું તે પુરૂં જાણે ત્યાર પહેલાં વિધવા થાય તેને લગ્નની છુટ નહિ. સમાજની પ્રતિષ્ટા ને પવિત્રતા એમાં નષ્ટ થઇ જાય.

પણ હું તો પુત્રવતી વિધવા છું એમ કોઇ નહિ કહે ? આ રીતે હું પુત્રનું હિત બગાડું છું ખરી ? કિશોરી સમો સહૃદય પિતા તો ભાગ્યશાળી બાળકને જ મળે. અને હું પુત્રવતી છું એથી શો ફેર પડે ? બાર વર્ષે બાળક જન્મે એવા સમાજમાં પુત્રવતી બાળ વિધવાઓ ન જડે તો કયાં જડશે ? પંદર વર્ષે પરણીને સત્તર વર્ષે વિધવા થઇ. મેં લગ્નનો લહાવ શું લીધો ! કયો પુરૂષ બે વર્ષની પરિણીત જીંદગી પાછળ આખી જીંદગી કુરબાન કરવા તૈયાર છે ? બાળક વયમાં મારા પતિની વાસનાઓની હું દાસી બની હતી; મારા આત્માની ભુખ કદીયે ભાગી હતી ? મારી પોતાની ઇચ્છા કે બળ નહોતાં. પવિત્રતા એટલે સમાજરૂપી મદારીની ડુગડુગીપર વ્યક્તિવાંદરના નાચ એવો શાસ્ત્રાર્થ હશે ?

કિશોરીનો સ્વીકાર તો મારા આત્મામાં એ વસે તેથીજ કરૂં. મને એનામાં શ્રદ્ધા હતી. અને એ શ્રદ્ધાને પરિણામે સ્નેહ પણ જન્મ્યો હતો ભાવનાના ખોટા પડછાયા માટે એ જતો કરાય ! શરીરના ધર્મને વ

થઇને આ સંબંધ કરવા મન નથી પ્રેરાતું? શરીરના સંબંધમાં સંતોષ ન મળે તે તો હું જાણું છું.

જગત એવું નથી કે કિશોરીની સાથેનો વધતો પરિચય એમને ન ખુચે. દેહ વિનાના આત્માના સંબંધમાં કોણ માનશે? અને કિશોરી એવો ત્યાગ કરવા તત્પર હોય તો યે એટલો ત્યાગ માગવાને મને હક્ક છે? સંસાર શું છે એ મેં તો જાણ્યો છે. એ અનુભવ ટુંકો નીવડ્યો પણ અજાણ્યો રહ્યો. દર્શનસુખથીયે સ્ત્રી સંતોષ માની શકે; પુરૂષ એમ કરી શકે?

હું સ્વાર્થી બની કિશોરીના સહવાસનું સુખ એને મળવાનો સંતોષ કાયમ રાખું. પણ એનાથી એને સંતોષ મળશે? મારે તો ધર્મપાલનનો દીલાસો છે. શાન્તનુ ઉપર મારા પ્રેમ અને ભાવનાઓને ઢોળવાનું સ્થાન છે. શાન્તનુના વિકાસમાં મારા આત્માનો યે હું તો વિકાસાવી શકું પણ કિશોરી એના આખા જીવનનું દાન મને અને શાન્તનુને સ્વીકૃત રહેવા કહે એમાં ન્યાય છે?''

મારા વિધવા જીવનની કાળાશ જેવો રજનીનો અંધકાર ચોપાસથી ઘેરાતો હતો. એ ધર્મ માટે અધર્મ, સ્નેહ અને કર્તવ્યના યુદ્ધમાં મારું મન ચગડોળે ચઢ્યું હતું. મારા પતંગના દોર અત્યારે તો છુટ્ટા હતા. હું નિર્ણય કરૂં તે પહેલાં તો નિદ્રા દેવીએ એની માતાસમી હુંફાળી ગોદમાં મને લીધી અને ક્ષણવારમાં તો ચિત્રવિચિત્ર સ્વપ્નોના સા
નાવ પુરી દીધી.

૬

ઘણા વિવાદોને અંતે કિશોરીને સ્વીકારવાનો નિર્ણય મેં કીધો. કે પણ નિર્ણય વિના આશા નિરાશાના પાસમાં પ્રિયજનને અકળાવવો એમાં મને ક્રૂરતા લાગતી. મારો એ નિર્ણય મેં એને જણાવ્યો પણ ખરો.

શાન્તનુએ પણ કિશોરી તરફ સ્મિત ફેંક્યું. કિશોરીના મુંઝાતા આત્મામાં એથી પ્રકાશ થયો. શાન્તનુને પૂર્વવત કૈં કૈં વિનોદ કરી રીઝવવાનો યત્ન એણે આદર્યો.

"કાકા! મને એક વચન આપશો?" શાન્તનુએ સ્મિતપૂર્વક વચમાંજ પ્રશ્ન કર્યો.

"ભાઇ! તું કહે તે."

"જો જો હોં! ફરી જશો."

"ના, નહિ ફરી જાઉં, કહે તો ખરો" "વચન?" "હા વચન" "ત્યારે મારી બાને તમે ચોરી નહિ જાઓ એવું વચન આપો. બા તમારી સાથે વાત કરે છે ત્યારે તમે મને જરા ગમતા નથી. મને એમ થાય છે કે તમે એને ચોરી જશો. કહો કે નહિ ચોરી જાઓ."

બાળકના આ પ્રશ્ને આભ ફાટે તોયે ન ચમકે એટલો કિશોરી ચમક્યો. બાળકહૃદયની ગુફાઓયે ઘણીવાર ગહન હોય છે. આ બાલુડાના ચિત્તમાં આ વિચારે ક્યાંથી વાસો કર્યો એ એક ન ઉકેલાય એવો પ્રશ્ન હતો વદનને શાંત રાખી કિશોરીએ ઉત્તર આપ્યો.

"ગાંડો છે. હું તારી બાને શા માટે ચોરી જાઉં?"

"પણ તમે મને વચન આપોને કાકા."

"ચાલ, નહિ ચોરી જાઉં. હવે ડાહ્યો થશોને? તું જલ્દી સાજો થઇ જા. પછી મારી સાથે ઘોડો ઘોડો રમવું છે ને." કિશોરીએ આ વાત મને કરી ત્યારે માંદા બાળકના મનની આ ધૂન હશે એમ મને વધારે લાગ્યું. પણ એ હોય ત્યારે અમે બહુ સંભાળપૂર્વક વાત કરતાં.

શાન્તનુની પ્રકૃતિ પણ આ પછી સુધરતી જતી હતી. કિશોરીપર પણ એની રીસ ઉતરી ગઇ લાગતી. કૈં દિવસો આમ વીતી ગયા.

આ શાન્તિને લીધે અમારી સાવચેતીયે ઓછી થતી હતી. શાન્તનુનો

આરોડ કોઇવાર દેખાતો પણ મને દુઃખી કરવા માટે તે ગે પસ્તાતો હોય તેમ એ તરત શમી જતો.

શાન્તનુ એકવાર ખુબ આનંદમાં હતો. એના મુખપર તંદુરસ્તીની સુરખી પથરાતી જતી હતી. એના એ સુખી દેખાવે પ્રભુનો પાડ માનતાં હોઇએ તેમ હું ને કિશોરી પરસ્પર સ્નેહભર્યાં નયને જોઇ રહ્યાં. શાન્તનુ એની નવી રમત સાથે રમતો અમારી પાસેજ બેઠો હતો.

એ તે અભાગી પળ ! ક્રોધ અને ઇર્ષ્યાથી નીકળી પડતાં નયને શાન્તનુ વારા ફરતી કિશોરી અને મારા સામું જોતો. અમે તરત સાવધ થયાં શાન્તનુને મનાવ્યાના સર્વ પ્રયત્નો સામે એ હઠીલાઇથી થતો.

ઔષધ કે અન્ન એણે તે દિવસે નહિ લીધું. એના નિર્બલ દેહ પર એની અસર ખુબ થઇ. એ રાત્રે એને સખત તાવ આવ્યો. મારા અભાગી જીવનના પાનાં વાંચતી હું એની પાસે બેસી રહી.

કિશોરીના સ્વીકારમાં શાન્તનુનું હિત એ મારો પ્રથમ વિચાર હતો. શાન્તનુના વિરોધની મને કલ્પના નહોતી આવી. માનવીની યોજનાયે પ્રકૃતિના અને સ્વભાવના એક કાંટા આગળ લેખાં વિનાની છે. શાન્તનુનો આવો વિરોધ કદીયે કલ્પાય એવો હતો ?

કિશોરી એ મારા આત્માનું અર્ધાંગ અને પૂરક બન્યો હતો. શાન્તનુ એ મારા દીલનો આરામ અને આત્માની રોશની રૂપ હતો. મારૂં સ્ત્રીત્વ કિશોરીમાં ઐક્ય સાધવા આતુર હતું. મારૂં માતૃત્વ મારા બાલક વિના કોઇ પણ વસ્તુનો વિચાર કરવા ના પાડતું. દંપતીનાં દીલ અનન્ય સ્નેહની ગાંઠથી ન તુટે એવાં જોડાય છે. શાન્તનું શા માટે એવો નહિ બને ? કિશોરી એનો જનક નથી. પણ જનક કરતાંયે એના પિતૃત્વનો ભાવ જરાયે ઉતરતો છે ?

કિશોરીનો ત્યાગ એ હવે આવશ્યક બન્યો છે. એના વિના મારી

વેલ હવે સુકાવાની જ. આત્મભોગ આવશ્યક હોય છે. સુંદર બની શકે?

જીંદગીમાં સુખ એ કેટલાંકને કપાળે લખાએલુંજ નથી હોતું. મારા છઠ્ઠીના લેખમાં સુખનો આંકડો પડયોજ ન હતો. મારા જીવનના ખારા પાટમાં મીઠી વીરડી જેવા દિનો એ માત્ર મારો બાલ્યકાળ હતો. પિતાજીના પુનિત છત્ર નીચે માતાની માયાના એ દિન, ભૂમિના સુંદર દૃશ્ય સમા ચિત્રવત્, અંતરના એક ભાગ પર છવાઇ ગયા હતા. પણ ભૂતકાળના એ સુંદર સ્મરણમાંથી ભાવિનું એક આશાકિરણ પણ નીકળી શકે તેમ ન હતું.

પત્ની થઇ મેં સંસાર નથી સાધ્યો. માતા થઇ પ્રેરણા નથી પામી. પ્રેયસી થઇ બબ્બે આત્માઓમાં વિષ રેડયું. મારા દોહ્યલા જીવનને મેં હવે દયામણુંયે બનાવ્યું.

શાન્તનુનું શરીર અંગાર માફક બળતું હતું. એને સન્નીપાતનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં. એની લવરીમાંએ એ લવતો "બા! તમને કાકા ચોરી જાય છે. શાંતનુને મૂકીને તમે જશો નહિ હો. બા કાકાને ન બોલાવશો. હું તમને વહાલો છું ને?"

એના બોલેબોલે મારૂં અંતર ચીરાઇ જતું. મારા અશ્રુની ધાર મેં એના મસ્તકપર વહેવડાવી હતી. મારૂં હોય તેટલું બળ એકઠું કરી હું કહેતી.

"ભાઇ! તું સાજો થઇ જા. હું કેજ જવાની નથી."

આશા અને નિરાશા, વાસના કે વાંછના મૃત્યુના પડછાયા પાસે પીગળી જતાં હતાં. બુદ્ધિ તર્ક નહોતી ઉડાવતી. હૃદય દાણ નહોતું માગતું. માત્ર એકજ ઇચ્છા અત્યારે તો સર્વોપરી હતી. કે કરતાંયે શાન્તનુ જીવે!

મારા આ હૃદય પરિતાપ માટે કોને દોષ દઉં? કિશોરીને?

આ સર્વ છતાંયે એની સાથે આત્માના સહચારમાં ગાળેલી સુખી પળો માટે હું પશ્ચાતાપ ન કરૂં. શાન્તનુને? એતો આથીયે વધારે મને તપાવે તોયે મારો તો એ પ્રિય બાળકજ હતો. એને દોષ દેવા પહેલાં તો મૃત્યુના કાળ મુખમાં જવા હું તૈયાર હતી. વિધિને તો શો દોષ દઉં? એવા કલ્પનાના વિધિને દોષ દેવામાં કદીએ સાંત્વન મળે?

ભગવાન! નિર્દોષના અંતરનો અવાજ તું નહિ સાંભળે? વગર વાંકે મને વિધવા બનાવી ત્યારે મેં ફરીઆદની ઉની વરાળ કદીયે કાઢી છે? કિશોરી મારા જીવનમાં ન આવી શકે તેની ફરીઆદ પણ હું નહિ કરૂં. મારા આ એકના એક રત્નને --મારા નયનના નુરને તું નહિ જીવાડી!

શાન્તનુનું દર્દ વધતું જતું હતું.

પતિતપાવન કે દીનબંધુ પરમેશ્વર વસતો હોય તો તે મારે માટે ન હતો–મારી પ્રાર્થના કે વિલાપ એને કાને પડતાં ન હતાં. તેલ ખુટતું જતું હતું. મારૂં એ પુષ્પ ધીરેધીરે કરમાતું જતું હતું,

મારી છાતી ફાટી જતી હતી. બ્હાવરી જેવી હું મારા હૈયાના બંધ તુટતા જોતી બેસી રહી હતી.

પ્રભાત થતા પહેલાં તો મારો દીપક બુઝાઇ ગયો. મારા દીલનું અવસાન પણ તે ઘડીથીજ થયું.

# વર્મા

(જયકૃષ્ણ નાગરદાસ વર્મા)

શ્રી. વર્મા હાલમાં 'ગુણસુંદરી' નામનું માસિક ચલાવે છે: અને આ માસિકમાંજ મોટે ભાગે એમની નવલિકાઓ પ્રસિદ્ધ થયેલી.

'વર્માની વિવિધ વાતો' ૧૯૨૫ માં બહાર પડી. મોટે ભાગે અંગ્રેજીને આધારે એમણે કેટલીક વાતો લખેલી છે: અને એ વાતોના વિષય માત્ર આનંદ આપવા પુરતાજ છે. હાસ્યરસની એમની વાતો કેટલીક વખત આપણા સમાજને લાગુ પણ પડતી નથી.

પરંતુ કોઇક કોઇક વાતમાં હલાદૃષ્ટિ આપણને જણાઇ આવે છે. 'કનૈયો'માં એમણે હાસ્યરસ ઠીક આલેખ્યો છે. 'ઉષા અને કમલિની'માં સ્નેહાળ ભી સારી કે ભણેલી સ્ત્રી એ પ્રશ્ન સરસ રીતે ચર્ચ્યો છે, ત્યારે એ વાત અંગ્રેજીને આધારે છે. એટલે શ. વર્માનો નવલિકા સાહિત્યમાં બહુ જ ઓછો ફાળો રહે છે.

અસહકારના જમાનાથી જનસમાજમાં જે ગ્રામ્ય જીવનનો પ્રેમ આવેલો છે તેનો સહેજ કલાયુક્ત ચિતાર 'પતિના વતન'માં લેખકે સારો બતાવ્યો છે. ગામડાનાં મનુશ્યો કેટલાં સ્નેહાળ હોય છે તે શહેરીઓને અનુભવે જ માલુમ પડે. આ લક્ષણ દેખાડવા જરા છૂટા પ્રસંગો લેખકે વધારે વાપર્યા છે ને વસ્તુ છૂટું પડે છે.

પરંતુ ગ્રામ્ય લોકોનો આવો ચિતાર એક નવું પગલું છે. આપણા નવલિકા સાહિત્યમાં બીજા પ્રોફેસરો હોય છે એવો પુસ્તકપ્રેમી આ પ્રોફેસર નથી એટલો આ પાત્રમાં ભેદ છે. આ પ્રોફેસર સ્ત્રી પ્રત્યે પ્રેમ રાખે છે, ગ્રામ્યજીવનમાં આનંદ લે છે ને શહેર ને ગામડા બંનેના વાતાવરણમાં ઉછરેલો છે. ગ્રામ્ય જીવનનાં ઊંડાણ ખેડાતા પહેલાનું આ તો માત્ર પગથીયું જ ગણાય.

'વર્માની વિવિધ વાતો'માંથી 'પતિના વતનમાં' લેવાઇ છે ]

# પોતાના વતનમાં

## ૧

“કેવું રમણીય સ્થળ છે, નાથ! ગામડાં આવાં સુંદર હશે એમ તો સ્વપ્ને પણ નહોતું ધાર્યું” ગાડી ઘર નજીક આવતાં સુશીલાએ સ્વાભાવિક ઉદ્‌ગારો કાઢયા. પ્રોફેસર ચન્દ્રકાન્ત એ ઉદ્‌ગારો આનંદથી સાંભળી રહ્યા.

આ ગામડું—આનંદપુર ખરેખર આનંદનું ધામ હતું. પ્રોફેસર ચન્દ્રકાન્તનું વતન હતું. ગામડાનો દેખાવ રમણીય લાગતો; આજુબાજુનું કુદરતનું સૌન્દર્ય ખાસ કરીને આવા માસમાં, વર્ષાઋતુ પછી તરત જ એથી ય વધારે આહ્લાદક લાગતું. એ એથી ય વધારે આનંદજનક. આનંદપુર-નિવાસીઓનાં હેતાળ હૃદયો હતાં.

પ્રોફેસર ચન્દ્રકાન્તનો જન્મ આ ગામડાંમાં જ થયો હતો. એમના પિતા ગામના એક પ્રતિષ્ઠિત અને આગેવાન ખેડુત હતા. લગભગ ત્રણ વર્ષે આજ પહેલીવાર એમણે ગામડામાં પગ મૂકયો હતો. છેલ્લા રોગચાળામાં થોડા થોડા દિવસને અંતરે માતા, પિતા અને પત્નીને ગુમાવી દીધાથી તેમનું દીલ ઉઠી ગયું હતું. એ ઘણું ખરૂં પાટનગરમાંજ રહેતા; ત્યાંની કોલેજમાં અર્થશાસ્ત્રના અધ્યાપક હતા. ગામની પોતાની જમીન કાકાના દીકરા અમૃતરાયને અમુક શરતે ખેડવા તેમણે સોંપી દીધી હતી.

સુધા તેમની બીજી વારની પત્ની હતી. પાટનગરના એક ધનાઢ્ય પિતાની આ કન્યા શહેરમાં જન્મીને ઉછરી હતી. ગામડું સ્વપ્ને પણ નહોતું જોયું. હજુ એક વર્ષ પહેલાંજ એમનાં લગ્ન થયાં હતાં. ચન્દ્રકાન્ત પત્નીવિરહ સમય જતાં ભૂલવા લાગ્યા હતા; સુધાએ તે સમૂળગો ભૂલાવી દીધો. મેટ્રીક પાસ થઇ એ બાળા કોલેજમાં દાખલ થઇ તે પછી થોડા વખતમાં જ ચન્દ્રકાન્ત તેની તરફ આકર્ષાયા હતા; અને એ સંસ્કારી બાળાને પત્નીપદે સ્થાપવા લલચાયા હતા.

પતિનું વતન–ગામડું જોવાને સુધા કેટલોક સમય થયાં ઇંતેજાર હતી. શહેરના કૃત્રિમ જીવનથી તે કંઇક કંટાળી હતી; ગામડાના એકાંત જીવનનો આસ્વાદ લેવાનો તેને અભિલાષ થયો હતો. ગર્ભવતી પત્નીનો આ અભિલાષ પોષવાની ઓકટોબરની રજાઓમાં પ્રોફેસરને તક આવી.

સુધાને આઠમો મહિનો જતો હતો પણ મુસાફરીમાં ઝાઝી વિંટબણા પડે એમ નહોતું. બે એક વર્ષથી રેલ્વે. ગામના પાદરમાં આવી હતી. ગામ પણ મોટું હતું એટલે જોઇતી સગવડોની ખામી નહોતી. તાલુકાનું મુખ્ય ગામ એટલે નાની સરખી હોસ્પીટલ પણ ગામમાં હતી. જરૂર પડે ડોકટરની મદદ તુરત મળી શકે તેમ હતું.

ગાડીમાંથી ઉતરી બન્ને જણાં ઘરમાં ગયા. લગભગ ત્રણ વર્ષથી અવાવરૂં પડી રહેલું ઘર ! ઠેર ઠેર ધુળના ઢગ જામ્યા હતા. ઘર પાછ

ઈંટોનું ચણેલું એક માળનું હતું. આજુબાજુ નાનો કંપાઉન્ડ કરી લીધો હતો. ગામના બીજા ભાગ કરતાં ઘર સહેજ ઉંચાણએ–ટેકરી પર હોવાથી બારીમાંથી આખું ગામ જોઇ શકાતું. ઘરની પાછળજ નાની પણ સુંદર નદી વહેતી હતી. એ નદી ગામની કુદરતી હદ બાંધતી, બીજી હદ સામી બાજુ રેલ્વે સ્ટેશન બાંધતું.

કંપાઉન્ડમાં થોડાક તુલસી કયારા હતા અને પાંચસાત મોટાં લીમડાનાં અને પીપળાનાં ઝાડ હતાં. એ ઝાડને ફરતા ઓટલા બેસવા માટે ચણી લીધા હતા. સાંજે ઘરના પાછલા ભાગમાં કંપાઉન્ડમાં એકાદ ઝાડને ઓટલે બેસી નદીની આલ્હાદક લહરીઓ અનુભવવામાં ઓર આનંદ આવતો.

"કેટલી બધી ધુળ ચઢી છે! કોઇને સાફ કરવા બોલાવીએ" ચન્દ્રકાન્તે ઘરમાં પેસતાં જ કહ્યું.

"શી જરૂર છે? હું હમણાંજ સાફ કરી નાખીશ." સુધાએ કહ્યું. ગામડાની હવાએ એનામાં અજબ ઉત્સાહ પ્રેર્યો હતો. ધનાઢ્ય પિતાની આ લાડમાં ઉછરેલી શહેરી કન્યા હાથમાં ઝાડુ લઇ ઘર સાફ કરશે, એ વિચારે ચન્દ્રકાન્ત અજાયબ થયો અને ઘડીભર એકીટશે જોઇ રહ્યો. સુધાનો ખાસ વાંધો તો એકાંતમાં ખલલ પડે, તેટલા માટે હતો.

· "આવું સુંદર સ્થળ અને આપણે બેજ જણાં! કેટલો બધો આનંદ આવશે, નાથ! આપણે સાફસુફ કરવા કોઇને નથી બોલાવવાં."

પણ એને ગામવાસીઓના જીવનની કયાં ખબર હતી? અચાનક આવવાનું થયેથી ચન્દ્રિકાન્તે ગામમાં કોઇને ખબર આપી ન હતી; પરંતુ આખું ગામ ચીરીને એમની ગાડી આવી, એટલે અત્યાર પહેલાં ઘણા જાણને એમના આગમનના સમાચાર મળી ગયા હતા.

પાટનગરથી સવારમાં જમીને નીકળ્યા હતા. અત્યારે લગભગ ત્રણ

(18)

વાગ્યા હતા. સાંજના રસોઇના સમય પહેલાં તો બધું સાફ કરી નાખીશું એમ સુધાને ખાત્રી હતી. પણ પહેલાં ચાહ નાસ્તો લઇ મુસાફરીનો થાક ઉતારવાનો વિચાર કર્યો. ટ્રંકમાંથી સાથે આણેલો સ્ટવ અને બીજી જરૂરી વસ્તુઓ કાઢી. પણ દૂધ વગર કેમ ચાલે ? પ્રોફેસર દૂધની ગોઠવણ કરવા ચાલ્યા.

પણ હજી બારણામાંથી બહાર નીકળે તે પહેલાં કંપાઉન્ડનો ઝાંપો ખખડ્યો. કોઇ દાખલ થયું. ચન્દ્રકાન્તે આવનાર વ્યકિતને જોઇ. પગથીઆં ઉતરવાની દરકાર ન કરતાં તે કુદ્યો અને સામો ગયો.

' ઓહો ! કોણ ઇચ્છાકાકી' ચન્દ્રકાન્તે આવનાર વ્યકિતને આવકાર આપ્યો. બન્નેના મુખ પર આનંદ છવાયો હતો.

સુધા પાછળજ આવીને બારણામાં ઉભી હતી. એકાંતમાં ખલલ કરનાર આ ડોશી પર તેને કંઇક ગુસ્સો ચઢયો.

"બેટા ચન્દુ ! તું આવ્યો મા ! ઘણે દહાડે દીઠો. જરા કાગલ તો લખવો'તો; મને તો આપણા ચતુરીઆએ કહ્યું, એટલે તરતજ હું આવી. તારા કાકા ખેતરે ગયા છે. સારો તો છે મા ! "

"હા, કાકી" ચન્દ્રકાન્તે કહ્યું "પણ તમે શું કામ તસ્દી લીધી ? હું નહિ આવત; આ લોટામાં શું છે કાકી ?" ઇચ્છા કાકીના હાથમાંનો લોટો જોઇ તેણે પૂછયું.

"થોડું દૂધ લાવી છું, બેટા ! મેં જાણ્યું કે તું થાક્યો હશે તે લાવ લેતી જાઉં. બીજું કાંઇ તૈયાર નો'તું"

" હું પણ દૂધ લેવાજ આવતો'તો" પ્રોફેસરે કહ્યું ' અમારે ચાહ બનાવવી'તી.'

"વહુ કાંછે, બેટા ?"

"ઘરમાં છે, આવો" સુધા કંઇક ખીજવાતી પાછી અંદર ચાલી ગઇ

હતી. ગામના લોકો આમ વણનોતર્યા આવી એકાંતમાં દખલગીરી કરે તે કેમ સહેવાય ?

ઇચ્છા કાકી ઘરમાં પેઠાં. દાખલ થતાંજ એ અનુભવી ગૃહિણીએ ઘરની સ્થિતિ જોઇ લીધી. 'બાપ બાપ; આટલી બધી ધૂળ!' તેમણે કહ્યું; અને ચન્દ્રકાન્ત તરફ ફરીને ઉમેર્યું "દીકરા! પહેલેથી ખબર આપી હોતતો સાફસુફ કરાવી રાખતને ! ઉભો રહે, હું પેલી સંતોકને બોલાવી લાઉં. અબઘડી સાફ કરી નાખશે"

' પણ ઉતાવળ શી છે ! ચાહ પીને જાઓ ત્યારે મોકલી આપજો.' સંતોકને બોલાવી લાવવા તુરતજ પાછા જવા તૈયાર થયલાં ઇચ્છા કાકીને ચન્દ્રકાન્તે રોક્યાં.

બન્ને જણ રસોડામાં આવ્યાં. સુધા સ્ટવ સળગાવતી તપેલીમાં ચાહનું પાણી ઉકાળતી હતી. ઓળખાણ કરાવવાની રાહ જોયા વિના ઇચ્છા કાકીએ સુધાને બોલાવી " કેમ છે, વહુ બેટા ! સારી તો છેને !"

"હા, જી ! આવો" સુધાએ અનિચ્છાએ આવકાર આપતાં કહ્યું.

"લે કાકી આ દૂધ લાવ્યાં છે. એમને માટે એક પ્યાલો કરજે" ચન્દ્રકાન્તે કાકીના ચાહ માટે વરદી આપી. સુધાએ તપેલીમાં પાણી ઉમેર્યું. ચાહ પીતાં પીતાં પતિપત્નીને એકાંત નહિ ! સુધાને મનમાં બહુ લાગ્યું.

ચાહ પીતાં પીતાં કાકીએ ગામની આગલીપાછલી ઘણી વાતો કરી નાખી. ચન્દ્રકાન્તનાં એ સગાં કાકી ન હતાં માત્ર દૂરનું સગપણ. પરંતુ ચન્દ્રકાન્તને નાનપણમાં એમણે ધવડાવેલો અને ઉછેરવામાં પણ ઘણી મદદ કરેલી એટલે એને પોતાના દીકરા જેવોજ ગણતાં. " એ હવે તો મોટો માણસ થઇ ગયો. અહિં હતો ત્યારે તો મારે ઘેરજ આખો વખત રહેતો. હવે તો એ બધું ભૂલી ગયો હશે." કાકીએ કહ્યું.

" એમ તે ભૂલાય, કાકી !" ચન્દ્રકાન્તે ખાત્રી આપી.

" ઠીક ચાલો હું હવે જાઉં. હા, પણ જુઓ હું કહેવાનું ભૂલી જતી'તી. અત્યારે રાંધવાની ખટપટ ના કરતાં. આપણે ત્યાં જમજો."

" પણ કાકી જમવાનું શું કરશો ? મારે તો કઢી જોઇશે, તમારા હાથની કઢી ખાધાને બહુ વખત થઇ ગયો." ચંદ્રકાંતે આનાકાની વગર નોતરું સ્વીકારી લીધું. સુધાને આ ન ગમ્યું.

" જોયું વહુ ! હજી એવોને એવોજ રહ્યો. ઠીક ભાઇ ! કઢી કરીશ, પછી કાંઇ ? તમે બેઉ અહિંથી પરવારીને આવજો. તારા કાકા સૂરજ આથમતાં ઘેર આવશે ત્યાર સુધીમાં તો રસોઇ થઇ જશે."

" કાકીજી તમે ઉતાવળ ન કરશો. હું આવીને તમને રસોઇ કરવા લાગીશ." સુધાએ વિવેક ખાતર કહ્યું.

" ના બેટા ! તું હમણાં જરા સુખેથી બેસ. આવી અવસ્થામાં બહુ મહેનત ના કરતી. રસોઇ તો જોતજોતામાં કરી નાખીશ. પેલી સંતોકને જઇને મોકલું છું, તે તને સમજ પાડશે." કાકીની ચપળ અને અનુભવી આંખે સુધાની સ્થિતિ જોઇ લીધી હતી.

૨

ઇચ્છાકાકી ગયા પછી સુધાએ કહ્યું: " લોકો આમ આવીને નકામી દખલ શા માટે કરતા હશે ? એ કોણ છે નાથ ?"

ચન્દ્રકાન્તે બધી વાત કરી અને ઇચ્છાકાકી અને તેમના પતિ હિંમત કાકા કેવા સ્નેહાળ માણસ છે, પોતાને માટે કેટલી બધી પ્રીતિ રાખે છે તે જણાવ્યું " એમને ત્યાં જમવાનો તને વાંધો નથી ને."

" વાંધો હોય તોય શું ! તમારે માટે આટલો સ્નેહ બતાવે અને ના જઇએ તો કેવું ખરાબ લાગે ?"

" સુધા ! તું મનમાં ઓછું ના આણ. તું કહે તો જઇને કાકીને ના પાડી આવું."

" ના, ના. આજનોજ દહાડો છે ને ? કાલથી તો આપણે બેજ જણ. "

આ વાતો ચાલતી હતી ત્યાં સંતોક આવી પહોંચી. તેને સાફસુફ કરવાની સમજણ પાડી બંને કંપાઉન્ડના પાછલા ભાગમાં એક લીમડાની શીતલ છાયા નીચે ઓટલા ઉપર જઇને બેઠાં. નદી તરફથી પવનની આનંદ જનક લહરીઓ આવતી હતી. સુધા એ લહરીઓ અનુભવવામાં અને પ્રેમગોષ્ટીમાં પોતાનો ખીજવાટ ભૂલી ગઇ.

" તન્દુ તાતા ! સુધા તાતી ! " બંને જણ સ્નેહસ્વર્ગમાં મહાલતા હતાં, તેવે વખતે એક તોતડો પણ મીઠો, સ્નેહભર્યો અવાજ આવ્યો."

ચન્દ્રકાન્ત અને સુધાએ પાછળ ફરીને જોયું. એક નાનકડી પાંચ વર્ષની બાલિકા બે વર્ષના એક બાળકને આંગળીએ તેડીને ચાલી આવતી હતી. પ્રોફેસરે બાલકોને ઓળખ્યાં.

" કોણ ચન્દન ! આવ બેન શરદ ! કેમ છો બેટા ?" પ્રોફેસરે બંને બાલકોને પોતાની ગોદમાં ઉપાડી લીધાં. ' સુધા ! આમને ઓળખે છે ? એ અમૃતભાઇનાં બાલકો. તમે બંને એકલાં આવ્યાં ?" તેમણે બાલકોને પૂછયું.

"ના માશી બા આવેછ. અમે દોલતા દોલતા આવા. " ચંદને કહ્યું.

" દીઆરજી ! સુધા બેન ! કેમ છો ? ખુશીમાં તો ખરાં ? " લીલા-ભાભીએ આવતાં ખબર પૂછ્યા.

" હા આવ. " બંનેએ કહ્યું. કેમ છો તમે, ભાભી ? ચન્દ્રકાન્તે ઉમેર્યુ.

" જેવાં જુઓ છો તેવાં. "

" ભાભીજી ! તમે કંઇક સૂકાયાં લાગો છો. " સુધાએ જેઠાણી

માટે ચિંતા બતાવી. લીલાભાભી લગ્ન વખતે પાટનગર આવ્યાં હતાં ત્યાર પછી આજે એ બંને પહેલવહેલાં મળ્યાં હતાં.

"હા પાણીમાં ચણો સુકાય તેમ !" દીયરજીએ ટકોર કરી. લીલાભાભી હસી પડર્યાં.

"હજી એવાને એવાજ રહ્યા કે ? મેં તો જાણ્યું કે હવે મોટા પ્રોફેસર થયા તે કંઇ સુધર્યા હશે !"

"અમૃતભાઇ કયાં છે ? તેમની તબીઅત તો સારી છે ને ?" પ્રોફેસરે પુછયું. 'ખેતરે ગયા છે. હવે આવતા હશે, તમારે ન લખવાં કાગળ કે પત્તર. છાનામાના ચોરની જેમ ગામમાં ભરાઇ જવું. જરા આગળથી ખબર આપ્યા હોત તો સ્ટેશન સામા આવત; ઘર સાફસુફ કરાવી રાખત."

"અમે તો ચોરની જેમ આવીએ પણ તમારૂં પોલીસપણું કયાં ઓછું છે. ? તુરતજ પકડી પાડો."

"ઘરમાં તો બધે શેર શેર ધુળ ચઢી હશે. લાવો હું સાફ કરી નાખું."

"એમ મળવા આવે તેને દળવા બેસાડાય ? ઇચ્છાકાકીએ સંતોકને મોકલી છે તે સાફ કરે છે."

"ઠીક, પણ અત્યારે જમવાનું આપણે ત્યાં રાખજો. થાકયાં હાર્યાં નકામી ખટપટ ના કરશો" લીલાભાભીએ નોતરૂં દીધું.

"જમણ ઉપર કાંઇ દક્ષણા મળશે ખરી કે ? દક્ષણાની લાલચ હોય તોજ અવાય એમ છે."

"ઓહો ! તમે તો બ્રાહ્મણ વેડાય શીખ્યા લાગો છો ! અમારે ત્યાં કંઇ દક્ષણા બક્ષણા નહિ મળે."

"તો તો પછી તમારૂં નોતરૂં નહિ સ્વીકારાય."

"કેમ ! સપાડું ચઢતું હશે, નહિ વારૂં ! અમને બદલામાં ના જમાડશો, પછી કંઇ ?"

"જમવાનું તો માગો તોય ક્યાં છે ? પણ વાત એમ છે કે ઇચ્છા કાકી હમણાંજ કહીને ગયાં. તમે દક્ષણાની લાલચ આપતાં હો તો શ્રાદ્ધમાં બ્રાહ્મણો કરે છે તેમ એમને ત્યાં થોડું થોડું જમીને તમારે ત્યાં આવીએ."

"ઇચ્છાકાકી કહી ગયાં હોય તો એમનો હક્ક પહેલાં. તો પછી કાલે આપણે ત્યાં."

"આવતી કાલનો પણ કાર્યક્રમ આ પ્રમાણે ગોઠવાતો સાંભળી પતિપત્નીની દૃષ્ટોદૃષ્ટ મળી. પ્રોફેસર સુધાનો કચવાટ સમજી ગયા. એથી કાંઇ વધારે છે ?"

"ના તે નહિ ચાલે." લીલાભાભીએ હઠ લીધી. સુધાએ જોયું કે છુટકો નહિ થાય.

"ઠીક ભાભીજી ! આવીશું ત્યારે. તમને કાંઇ ના પડાશે ?" તેણે કહ્યું. થોડીવાર બેસી લીલાભાભી છોકરાંને લઇને ગયાં.

"મારો તો વિચાર ના પાડવાનો હતો" પ્રોફેસરે કહ્યું.

"શું કરીએ? ના પાડત તો ખોટું લાગત. હશે એક દહાડો વધારે" સુધાએ કહ્યું.

૩

રાત્રે ઇચ્છાકાકીને ત્યાં વાળુ કર્યા પછી પરસાળમાં આજુબાજુના ગૃહસ્થોનો ડાયરો પ્રોફેસરને મળવા માટે ભરાયો. પાછળ વાડામાં સ્ત્રીમંડળની મેદની જામી. બન્નેને રાત્રે લગભગ અગીયાર વાગ્યે છુટકો થયો.

ઇચ્છાકાકીએ વાળુ કરતાં કરતાં સુધાની સ્થિતિ વિષે જોઇતી પુછ-

પરછ કરી લીધી હતી. કયારે પ્રસવનો સમય આવી લાગે તે ચોક્કસ ન હતું. તેમણે જતી વખતે પ્રોફેસરને એકાન્તમાં બોલાવીને કહ્યું "જો દીકરા ! વહુને કોઇ પણ વખત જરૂર લાગે તો મને તરતજ બોલાવજે"

"એવી ચિંતા કરવાની જરૂર નથી. કાકી ! હજુ તો થોડા દિવસ નીકળી જશે. અહિંની હોસ્પીટલનો દાકટર મારો દોસ્તદાર છે. મેં તેની સાથે આગળથી નર્સ વગેરેની ગોઠવણ કરી છે."

"છતાં મારા જેવું ઘરડું માણસ પાસે હોય તો સારૂં. રાત મધરાત ગમે ત્યારે જરૂર પડે, એવે વખતે તારે બોલાવવા આવવું નહિ પડે. ઘરની આગલી બારીમાં એક દીવો સળગાવીને મૂકજે, એટલે હું સમજી જઇશ અને દોડતી આવીશ. મારી ઉંઘ બહુ હળવી છે."

પ્રોફેસરને કાકીની આ ચિંતા નકામી લાગી. છતાં વાત ધ્યાનમાં રાખી લીધી.

બીજે દિવસે પ્રોફેસર હજી દાતણ કરતા હતા ત્યાં એક ૭૯–૮૦ વર્ષની ઉમ્મરના વૃદ્ધ ગૃહસ્થની સવારી આવી પહોંચી.

"ઓહો ! હરજીદાદા ! આવો આવો કેમ છો ? ખુશીમાં તો ખરા ?" પ્રોફેસરે આવકાર આપ્યો.

"હા, દીકરા" હરજીદાદા પ્રોફેસરના દાદાના મિત્ર થતા. પ્રોફેસરના પિતાને પણ તેમણે રમાડેલા. ૭૯–૮૦ વર્ષની ઉમ્મરે પણ એમનું શરીર અચકયું ન હતું.

"દાદીમા કેમ છે ? ચુનીભાઇની તબિઅત કેવી છે ?" ચુનીલાલ દાદાનો પૌત્ર હતો. એનો પિતા એના જન્મ પછી તરતજ ગુજરી ગયો હતો.

"ચુની તો આનંદમાં છે, પણ તારી દાદીની તબિયત જરા લથડી છે. હવે એ બહાર નથી નીકળી શકતાં. તારા આવ્યાની વાત જાણી

એણે આખી રાત જીભ મોઢામાં નથી ઘાલી. 'મારે ચંદુને જોવો છે. એની વહુને જોવી છે. બંનેને અહિં તેડી લાવો' કહી કહીને મારો જીવ લીધો. 'સવારમાં વહેલા ઉઠીને જઇશ' એમ મેં કહ્યું. ત્યારે કંઇક ટાઢી પડી. તમે બેઉ ક્યારે આવશો? ઉજમ પણ તને મળવા તલપી રહી છે" ચુનીની વિધવા માતા ઉજમ પ્રોફેસર માટે ઇચ્છાકાકી જેટલોજ સ્નેહ ધરાવતી હતી.

"અમે અહિંથી પરવારીને નીકળીશું. અમૃતલાલને ત્યાં જમવા જવું છે. તે રસ્તામાં તમારે ઘેર થઇને જઇશું. તમે ઘેરજ હશો ને?"

"હા, બેટા! હું તો કોકંદી ખેતર જાઉં. હવે તો ચુની બધું સંભાળે છે. એને પણ ઘેર રહેવાનું કહીશ. ચાલો હું જાઉં; સારે."

"દાદા, ચાહ તૈયાર થઇ છે. પીને જાઓ."

"ના બેટા! મને ચાહ નથી સદતી. હું તો ઘેર જઇને થોડીક છાશ પીશ."

દાદા ગયા. સુધા આ બધી વાતો સાંભળી રહી હતી. આ વખતે તો તેના કચવાટનો પાર ન હતો. "અહિં આટલા બધા માણસો તમારે માટે સ્નેહ રાખતા હશે, એવી મને તો ખબરજ નહિ." તેણે કહ્યું.

"બીચારાં બહુ ભોળાં ને સ્નેહાળ છે. આપણે દાદીમાને મળવા જઇશું ને?" પ્રોફેસરે પૂછ્યું.

"હા, હા, જરૂર જઇશું." દાદાદાદીના સ્નેહે એકાન્ત માટેની ઇચ્છા પલવાર ભૂલાવી દીધી.

દાદાને ઘેર ગયા ત્યાં ઉજમ કાકીએ નવી લાલચ આપી "ચંદુભાઇ કાલે જમવાનું અહિં રાખજો. હું દહિંવડાં કરવાની છું." ઉજમ કાકીનાં દહિંવડાં પ્રોફેસરની માનીતી વસ્તુ હતી. "ના કહેશો તે નહિ ચાલે." તેમણે ઉમેર્યું.

"શું કામ તસ્દી લો છો, કાકી! વળી કોઈ વાર જરૂર આવીશું." પ્રોફેસરે સુધાને ખાતર ના પાડવાની હિંમત તો કરી.

"એમાં વળી તસ્દી શાની?" બીજું શું કહેવું તે પ્રોફેસરને ન સૂઝ્યું. તેમણે સુધા સામે જોયું. તે મદદે આવી. પોતાને ખાતર આ સ્નેહાળ લોકો વચ્ચે પ્રોફેસરની સ્થિતિ કફોડી કરવા તે ઈચ્છતી ન હતી.

'કાકીજી! તમારો આગ્રહ છે તે કંઈ ના પડાશે?' તેણે વિવેક બતાવ્યો.

આમ મળવા ને જમવા જવાનો કાર્યક્રમ દિવસો સુધી ચાલ્યો. ઉપરાંત સવારમાં કોઈ ને કોઈ પ્રોફેસરને મળવા ને વાતો કરવા આવતું. બપોરે સુધા પાસે સ્ત્રીવર્ગ ઉભરાતો. ઈચ્છા કાકીએ તો આ રૂપાળી, વિવેકી વહુની માની ખોટ પુરવાનો સંકલ્પ કરી લીધો હતો. લીલા ભાભી અને ઉજમ કાકી પણ લગભગ દરરોજ પરવારીને આવતાં. તેમની સાથે ગામનાં બીજાં બૈરાંઓ પણ અવારનવાર આવી જતાં. તેમના મનમાં હતું કે આ બીચારીને એકલાં પડતાં ગમશે નહિ અને તેનો જીવ આનંદમાં રાખવા સૌ બનતા પ્રયત્નો કરતાં. પ્રોફેસર પણ ગામડાના સ્નેહાળ લોકોની મમતા જોઈ જૂના દિવસો ફરી અનુભવવા લાગ્યા હતા. સુધાનો કચવાટ તે લગભગ ભૂલી ગયા હતા. પતિનો ઉત્સાહ અને આનંદ જોઈ સુધા પણ વિવેક બતાવવા ચૂકતી નહિ, અને તેમનો આનંદ વધારવા પ્રયત્ન કરતી. પણ પતિ સાથે એકાંતમાં રહેવાની તેની ઇચ્છા ફળીભૂત ન થઈ.

૪

લગભગ પંદરેક દિવસ આમ ચાલ્યું. એક દિવસ બપોર પછી એકાએક વાવાઝોડા સામે વરસાદની સખત હેલી શરૂ થઈ. સાંજ સુધીમાં તો આખા ગામમાં પાણી ફરી વળ્યું. કેટલાંક ઘરોમાં પણ પાણી ભરાયું.

નદીના મુખ આગળ પણ સખ્ત વરસાદ પડવાથી પૂર આવ્યું હતું. આજુબાજુ જ્યાં જોઈએ ત્યાં જલપ્રલય દેખાતો.

'હાશ !' સુધાએ કહ્યું 'આજે કોઈ નહિ આવી શકે !' મળવા આવવા ઇચ્છનારને કમ્મરપુર પાણી ચીરવાં પડે એમ હતું.

"ખેડુતોને બહુ નુકશાન થશે. આ વરસાદ પાક બધો બગાડી નાખશે" પ્રોફેસરે ગામ લોકોના હિત માટે ચિંતા બતાવી. "આવો તો સખ્ત વરસાદ મારી જીંદગીમાં પહેલવહેલો અહિં જોયો."

"ગમે તેમ થાય. આપણને તો એકાંત મળશે !" સુધા મનમાં બબડી. ગામના ખેડુતોના જીવ અત્યારે તાળવે ચોંટ્યા હશે, તેની એ શહેરી બાળા ક્યાંથી કલ્પના કરી શકે ?

આજે આખો દિવસ કોઈ આવી શક્યું નહિ. બન્નેએ બધો વખત વાતો કરવામાં અને સાથે વાંચવામાં ગાળ્યો. પંદર દિવસની ધમાલ પછી મળેલું એકાંત સુધાને બહુ મીઠું લાગ્યું. તે સ્વર્ગમાં મહાલતી હતી.

આટલું છતાં પંદર દિવસથી પડેલી ટેવો કોઈ કોઈ વાર બન્નેને સાંભરી આવતી અને એકાંત કાંઈક સાલતું. રાત્રે લગભગ દસ વાગ્યે વરસાદ બંધ પડ્યો; પણ રસ્તાઓ પાણીથી ભરપૂર હતા અને સવાર સુધી એ પાણી ઉતરી જાય એવો સંભવ નહોતો.

પણ હજી સવાર પડે તે પહેલાં સુધાએ પ્રોફેસરને ઉંઘમાંથી ઉઠાડ્યા.

'શું છે સુધા ?' તેમણે પૂછ્યું.

'મને પેટમાં દુઃખાવો થાય છે, નાથ !'

પ્રોફેસરે ખાટલામાંથી કુદકો માર્યો. ઉઠીને દીવો સળગાવ્યો. ઘડિયાળમાં જોયું તો અઢી વાગ્યા હતા. રસ્તામાં પાણીની સ્થિતિ જોવા બારીમાંથી નજર નાખી. અંધારૂં છતાં આંખે પાણી માપવાનો પ્રયત્ન કર્યો. એ પાણી ચીરીને ગામને બીજે છેડે હોસ્પીટલમાં ડોક્ટરને કોણ

"શું કામ તસ્દી લો છો, કાકી ! વળી કોઇ વાર જરૂર આવીશું."
પ્રોફેસરે સુધાને ખાતર ના પાડવાની હિંમત તો કરી.

"એમાં વળી તસ્દી શાની ?" બીજું શું કહેવું તે પ્રોફેસરને ન સૂઝ્યું. તેમણે સુધા સામે જોયું. તે મદદે આવી. પોતાને ખાતર આ સ્નેહાળ લોકો વચ્ચે પ્રોફેસરની સ્થિતિ કફોડી કરવા તે ઇચ્છતી ન હતી.

'કાકીજી ! તમારો આગ્રહ છે તે કંઇ ના પડાશે ?' તેણે વિવેક બતાવ્યો.

આમ મળવા ને જમવા જવાનો કાર્યક્રમ દિવસો સુધી ચાલ્યો. ઉપરાંત સવારમાં કોઇ ને કોઇ પ્રોફેસરને મળવા ને વાતો કરવા આવતું. બપોરે સુધા પાસે સ્ત્રીવર્ગ ઉભરાતો. ઇચ્છા કાકીએ તો આ રૂપાળી, વિવેકી વહુની માની ખોટ પુરવાનો સંકલ્પ કરી લીધો હતો. લીલા ભાભી અને ઉજમ કાકી પણ લગભગ દરરોજ પરવારીને આવતાં. તેમની સાથે ગામનાં બીજાં બૈરાંઓ પણ અવારનવાર આવી જતાં. તેમના મનમાં હતું કે આ બીચારીને એકલાં પડતાં ગમશે નહિ અને તેનો જીવ આનંદમાં રાખવા સૌ બનતા પ્રયત્નો કરતાં. પ્રોફેસર પણ ગામડાના સ્નેહાળ લોકોની મમતા જોઇ જૂના દિવસો ફરી અનુભવવા લાગ્યા હતા. સુધાનો કચવાટ તે લગભગ ભૂલી ગયા હતા. પતિનો ઉત્સાહ અને આનંદ જોઇ સુધા પણ વિવેક બતાવવા ચૂકતી નહિ, અને તેમનો આનંદ વધારવા પ્રયત્ન કરતી. પણ પતિ સાથે એકાંતમાં રહેવાની તેની ઇચ્છા ફળીભૂત ન થઇ.

## ૪

લગભગ પંદરેક દિવસ આમ ચાલ્યું. એક દિવસ બપોર પછી એકાએક વાવાઝોડા સાથે વરસાદની સખત હેલી શરૂ થઇ. સાંજ સુધીમાં તો આખા ગામમાં પાણી ફરી વળ્યું. કેટલાંક ઘરોમાં પણ પાણી ભરાયું.

'એમ ના ગભરા દીકરી! સૌ સારાં વાનાં થશે' કાકીએ હીંમત આપી 'ડૉકટર ને નર્સ હમણાં આવી પહોંચશે.'

ઘરથી નીકળતા પહેલાં કાકીએ પાડોશીના છોકરા ચતુરીઆને હૉસ્પિટલમાં સંદેશો લઈ મોકલ્યો હતો અને ગમે તેમ થાય તો ય ડૉક-ટરને અને નર્સને જલ્દી તેડી લાવવાનું કહ્યું હતું.

થોડીવારમાં હિંમતકાકા સળગતી સગડી લઈને આવ્યા. પાછળ પ્રોફેસરે હાથમાં ગરમ કૉફીનો પ્યાલો લઈને આવ્યા. કાકીએ બન્નેને પાછા વિદાય કર્યા અને ડૉકટર આવે કે તુરત ઉપર મોકલવવાનું કહ્યું.

થોડીવારે ડૉકટર પણ દવાની જરૂરી ઓજારોની પેટી લઈ કમ્મર પૂર પાણી ચીરી આવી પહોંચ્યા. નર્સની હિંમત ના ચાલી એટલે તે આવી ન શકી.

ડૉકટરના આવ્યા પછી થોડેક સમયે સુધાએ એક પુત્રને જન્મ આપ્યો. પ્રસવ પ્રસંગે કાકીએ એક સુશિક્ષિત નર્સને ભૂલાવે એવી સહાય કરી હતી. ડૉકટર પણ અજાયબ થયા.

કાકી તો 'દીકરા ચન્દુ'ના એ નાનકડા પુત્રને જોઈ હર્ષથી અર્ધાં ગાંડાં બની ગયાં. જાણે પોતાનાજ પુત્રનો એ પુત્ર હોયની! સુધાને બીછાનું ફરી ઠીકઠાક કરી પાછી સુવરાવી, તરતજ નીચે જઈને તેમણે વધામણી આપી. હિંમતકાકા પણ પૌત્રનું મુખ જોવા અધીરા થઈને દોડ્યા.

'જાણે નર્યો આપણો ચન્દુ! એ નાનો હતો ત્યારે આવોજ હતો' કાકાએ અભિપ્રાય આપ્યો.

સવાર પડતા પહેલાં તો કાકીએ પુત્ર પ્રસવના સમાચાર આખા ગામમાં ફેલાવી દીધા. ઓળખીતાપાળખીતાને ત્યાં પોતાને ઘેરથી

ખબર આપવા જશે ? એ પ્રશ્ને પ્રોફેસરને મુંઝવ્યા. કોઇ જઇને ખબર આપે તોય ડોકટર અને નર્સ વેળા સર આવી શકશે કે કેમ તેની તેમને શંકા થઇ.

આ મુંઝવણમાં હતા ત્યાં પ્રોફેસરને ઇચ્છાકાકીની સૂચના યાદ આવી. તુરતજ એક બીજો દીવો સળગાવી બારીની વચ્ચોવચ્ચ મૂકયો.

સુધા પેટમાં થતા દર્દને લીધે બીછાનામાં પાસાં ફેરવી રહી હતી. ખાળી રાખવા છતાં વારંવાર ધીમી બૂમ મુખમાંથી નીકળી જતી. પ્રોફેસર મનમાં ગભરાતા છતાં ઉપરથી હિંમત રાખી પત્નીને ધીરજ આપતા. 'એમ ગભરાય છે શું કામ ? કશું ય થવાનું નથી. જરા અપચો હશે તે હમણાં દુખતું મરી જશે.'

દીવો બારીમાં મૂકયાને હજી દશ મીનીટ ભાગ્યે વીતી હશે ત્યાં કમ્પાઉન્ડનો ઝાંપો ખખડયો. પ્રોફેસર નીચે દોડયા અને બારણું ઉઘાડી જોયું તો ઇચ્છાકાકી નીતરતે લુગડે ઉભાં હતો. પાછળ હિંમતકાકા પણ હતા. આ બન્નેનો સ્નેહ અને તત્પરતા અનુભવી પ્રોફેસરનું હૃદય આભારથી ભરાઇ આવ્યું. 'કાકી આવ્યાં ?' એટલુંજ તે બોલી શકયા. ઇચ્છાકાકીએ તેને જવાબ આપવાની દરકાર ન કરી. તરતજ સુધાનું એક લુગડું પડેલું તે લઇ તેમણે બદલી નાખ્યું અને પ્રોફેસરને તથા હિંમતલાલને સ્ટવ સળગાવી કોફી અને સગડી સળગાવવાનું કહી ઉપર ચાલ્યાં ગયાં.

પ્રોફેસર નીચે કેમ ગયા તેની સુધાને ખબર ન હતી. તેમને પાછા આવતાં વાર લાગી તેથી તે કચવાઇ રહી હતી. અત્યારે ઇચ્છા કાકીને જોવાની તેણે આશા નહોતી રાખી. એટલે તેમને જોતાં પહેલાં તો અજાયબ થઇ; પછી કંઇક સમજી. કાકી તેના બીછાના પાસે આવતાંજ 'ઓ કાકીજી' કહી તેમને બાઝી પડી.

# રાયચુરા

( ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા )

ગાંધીયુગની છાયા નીચે નવીજ ભાવનાઓને સેવી રહેલા રા. રાયચુરાની સાહિત્યક્ષેત્રમાં વિવિધ પ્રકારની પ્રવૃત્તિ છે. હાલમાં લોકસાહિત્યના સંશોધન અને સંગ્રહની પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલી રહી છે તેમાં એ ખાસ ભાગ લે છે. સૌરાષ્ટ્રની ગત સંસ્કૃતિ રજુ કરવા એ અથાગ મહેનત લઇ રહ્યા છે. અને આટલા માટેજ લોકસાહિત્ય આપતું 'શારદા' માસિક પણ ચલાવે છે. લોકગીતોના પ્રચાર માટે પ્રયાસ કરે છે. અને લોકવાર્તાઓનો (૧૯૨૬) તો એમણે સંગ્રહ પણ બહાર પાડેલો છે.

અસહકારયુગના પરિણામરૂપ હાલની એમની પ્રવૃત્તિ છે. આ યુગમાં જોવામાં આવતા વિષયોનાં આલેખન પણ એટલા માટે જ એમની કૃતિઓમાં નજરે પડે

નવલિકાસંગ્રહ

ખાજાખાકર મોકલી આપ્યાં. ખબર જાણી હરજી દાદા દોડતા આવ્યા. કંપાઉન્ડને ઝાંપેથી જ તેમણે બુમ પાડી: 'ચન્દુભાઇ! હું ફીકાને રમાડવા આવું કે? તારી દાદી તો સાંભળીને હરખથી ઘેલી થઇ ગઇ છે.'

'આવો, આવો દાદા' ઉપર રહ્યે રહ્યેજ પ્રોફેસરે જવાબ દીધો.

'નાથ! એને લઇ જાઓ. દાદાજીને રમાડવા આપો' સુધાએ ઉમળકાથી કહ્યું. 'કેવા સ્નેહાળ માણસો છે!' તેણે ઉમેર્યું.

દાદાએ ફીકાના હાથમાં બે રૂપીયા મૂકયા અને આશીર્વાદ દીધો. 'ઘણું જીવજે દીકરા, ને મારા જેવો ઘરડો ડોસો થજે' પોતાની ચોથી પેઢી જોઇ હોય એટલો આનંદ ડોસાના વાત્સલ્યભર્યા મુખ પર દેખાતો હતો.

# સાજણ

"હાજીરાજ ! એક વર્ષ તો માફ કર."

"એમાં હું કંઇ ફેરફાર કરી શકું તેમ નથી. તારે વિઘોટી આપવીજ પડશે."

"અરે ભલા માણસ ! દુકાળ પડ્યો છે. છોકરાંઓને ખાવાને પુરૂં અન્ન પણ નથી–પહેરવાને વસ્ત્ર પણ નથી એવે વખતે તમે અધિકારીઓ જરા પણ દયા બતાવી ન શકો ?"

"રામદે ! તમે ખેડુતો હવે લુચ્ચા થતા જાઓ છો. ઘરમાં અનાજ સંતાડી ભુખે મરવાના ઢોંગ કરી દરબારને ઠગવા માંગો છો કેમ ?" હાજીરાજે રામદેને દમ માર્યો.

"બાપુ ! હાજીરાજ ! તું અમારા હાથમાં ઉછરેલો છોકરો આવો નિવડશે એમ અમે સ્વપ્ને પણ નહોતા ધારતા. અમારા ગામનો રહીશ

(19)

છે. એટલે લોકવાર્તાઓ સિવાયની નવલિકાઓમાં પણ મુખત્વે એજ વાતવરણ ફેલાયલું જોવામાં આવે છે.

૧૯૨૫ માં એમણે ' રાયચુરાની રસીલી વાર્તાઓ ' પ્રસિદ્ધ કરી. લગભગ ૧૯૧૫ ના સાલથી એ વાર્તાઓ ઉપર હાથ અજમાવી રહ્યા હતા. પરંતુ મોટા ભાગની વાતો ગાંધીયુગના વિચાર અને વાતાવરણને મળતી છે. અને એ વાતોનાં કેટલાંક લક્ષણો ' લોકવાર્તાઓ ' ને મળતાં આવે છે. રા. રાયચુરાની વાતો પર લોકસાહિત્યની સ્પષ્ટ અસર છે. અને આ લોકવાર્તાઓને નવા વિચારોમાં ઘટાવી આપણા વખતની અસર નીચે એ બહાર પાડે છે.

રસીલી વાતોમાં દરબાર અને ખેડુત એ વિષય ઉપર ત્રણ વાતો છે. અને કાઠીયાવાડના ખેડુતોની નીતિનો ચિતાર આપવાનો લેખકનો પ્રયાસ છે. ખેડુતો પ્રત્યેનો એમનો પ્રેમ, અને એ લોકોના ઉંચા ચારિત્ર્યની પ્રશંસા લેખકે આમાં કરી છે. ' રેણુકા ' ' સાજણ ' અને ' રાયમલ ' એ ત્રણ આજ વિષય ચર્ચતી વાતો છે. પાછલી બેમાં તો આદર્શ દરબાર પ્રજાનું કેમ પાલન કરે છે, અધિકારીઓને કેમ દેશ પાર કરે છે અને પુત્રને પણ સજા કરવા તૈયાર થાય છે એનો આદર્શ રજુ કર્યો છે. એમાં ખેડુતોની કન્યાઓ કેટલી ઉંચી સંસ્કારવાળી અને ખેડુતો પણ કેટલા રાજભકત ને નિર્દોષ હોય છે તેનો ખ્યાલ મળે છે. ' સાજણ ' માં વાર્તાનો ઉઠાવ તથા વસ્તુગુંફન સારાં છે.

લેખકનો મુખ્ય વિષય આ છે. ઉપરાંત પોતાનાં સ્વપ્નાં અને પોતાની દેશભકિત પણ વાતોમાંથી જણાઇ આવે છે. ' પાશેર પુણીમાં પાદશાહી ' ને કૃષ્ણકુમારીમાં અસહકાર યુગની અસર સ્પષ્ટ છે. સામાજીક પ્રશ્નો તરફ પણ એમનું ધ્યાન ' મારા પ્રિયતમ પરણ્યા ' તથા ' પ્રેમની પૂર્ણાહૂતિ ' માં ગયું છે. એમાં કલા સ્વરુપ પણ છેજ.

આ લોક સાહિત્ય અને નવલિકાની પ્રવૃત્તિ ઉપરાંત ' રાસમંદિર ' તથા નવલકથા સ્નેહપૂર્ણા આદિ કૃતિઓ પણ એમની જ છે.

' રાયચુરાની રસીલી વાતો ' માંથી ' સાજણ અહિં લીધી છે. ]

"ખરૂં બાપલા ખરૂં ! પણ બે વર્ષથી અમારી શી હાલત છે તે તું સારી રીતે સમજે છે. રાજાઓનો રાજા મેઘરાજા રીસાઇ ગયો છે. બે વર્ષથી ઉપરાઉપરી દુકાળ પડવાથી ખેતરમાં કંઇ પાક્યું નથી. બાંધી મુઠી લાખની દાજી ! જો તું માનતો હો તો માનજે પણ અમે છેલ્લા બે મહિનાથી એકટાણુંજ ખાધું છે. ચાર ગાય હતી તેમાંની બે વેચી નાખી, બાકીની બેને પુરતો ચારો પણ મળતો નથી. હું ભુખે રહીશ, મારાં છોકરાં ભુખે મરશે પણ આ ગાય માતાને હું ભુખી નહિ રહેવા દઉં. અમારે માટે નહિ પણ આ ગાવડીની દયા ખાઇને પણ તું જો થોડો વખત વિઘોટી થોભાવીશ તો તારા કરોડો ઉપકાર થશે—"

બીજા ફળીયામાંથી કોમળ કંઠે ગવાતા રાસનાં ચરણ સંભળાયાં. દાજીનું ધ્યાન તે તરફ ગયું.

હરિ વેણુ વાય છે રે હો વનમાં
તેનો વેદ લાગ્યો મારા તનમાં,
ચિતડામાં ચટપટી રે હો લાગીઃ
જીવન જોવાને હું જાગી—
રસિયાજીને રે હો રાગે.

× × × ×

મારે આંગણ ફૂલની રે હો વાડી,
ત્યાં મારો પ્રિયતમ પધારે દાડી દાડી
ધડી એક ... ... ... ... ...

"રામ દે ! આ રાસ કોને ત્યાં ગવાય છે?" દાજીરાજે અધિરતાથી પૃછ્યું.

"એ તો ભાણું દદુબરની દિકરીનાં લગન છે તેના આનંદમાં તેના ફળીયામાં રાસ લેવાય છે."

તું જરા ભણ્યો, દરબારમાં તને કારકુનની જગ્યા મળી ત્યારે અમે બધા ખેડુતો ખુશ થયા કે આપણા ગામનો જ માણસ દરબારી નોકરીમાં આગળ વધશે તો આપણને ખેડુતોને રાહત મળશે. આપણાં દુઃખો તે દરબાર સમક્ષ મૂકશે એટલું જ નહિ પણ પોતાના દેશીજનના હિત માટે નિરંતર પ્રયત્ન કરશે. તેને બદલે તારે માટે ખેડુતોમાં રાડ ફાટે છે. તું ઘરનો ઘાતકી—”

“ બસ કર રામદે બસ કર ! તારૂં એ ટીપણું મારે નથી સાંભળવું. મારે મારી નોકરી બજાવવીજ જોઇએ. ”

“ હું પણ એમજ કહું છું કે તારી નોકરી તું ખુશીથી બજાવ પણ પ્રમાણિકપણે તને મળેલા અધિકારનો સદુપયોગ કર. ”

“ તમે બધા કેટલા પ્રમાણિક છો તે હું સારી રીતે સમજું છું. ” દાજીરાજે મૂછ પર વળ ચઢાવતાં ચઢાવતાં રામદે તરફ તીણી આંખે જોયું.

“ દાજી ? ખેડુત જેવો પ્રમાણિક વર્ગ પૃથ્વીને પાટલે ક્યાંય પણ નથી. અમારા દાણાનો કણેકણ પ્રમાણિકતાથી ભરેલો છે. ખેતર ખેડવું ઓરવવું, વાવણી કરવી, પાણી પાવાં, રખોલું કરવું, લણવું, કાપણી કરવી, ઓધા કરવા, મસળવું, વાવલવું, માપ કરવાં, વસવાયાંનો ભાગ જૂદો કરવો, વ્યાપારીનું દેણું આપવું ને દરબારને વિઘોટી ભરવી એ સર્વ ક્રિયામાં મહેનત, ઉદ્યોગ ને પ્રમાણિકતા એટલી બધી રાખીએ છીએ કે ભલે અમે ગરીબ હોઇએ, ભલે રોટલાના ટૂકડા માટે અમારાં છોકરાં ટળવળતાં હોય છતાં પણ અમે અમારા એ પ્રમાણિક ધંધા માટે મગરૂર રહીએ છીએ. ” રામદેઇચુડાએ ખેડુત જીવનની મહાભાવના પ્રગટ કરી.

“ એ બધું મારી આગળ કાંઇ નવું નથી. ખેડુત ગમે તે પદવી ધરાવતો હોય તેની મને પરવા નથી. મને તો વખતસર વિઘોટી મળવી જોઇએ. ”

"તને ખબર નથી દાજીરાજ? મોટો અમલદાર થયો છે તે! એ તો રામદેવ ચુડાની દીકરી સાજણ." નથુએ દાજીરાજની ટોળ કરી.

એક પલમાં દાજીરાજે અનેક વિચારો કરી નાંખ્યા. તે પોતે રતનપુરનો રહીશ હતો. થોડું ભણી દરબારમાં કારકુનની નોકરી મેળવી: નવા દરબારે બહારગામના કરતાં રતનપુરના રહીશોને જોખમભરી અધિકારની જગ્યા આપવાનો નિશ્ચય કર્યો હતો: તેથી દાજીરાજના હમણાં હમણાં ભાવ વધ્યા હતા. તેની પાસે બે ત્રણ ખાતાંનો અધિકાર હતો તેમાં તલાટીનું કામ પણ તે કરતો હતો. અમલદારી જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તેનો નિશો પણ દાજીરાજને ચઢતો ગયો. તેની આસપાસ ખુશામતીઆ અને હલકી વર્તણુંકના નોકરો વધ્યા. પરિણામે દાજીરાજ વર્તનમાં નીચે પડયો. આજે સાજણને જોતાં તેના અમલદારીના નિશાએ ફરી ઉછાળો માર્યો.

"રામદેને કેટલી દિકરીઓ છે નથુ?' રાસ લેતી સાજણ તરફ વિકારભાવે જોતાં જોતાં દાજીરાજે પ્રશ્ન કર્યો.

"કેમ કાંઇ વિચાર છે?" નથુએ પોતાની આસપાસ ઉભેલાં જુવાનીઆઓનાં ટોળાં તરફ દૃષ્ટિ ફેરવતાં દાજીરાજના કાનમાં વાત કરતો હોય તેમ પૂછ્યું.

"હું પૂછું એનોજ ઉત્તર આપ."

"રામદેને બે દિકરીઓ ને બે દિકરા છે. તેમાં સહુથી મોટી તે આ સાજણ."

"એ પરણી છે કે કુંવારી?"

"એ છે તો કુંવારી પણ તેમાં તારું કંઇ વળે તેમ નથી." નથુએ શબ્દો બહુ ધીમે સ્વરે ઉચ્ચારી આસપાસ જોયું.

૨

રતનપુરમાં બે વર્ષથી કડકડતો કાળ પડયો હતો. ખેડુતો બિચારા ઉપરા ઉપરી આવતા દુકાળથી દુઃખીદુઃખી થઇ ગયા હતા. રતનપુરનો યુવાન દરબાર રામસિંગ આ સ્થિતિમાંથી પોતાના ગામને રાહત આપવા અવનવી યોજનાઓ ઘડી રહ્યો હતો. રતનપુરના નાનકડા રાજ્યને એક આદર્શ રાજસ્થાનમાં ફેરવી નાખવાના તેને અનેરા અભિલાષ હતા. રાજ્યાસને આવ્યા પછી તુરતમાં દુકાળ પડવાથી તેને લાગ્યું કે તેની પોતાની જોખમદારીઓ વધી છે. અધિકારીઓ પ્રજાને ત્રાસ આપે છે એવા એવા ભણકારા તેને કાને પહોંચ્યા હતા. તેને પોતાને પણ અનુભવથી લાગ્યા કરતું હતું કે રાજા સારો હોવા છતાં જો અધિકારીઓમાં કચાશ હોય તો પ્રજા દુઃખી જ રહેવાની. આથી તે પોતે દરરોજ રાત્રિએ વેશ બદલી પ્રજાની સ્થિતિનો અભ્યાસ કરવા એકલો નીકળી પડતો.

દુકાળ વરસ હોવાથી રતનપુરમાં વસંત પંચમી એક પણ લગ્ન વિનાની જ જાત, પણ રતનપુરનો પટેલ આણંદહુંબર પૈસે ટકે મૂળથી સુખી હતો. તેની એકની એક દીકરી લગ્ન જેવડી થઇ તેથી તેને આ વર્ષે લગ્ન કર્યા વિના છુટકો નહોતો. આખરે દરબારની સલાહ લઇ પટેલે પોતાની પુત્રિનાં લગ્ન લીધાં. દુકાળના દુઃખમાં સપડાયલા ખેડુતોએ આણંદહુંબરને ત્યાં પોતાના દુઃખો ઘડીભર ભૂલી આ લગ્નનો પ્રસંગ ઉજવ્યો. પુરૂષોએ ડાંડીયા રાસ લીધા અને સ્ત્રીઓએ હલકભર્યા કંઠથી રાસ લઇ રતનપુરના દુઃખી વાતાવરણને થોડો વખત સુખી બનાવ્યું.

રામદેઇચુડા સાથે વિઘોટીની તકરાર કરતો દાજીરાજ કાલને કાલ વિઘોટી ભરી આપવાની તેને ધમકી આપી આણંદહુંબરના ફળીયા તરફ ઉતાવળે પગલે ગયો.

"નથુ! રાસ ગવરાવે છે એ કોણ?"

ફરી રામદેવની આંખમાંથી ક્રોધનો અગ્નિ ભભુકયો.

"હશે, એનું પાપ એ ભરશે. તમે નકામા શા માટે લોહી બાળો છો ?" સાજણે ફરીથી પિતાને શાન્ત કરવા પ્રયત્ન કર્યો.

"એનું પાપ—એનું પાપ ? માફ ન કરી શકાય તેવું છે. સાજણ એ દુષ્ટે પેલા નથુડા સાથે કહેવડાવ્યું છે કે જો સાજણને મારે ઘેર મોકલે તો—વિઘોટી–માફ–સાજણ ! સાજણ ! લાવ ! ડાંગ લાવ ? એને મારીશ ત્યારેજ મને સંતોષ થશે."

૪

અધરાતની શાંતિ સર્વત્ર પથરાઇ ગઇ હતી. માત્ર કુતરાંઓના ભસવાથી એ અખંડ શાંતિ થોડી વારે ખંડિત થતી હતી. આ વખતે રતનપુરના પાદરમાં એક પીપળાના વૃક્ષ નીચેની દેશળવાવ તરફ એક યુવતી કોઇ ન જાણે તેમ સંતાતી જતી હતી. આણંદકુંભરના ફળીયામાં રાસ વખતે પુરૂષોના ટોળામાં બુકાની બાંધીને ઉભેલો પેલો જુવાન પણ આ યુવતીથી થોડે અંતરે તેની પાછળ ગુપચુપ ધીમે પગલે જતો હતો. અજવાળીયું હતું એટલે સર્વત્ર ચાંદનીની આછી આછી ચાદર બીછવાઇ હતી. દેશળવાવ પિપળાના છાંયાથી ઢંકાયેલ હોવાથી ત્યાં અંધારૂં હતું, માત્ર પાંદડાં વચ્ચે આવતા પ્રકાશથી સફેત ફુલભાત હોય તેવો દેખાવ લાગતો હતો. એ વાવથી થોડે દૂર એક વડલાના વૃક્ષ નીચે પેલો જુવાન આ યુવતીની હિલચાલ બારીકાઇથી તપાસતો છૂપાઇને ઉભો.

આ યુવતી તે રામદેદ્યુડાની સાજણ હતી. એના દિલમાં ઠસી ગયું હતું કે પોતે પિતાની આજે દુશ્મન બની છે અને તેનું કારણ પોતાનું રૂપ બન્યું છે. એ રૂપથીજ હાજીરાજ લોભાયો. એ રૂપથીજ વિઘોટી એક કનડગતના સ્વરૂપમાં ફરી ગઇ માટે એ રૂપનો નાશ કરી, પિતાને એ સતાવણીમાંથી મુક્ત કરવાનો સાજણે દૃઢ નિશ્ચય કર્યો. પિતાને ખાતર

અને આહિર કુળની ઇજ્જતને ખાતર પોતાના પ્રાણ આપવા માટે આ મધરાતે તે છાનીમાની નીકળી આવી. તેને ખબર નહોતી કે આજે બે દિવસથી એક વ્યક્તિ તેના કુટુંબની સર્વ હિલચાલો પર બહુ બારીકાઇથી લક્ષ આપે છે.

થોડો વખત તે દેશળવાવને કાંઠે શાંત ચિત્તે ઉભી રહી–પછી હાથ જોડીને બોલી: "હે દેશળવાવ ? આજે મારો બાપ દુઃખમાં છે. મારા શરીરના આ માંસના લોચાઓ તેના દુઃખમાં વધારો કરે તેમ છે માટે આ દેહનો નાશ કરવો એજ એક માર્ગ બાકી રહે છે. હે પરોપકારી વાવડી ! હું તારી પાસે માગી લઉં છું કે આજ સુધી મેં જો આ દેહને અભડાવી ન હોય તો મારા બાપને તું આ દુઃખમાંથી ઉગારજે. હું નિર્દોષ છું અને એ નિર્દોષપતાનું જો કંઇ પણ બળ હોય તો એ બળથી હું તને વિનંતિ કરું છું કે એક ટાણું માંડમાંડ ખાવા મળે છે એવાં મારા ત્રણ નાના ભાન્ડુને આ દુકાળના ભુખમરાથી બચાવજે. હે દેશળવાવનાં નિર્મળ નીર ! બે વર્ષથી દુકાળને લીધે બધાં નવાણ સૂકાયાં છતાં તમારું સત એવું ને એવું છે તો જો મેં મારી આવડી ઉમરમાં બધાં વરસ નીતિમાં ગાળ્યાં હોય તો મારે આંગણે ઘાસના તરણા વિના તરફડતી બે ગાવડીને શાંતિ આપજે. હું જાઉંછું–પિતાને ખાતર જાઉં છું. હું કંઇ કલંક કરીને આપઘાત નથી કરતી તેની સાક્ષી ઓ ચંદ્રમા ! તું રતનપુરની આહિર કોમને આપજે ! હું જાઉં છુ. પિતાને ખાતર જાંઉ છુ–આબરૂને ખાતર જાઉં છું. મ: ! મારી માવડી ! આ દેશળવાવને તળીએથી હું તારી પાસે આજે સ્વર્ગમાં આવું છું. હે દેવના દેવ ! સહુનું કલ્યાણ કરજો પણ જે રાજમાં અધિકારીઓ વસ્તીની વહુદીકરીની આબરૂ પર હાથ નાંખે તે રાજનું સત્યા—"

"સબુર સાજણ ! સબુર." સાજણ વધુ બોલે તે પહેલાં વડલાની

ઓથે સંતાયલા પેલા બુકાનીવાળા જુવાને દોડી આવી મધરાતની શાંતિને ધ્રુજાવે તેવો અવાજ કર્યો.

વાવને કાંઠેથી સાજણ બે ડગલાં પાછળ હઠી. પોતાના કાર્યમાં ખલેલ કરનાર તરફ સહજ ગુસ્સામાં તે ફરી. "કોણ છે ભાઇ? અહિં અત્યારે શા માટે આવ્યો છે?"

"બેને બચાવવા માટે આવ્યો છું.–એક રતનપુરની રત્ત સરખી સાજણને અને બીજું રતનપુરના રાજને!"

સાજણ આ આવનાર તરફ અજવાળીયામાં એકટશે નિહાળી રહી. ફરી તે બોલ્યો.

"સાજણ! હું માગી લઉં છું કે રતનપુરના રાજને શાપ ન આપીશ."

"પણ તું છે કોણ?"

"હું–હું–રતનપુરનો દરબાર" આમ કહેતાં કહેતાં તે જુવાને બુકાની છોડી નાખી. ચંદ્રમાના તેજે સાજણને સારા રાજતેજનાં દર્શન થયાં.

"કોણ રામસિંગ બાપુ!?" સાજણે ગામધણીને નયનથી નમસ્કાર કર્યા.

૫

હાજીરાજના જીવનમાં આજે દિવાળી જેવો ઉત્સવ હતો. ચંદ્રમાની ચંદ્રિકાને ભૂલાવે તેવી સાજણ આજે તેના માટેના ઘરને પાવન કરશે એ વિચારે તે થનથની રહ્યો હતો. સાધારણ સ્થિતિમાંથી તે રતનપુરને કારકુન–અમલદાર થયો અને આજે એ અમલદારીને પ્રતાપે રામદેને દબાવી વિધોટીને બદલે વીજળી સરીખી રતનપુરની સૌથી રૂપવતી યુવતીને મેળવશે એ રીતે પોતાના નસીબનો સિતારો એને ચઢતો દેખાયો.

આજ એને ખાવાપીવાની શુદ્ધિ નહોતી. એને તો કયારે અગીયાર વાગે અને નથુ સાજણને તેડી આવે એ વિચારનીજ લગની લાગી હતી.

દરબારગઢમાં દૂર દૂર વાગતા કલાકના ઘંટા તે દરવખત રાત્રિની શાંતિમાં ગણતો ગણતો મૂછ મરડતો પોતાના ઘરમાં આંટા મારતો હતો. આખરે અગીયારના ટકોરા થયા. તેના દિલમાં શ્વાસની ધમણનું જોર વધ્યું. તે બીજા કંઇ પણ વિચારો કરે તેટલામાં બહારથી બારણું ઠોકાયું.

" કોણ નથુ ? "

" હા. "

તરત બારણું ખુલ્યું અને નથુ સાથે આવેલી યુવતી ઘરમાં દાખલ થતાં, નથુને બહાર રાખી અંદરથી પાછું બંધ થયું.

દેશળવાવમાં જળસમાધિ લેવા ગયેલી સાજણને દરબાર રામસિંગે આત્મઘાત કરતી અટકાવી અને એ ને એ વખતે રામદેને મળવાની રામસિંગે ઇચ્છા બતાવી. રામદે સીમમાં વાડીએજ રહેતો એટલે સાજણ અને રામસિંગ તે તરફ ગયાં. મધરાતે આમ સાજણને વાડીએ આવેલી જોઇ તથા સાથે પોતાના ગામધણી રામસિંગને જોઇ રામદેની અજાયબીનો પાર રહ્યો નહિ.

રામસિંગે રામદે સમક્ષ સર્વ વાત ટુંકમાં કહી બતાવી અને છુપે વેશે પોતે દાજીરાજની હિલચાલ કેવી રીતે તપાસી હતી તે સર્વ બાબતનું યથાર્થ બ્યાન કરી બતાવ્યું. તેણે રામદેને સમજાવ્યો કે સવારે દાજીરાજ આવે ત્યારે તેને કહેવું કે આજે રાતના અગીયાર વાગે સાજણને તેડવા નથુને મોકલજે એટલે સાજણ આવશે. સાજણને બદલે દરબાર પોતે સાજણનાં કપડાં પહેરી નથુ સાથે દાજીરાજને ઘેર જશે એ સાંભળી રામદે અચંબો પામ્યો. પોતાના ખેડુતની ઇજ્જત બચાવવા એક દરબાર

આ રીતના પ્રયત્નો કરે છે એ સાંભળી તેની આંખોમાં આંસુ આવ્યાં અને તે બોલી ઉઠયો કે ' કાંતો રામધણી અને કાંતો ગામધણી ! '

બીજે દિવસે રાતે રામસિંગ દરબારે રામદેઇ ચુડાને ઘેર જઇ સાજણનાં કપડાં પહેરી લીધાં અને નથુ આવતાં તેની સાથે સાજણ તરીકે ઘુમટો કાઢી તે હાજીરાજને ત્યાં ગયો.

ઘરનું બારણું બંધ કરતાં કરતાં હાજીરાજના હાથ ધ્રુજ્યા. વિઘોટી માટે રામદેને ધમકાવનાર આ અમલદાર અત્યારે પોતાનું શરીર શાથી ધ્રુજે છે તે સમજી ન શકયો. તેણે સઘળી શક્તિઓ એકઠી કરી સાજણના ઘુમટા તરફ હાથ લંબાવ્યો.

" કેમ આજે કંઇ ઘુમટો કાઢયો છે ? તારા માટે તો મેં કંઇ કંઇ તૈયારીઓ કરી રાખી છે."

કંઇ જવાબ ન મળ્યો.

' સાજણ ! સાજણ ! તું રામદેને સમજાવી મારી થા તો વિઘોટી માફ કરાવું એટલુંજ નહિ પણ એક ખેતર વધારે અપાવું."

સાજણ કંઇ પણ બોલ્યા વિના એક ખુણેથી બીજે ખુણે ગઇ.

" આમ શું કરે છે ! અહિં લાજ કોની કાઢે છે ? પરણીને લાજ કાઢતી હોય તો તો ઠીક. જો રામદે માને અને તું મારા હૈયાનો હાર થા તો રામદેને દરબારને સમજાવી રતનપુરની પટલાઇ અપાવું. "

હજુ સાજણનો ઘુંઘટ એમને એમજ રહ્યો.

" જો સીધી રીતે નહિ માને તો તારા બાપનાં ખેતર, ખોરડાં બધું હરરાજ કરાવી, કંઇ તહોમત મૂકાવી તેને દેશપાર કરાવીશ. માટે સાજણ ! આજે એટલું કહી દે કે તું રામદેને સમજાવી મારી સાથે પરણીશ."

સાજણનું મૌન હજુ અખંડિત રહ્યું.

'એ તો બધુંય થશે પણ આજ તારા આ ગુલાબી...' આમ બોલતાં બોલતાં તે સાજણ તરફ ખસ્યો અને જોરથી તેનો ઘુંઘટ ખેંચ્યો.

બીજી ક્ષણે ઘુંઘટ ખોલતાં તે આભો બની ગયો. તેણે સાજણને બદલે ઘુંઘટમાં રામસિંગ દરબારની ક્રોધથી લાલ બનેલી આંખો જોઇ. તેની સર્વ શકિતઓ બહેર મારી ગઇ. તે સર્વાંગ ધ્રુજ્યો.

"કુતરા" સાજણ તરીકે અત્યાર સુધી દાજીરાજને લલચાવનારા દરબારે ત્રાડ પાડી.

" બા...પુ...મા...ફ... "

" રતનપુરને કલંક લગાડનાર ! રતનપુરની પવિત્ર માટીમાંથી તારા જેવો નરપિશાચ કયાંથી પાકયો ! મેં તને અહિંનો રહીશ ધારી ઉંચે આસને બેસાડયો તેનું આ પરિણામ ?"

" બા...પુ...મા—"

" કહે કહે ! મારી પ્રજામાંથી કેટલાંને આમ રંજાડયાં છે ? કેટલા ખેડુતોને ત્રાસ આપ્યો છે ! કેટલી વહુ દીકરીની આબરૂ લૂંટી છે ? ખરૂં કહે ? "

" બા...પુ..." દાજીરાજની જીભ ઉપડી નહિ.

" ખરૂં કહે, નહિ તો ધડથી માથું જૂદું થયું સમજજે,"

" બા...મા...ફ "

" ખરૂં કહે. ખરૂં કહે ! "

" શું કહું, બાપુ...બહુ...પાપ કર્યાં છે. "

" જા, હવે તારાં પાપ સાંભળવાં નથી. તારા જેવા અમલદારો જે રાજ્યમાં હોય ત્યાં દસ દુકાળ પડે તોયે ઓછા છે ! "

"બાપુ…"

"ઉપકાર માન એ આહિર કન્યા સાજણનો કે તેણે તારું જીવતદાન માગી લીધું છે. નહિ તો તારા જેવાને એક ક્ષણભર પણ જીવતા રાખવા એ ધરતી પર ભાર સમાન છે. અરે બહાર કોણ છે!"

"બાપુ એ તો હું સજ્જન"

"કોણ સજ્જનસિંહ!" રામસિંગે બારણું અંદરથી ખોલ્યું. "સજ્જનસિંહ તું અને બીજા બે સ્વારો આ પાપીને તથા પેલા નથુને અત્યારે રતનપુર રાજની હદબહાર મૂકી આવો. એણે એની જન્મભૂમિની માટી લજાવી છે. એણે એના અધિકારને લજાવ્યો છે; એણે રતનપુરના રાજને લજાવ્યું છે: જાઓ, લઈ જાઓ!"

હાજીરાજ અને નથુને તુરત દેશપાર કરવામાં આવ્યા.

× × × ×

બીજી સવારે રામદેઈચુડાને ખેતરે ગાયો માટે કડબનાં પાંચભર, અને ઘર છોકરાંઓ માટે બાજરાનાં ગાડાં આવી ઉભાં. સાજણ અને હાજીરાજની વાતને રતનપુર પ્રદેશના બધાં ગામડાઓમાં પહોંચતાં વાર લાગી નહિ. પ્રજાએ દરબાર રામસિંગને અનેક આશિર્વાદો આપ્યા.

# મેઘાણી

( ઝવેરચંદ મેઘાણી )

આ અસહકાર યુગનાં આંદોલનોનું પ્રતિબિંબ પૂર્ણ પણે આપણને રા. મેઘાણીની કૃતિઓમાં દેખાય છે. ૧૯૨૨ પહેલાં રા. મેઘાણીનું સ્થાન આપણા સાહિત્યમાં ક્યાંય પણ નહોતું. પરંતુ અસહકારે એમનામાં દેશ-ભક્તિ આણી, અને એને પરિણામે સતયુગની સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવાનું એમણે બીડું ઝડપ્યું. અત્યારે નિર્માલ્ય દેખાતા દેશમાં આદર્શો સેવાતા: શૌર્ય અને પ્રેમ: દાન ને નિમકહલાલી—ગમે તે સદ્દગુણ જોવો હોય તો સૌરાષ્ટ્રના એ વીરપુરુષો આપણને આપી શકે. પુરુષો જેવીજ એ યુગની સ્ત્રીઓ હતી. આ ઉદાત્ત

ગુણોનું દર્શન અને એ દીલાવર સંસ્કૃતિનો પરિચય ' રસધાર ' ભાગ ૧ થી ૫ વાંચતાં આપણને સહેજમાં થશે.

રા. મેઘાણી પહેલાંય લોકવાર્તાના સંગ્રહો થયેલા. પરંતુ એ સંગ્રહોમાંથી પ્રેરણા મળે એવું કાંઇ નહોતું. અને વાર્તાને સીધી સાદી લુખ્ખી ભાષામાંથી કલા વિના કહી દેવામાં આવતી.

પરંતુ રા. મેઘાણીએ તો જાણે એ જમાનો પી લીધો હોય એમ એ પ્રેમશૌર્યના અદ્‌ભૂત કીસ્સાઓને અપૂર્વ લખાવટથી અદ્‌ભૂત બનાવ્યા છે. શૈલી પરત્વે રા. નાનાલાલ કવિની એમના પર ખૂબ અસર છે. અને એમની આ અદ્‌ભૂત લોકવાર્તા આપણા પર જાદુઇ અસર કરે છે.

૧૯૨૩ માં રસધાર ભાગ ૧ લો બહાર પડયો: ૨૪ માં બીજો આવ્યો: ' ૨૫ માં ત્રીજો આવ્યો: અને ૨૬ માં ચોથો આવ્યો ને ૨૭ માં પાંચમો આવ્યો. આ પાંચે ભાગમાંથી ત્રીજો ભાગ ઉત્તમ છે. ત્રીજા ભાગની વાતોમાંથી લીટીએ લીટીએ રસ ઝરે છે: અને એમાં વિવિધતા પણ છે રા. મેઘાણીની વર્ણનકલાની શકિત અદ્‌ભૂત છે. વાર્તાનો ઉઠાવ કરવાની અને એનો છેવટ સુધી રસ જમાવવાની કલા નવલિકા સાહિત્યમાં એમને ઉંચું સ્થાન અપાવે છે. 'કંકાવટી'માં એ ડોશીઓની વાતો લખે છતાંય જાણે ડોસીજ વાત કરતી હોય એમ એમની પાછળ તમે દોડતા જાઓ.

' રસધાર ' ના પાંચે ભાગ વાંચી નાખો તો મને કાઠીઆવાડના લોકોનો ખ્યાલ મગજમાં રમ્યા કરશે. દાના દુશ્મન ને નિમકહલાલ સેવકો, શૂરવીર સતી સ્ત્રીઓ, પ્રણાણિક બહારવટીઆઓ ને પ્રતિજ્ઞા પાળનાર શૂરવીર પુરૂષો: એમનાં સાહસ અને પ્રેમ અદ્‌ભૂત વાતાવરણ ફેલાવી દે છે. એમને મૃત્યુની તો પરવાજ નથી. બધી વાતો મોટે ભાગે romantic છે. આપણા સાહિત્યમાં અદ્‌ભૂત વાર્તાઓની બહુજ ઓછપ હતી તેમાં આ સાહિત્યથી નમુનેદાર ઉમેરો થયો છે.

પાંચમા ભાગથી 'રસધાર'માં એક નવીન તત્વ દેખા દે છે. ને એમાં વિવિધતા આવે છે. સોરઠની કરૂણ પ્રેમકથાના પાંચ અદ્‌ભુત નમુના આ ભાગમાં આપવામાં આવ્યા છે: અને સામે કચ્છી–સિન્ધી અને બંગાળી પ્રેમકથા પણ છે. આવી વાર્તાઓનો આરંભ ચોથા ભાગમાંથી પેલી દામ્પત્ય પ્રેમ દર્શાવતી કરૂણવાર્તા 'ઓળીપો'થી થાય છે. અને આ ભાગમાં તો ધર્મ, વર્ણ ને લોકાચારની દરકાર કર્યા વિના અખંડ પ્રેમ કુંભાર, ચારણ ને ગોવાળ જેવી હલકી જાતોમાં દેખાય છે. આ સનાતન પ્રેમ માટે તલસતાં પ્રેમીઓ કરૂણરસની ઉત્તમ અને અદ્‌ભૂત નવલિકાઓ આપણને આપે છે. અને આ યુગમાં જે વાર્તાઓ પ્રસિદ્ધ થાય છે તેની સાથે સંબંધ દર્શાવે છે.

લોકવાર્તાઓ ઉપરાંત લોકગીતના સંગ્રહ રા. મેઘાણીએ 'રઢીયાળી રાત' તા. ૧ થી ૩ માં આ ચાર વર્ષ દરમ્યાન આપણને આપ્યા છે. અને "સૌરાષ્ટ્ર" માસિક દ્વારા સાહિત્યની ને દેશની એ ઉત્તમ સેવા બજાવી રહ્યા છે.

'ઘોડી અને ઘોડેસ્વાર' 'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ ૩ અને 'સુહિણી મેહાર' સૌ. રસધાર. ભાગ ૫ માંથી લેવાઇ છે.]

(20)

ગુણોનું દર્શન અને એ દીલાવર સંસ્કૃતિનો પરિચય ' રસધાર ' ભાગ ૧ થી ૫ વાંચતાં આપણને સહેજમાં થશે.

રા. મેઘાણી પહેલાંય લોકવાર્તાના સંગ્રહો થયેલા. પરંતુ એ સંગ્રહોમાંથી પ્રેરણા મળે એવું કાંઇ નહોતું. અને વાર્તાને સીધી સાદી લુખ્ખી ભાષામાંથી કલા વિના કહી દેવામાં આવતી.

પરંતુ રા. મેઘાણીએ તો જાણે એ જમાનો પી લીધો હોય એમ એ પ્રેમશૌર્યના અદ્‌ભૂત કીસ્સાઓને અપૂર્વ લખાવટથી અદ્‌ભૂત બનાવ્યા છે. શૈલી પરત્વે રા. નાનાલાલ કવિની એમનાં પર ખૂબ અસર છે. અને એમની આ અદ્‌ભૂત લોકવાર્તા આપણા પર જાદુઇ અસર કરે છે.

૧૯૨૩ માં રસધાર ભાગ ૧ લો બહાર પડયો: ૨૪ માં બીજો આવ્યો: ' ૨૫ માં ત્રીજો આવ્યો: અને ૨૬ માં ચોથો આવ્યો ને ૨૭ માં પાંચમો આવ્યો. આ પાંચે ભાગમાંથી ત્રીજો ભાગ ઉત્તમ છે. ત્રીજા ભાગની વાતોમાંથી લીટીએ લીટીએ રસ ઝરે છે: અને એમાં વિવિધતા પણ છે. રા. મેઘાણીની વર્ણનકલાની શક્તિ અદ્‌ભૂત છે. વાર્તાનો ઉઠાવ કરવાની અને એનો છેવટ સુધી રસ જમાવવાની કલા નવલિકા સાહિત્યમાં એમને ઉંચું સ્થાન અપાવે છે. 'કંકાવટી'માં એ ડોશીઓની વાતો લખે છતાંય જાણે ડોસીજ વાત કરતી હોય એમ એમની પાછળ તમે દોડતા જાઓ.

' રસધાર ' ના પાંચે ભાગ વાંચી નાખો તો મને કાઠીઆવાડના લોકોનો ખ્યાલ મગજમાં રમ્યા કરશે. દાના દુશ્મન ને નિમકહલાલ સેવકો, શૂરવીર સતી સ્ત્રીઓ, પ્રણાલિક બહારવટીઆઓ ને પ્રતિજ્ઞા પાળનાર શૂરવીર પુરૂષો: એમનાં સાહસ અને પ્રેમ અદ્‌ભૂત વાતાવરણ ફેલાવી દે છે. એમને મૃત્યુની તો પરવાજ નથી. બધી વાતો મોટે ભાગે romantic છે. આપણા સાહિત્યમાં અદ્‌ભૂત વાર્તાઓની બહુજ ઓછપ હતી તેમાં આ સાહિત્યથી નમુનેદાર ઉમેરો થયો છે.

પાંચમા ભાગથી 'રસધાર'માં એક નવીન તત્વ દેખા દે છે. ને એમાં વિવિધતા આવે છે. સોરઠની કરૂણ પ્રેમકથાના પાંચ અદ્ભુત નમુના આ ભાગમાં આપવામાં આવ્યા છે: અને સામે કચ્છી-સિન્ધી અને બંગાળી પ્રેમકથા પણ છે. આવી વાર્તાઓનો આરંભ ચોથા ભાગમાંથી પેસી દામ્પત્ય પ્રેમ દર્શાવતી કરૂણવાર્તા 'ઓળીપો'થી થાય છે. અને આ ભાગમાં તો ધર્મ, વર્ણ ને લોકાચારની દરકાર કર્યા વિના અખંડ પ્રેમ કુંભાર, ચારણ ને ગોવાળ જેવી હલકી જાતોમાં દેખાય છે. આ સનાતન પ્રેમ માટે તલસતાં પ્રેમીઓ કરૂણરસની ઉત્તમ અને અદ્ભૂત નવલિકાઓ આપણને આપે છે. અને આ યુગમાં જે વાર્તાઓ પ્રસિદ્ધ થાય છે તેની સાથે સંબંધ દર્શાવે છે.

લોકવાર્તાઓ ઉપરાંત લોકગીતના સંગ્રહ રા. મેઘાણીએ 'રઢીયાળી રાત' ભા. ૧ થી ૩ માં આ ચાર વર્ષ દરમ્યાન આપણને આપ્યા છે. અને "સૌરાષ્ટ્ર" માસિક દ્વારા સાહિત્યની ને દેશની એ ઉત્તમ સેવા બજાવી રહ્યા છે.

'ઘોડી અને ઘોડેસ્વાર' 'સૌરાષ્ટ્રની રસધાર' ભાગ ૩ અને 'સુહિણી મેહાર' સૌ. રસધાર. ભાગ ૫ માંથી લેવાઇ છે.]

(20)

"ત્યારે આ, કહોને એ વાત ! મફતનાં ડાઢો કાં? વાતમાં મોણુ ન ચાલીયે? જોયું હોય એવુંજ કહી દઇએ."

ખોંખારા મારીને ચારણે પોતાનું ગળું ઠીક કરી લીધું. પછી એણે ડાયરાને કહ્યું, "બા, જોયું છે એવુંજ કહીશ. મોણુ ઘાલું તો જોગમાયા પહોંચશે. પણ ચારણનો દિકરો છું એટલે શૂરવીરાઇને લાડ લડાવ્યા વગર તો નહિ રહેવાય." હોકાની ઘુંટ લઇને વાત માંડી.

વધુ નહિ, પચીસેક વરસ વીત્યાં હશે. સોરઠમાં ઇનરીઆ ગામે સૂથો ધાધલ નામનો એક કાઠી રહેતો હતો પચીસેક વરસની અવસ્થાઃ ઘરનો સુખી આદમી; એટલે અંગને રૂંવાડે રૂંવાડે જુવાની જાણે હીલોળા લેતી હતી. પરણ્યે એકાદ બે વરસ થયાં હશે. કાઠીઆણીને ખોળો ભરી પીયરમાં સુવાવડ કરવા લઇ ગયેલાં. દીકરો અવતર્યો. બે મહિના સુવાવડ પહેલાંના, અને બે મહિના સુવાવડ પછીના, એમ ચાર ચાર મહિનાનો વિજોગ થયો. એની વેદના તો આપા સૂથાના અંતર્યામી વિના બીજું કોણુ સમજી શકે ?

એમ થાતાં થાતાં તો આભમાં આષાઢી બીજ દેખાણી. ઇંદ્ર મહારાજ ગેડી દડે રમવા મંડ્યા હોય એમ આષાઢ ધડુકવા લાગ્યો. ડુંગરાને માથે સવારી કરતી વીજળી જાણે જમીન અને આભનાં વારણાં લેવા માંડી. સાત સાત થર બાંધીને કાળાં ઘોર વાદળાં આસમાનમાં મંડાઇ ગયાં.

પછી તો વાદળાંના હૈયામાં વિજોગની કાળી બળતરા સળગતી હોય તેવી વીજળી આકાશનાં કાળજાં ચીરી ચીરીને ભડભડાટ નીકળવા લાગી. કોણુ જાણે કેટલાય આઘેરા સાગરને કાંઠે દિલડાંનાં સંગી બેઠાં હશે, તેને સંભારી સંભારીને વિજોગી વાદળાંઓ મનમાં ને મનમાં ધીરૂં ધીરૂં રોવા માંડ્યાં. પોતાની સાંકળના ત્રણ ત્રણ કટકા કરીને

મોરલા કેહૂક! કેહૂક! શબ્દે ગેહેકાર કરવા મંડ્યા. ઢેલડીઓ ઢેંકૂંક! ઢેકૂંક! કરતી સ્વામીનાથને વીંટળાવા લાગી. વેલડીઓ ઝાડને બાથ ભરી ભરી ઉંચે ચડવા મંડી. આપા સૂથાએ આભમાં નિરખ્યા જ કર્યું. એનો જીવ બહુ જ ઉદાસ થઇ ગયો. એક રાત તો એણે પથારીમાં આળોટી આળોટીને કાઢી. સવાર પડ્યું ત્યાં એની ધીરજની અવધિ આવી રહી. પોતાની માણકી ઘોડી ઉપર અસ્વાર થઇને આપો સૂથો સાસરાને ગામ મૈકડે રવાના થયો.

મૈકડે પહોંચીને તરતજ આપાએ ઉતાવળ કરવા માંડી. પણ સાસરીઆમાં જમાઇ રાજ મહેમાન થાય એ તો પાંજરામાં પોપટ પૂરાયા જેવું કહેવાય! એ પોપટનો છૂટકારો એકદમ તો શી રીતે થાય! એમાં ય વળી વરસાદ આપાનો વેરી જાગ્યો. દિવસ અને રાત ઇંદ્રાધાર વરસવા લાગ્યો. હાથીની સૂંઢો જેવા પરનાળાં ખોરડાંનાં નેવાંમાંથી મંડાઇ ગયાં. એ પાણીની ધારો નહોતી વરસતી, પણ આપાને મન તો ઇંદ્ર મહારાજની બરછીઓ વરસતી હતી. સાસરાના વાસમાં પોતાની કાઠીઆણીના પગની પાની તો શું, પણ ઓઢણાનો છેડોયે નજરે ન પડે! એમ ત્રણ દિવસ થયા. આપાનો મિજાજ ગયો. એણે જાહેર કરી દીધું કે 'મારે તો આજે જ તેડીને જવું છે."

સાસરીઆં કહે " અરે બાપ! આ અનરાધાર મે મંડાણો છે એમાં ક્યાં જશો?"

"ગમે ત્યાં, દરીઆમાં! મારે તો જવુંજ છે."

"અરે માડી! આમાં ગાડું શી રીતે હાલે? આ બે મહિનાનું ફૂલ કેમ કરીને હેમખેમ ઇતરીઆ ભેળું થઇ શકે?"

"ગમે તેમ થાય. મારે તો તમારા ઘરનું પાણી અત્યારથી હરામ છે. મારે વાવણી ખોટી થાય છે."

ચાલ્યાં આવે, એટલે આઠ આઠ દિવસ સુધી એનાં પુર ઉતરે નહિ. એક કાંઠેથી બીજે કાંઠે જવું હોય તો મુસાફરોને ત્રાપામાં બેસીને નદી ઉતરવી પડે.

ગાડું અને માણકીનો અસ્વાર શેત્રુજીને કાંઠે આવીને ઉભાં રહ્યાં. માતેલી શેતલ ઘુઘવાટા કરતી કરતી એ કાંઠે ચાલી જતી હતી. આજ એને આ જોબનભર્યા કાઠી જુગલની દયા નહોતી. નદીને બેય કાંઠે પાણી ઉતરવાની વાટ જોતાં વટેમાર્ગુઓની કતાર બંધાઇને બેઠી હતી. હુંય તે દી' શેતલને કાંઠે બેઠો હતો, ને મેં આ બધું નજરોનજર જોયું. ત્રાપાવાળાઓ ત્રાપા બાંધીને ચલમ ફુંકતા હતા. બધાય આ કાઠી કાઠીઆણીની સામે જોઇ રહ્યા. જાણે આરસની પુતળી સામે જોઇ રહ્યા હોય ! જોગમાયાના સમ, શું એ રૂપ !

આપા સૂથાએ ત્રાપાવાળાઓને પૂછ્યું "સામે કાંઠે લઇ જાશો ?"

કોળીઓ બોલ્યા "દરબાર, આમાં ઉતરાય એવું નથી. જુઓને બેય કાંઠે આટલાં માણસ બેઠાં છે ?"

"પાણી ક્યારે ઉતરશે."

"કાંઇ કહેવાય નહિ."

ગાડાવાળા પટેલે આપાને કહ્યું "આપા, હવે ખાત્રી થઇ ? હજુય માની જાઓ તો ગાડું પાછું વાળું."

આપાની રાંગમાં માણકી થનગનાટ કરી રહી હતી. હમણાં જાણે પાંખો ફફડાવીને સામે કાંઠે પહોંચી જાઉં ! એવા ઉછાળા એ મારી રહી હતી. નદીના મસ્ત ઘુઘવાટની સામે માણકી પણ હણહણાટી દેવા લાગી. ઘડીક વિચાર કરીને ઘોડેસ્વાર ત્રાપાવાળા તરફ ફર્યો. "કોઇ રીતે સામે પાર ઉતારશો ?"

"કેટલા જણ છે ?" લાલચુ ત્રાપાવાળાએ હિંમત કરી.

"એક બાઇ ને એક બચ્ચું. બોલો, શું લેશો?"

"રૂપીઆ સોળ: તો હમણાં ઉતારી જઇએ."

"સોળના કાકા" કહીને આપાએ વાંસળીમાંથી ખણીંગ, ખણીંગ, સોળ રૂપીઆ ગણી દીધા. જાણે એ રણકારમાં આપાની આજની આવતી મધરાતના ટકોરા વાગ્યા. એણે હુકમ કર્યો, "ઉતારો નીચે."

કાઠીઆણી નીચે ઉતરી. બે મહિનાનું બાળક બે હાથે હૈયા સરસું દાબીને બાઇએ ધરતી ઉપર પગ માંડ્યા. શું એ પગ! જાણે પગની પાનીઓમાંથી કુંકુંની ઢગલી થાતી જાય. કસુંબલ મલીરના ઘુમટામાંથી એનું મોં દેખાતું હતું. કાળાં કાળાં વાદળાનું કાજળ ઉતારીને આંજેલી જાણે એ બે આંખો અને આંખોના ખુણામાં ચણોઠીના રંગ જેવી રાતી ચોળ ચટકી: હેમની શરણાઇઓ જેવી એના હાથની કળાયું: માથે લીલાં લીલાં છુંદણાં: બંસીધારી કાન અને ગોપીનાં એ સોરાં: અને હેમની દીવીમાં પાંચ પાંચ જ્યોત સળગતી હોય, તેવી ડાબા જમણા હાથની પાંચ પાંચ આંગળીઓ: મુસાફરોની નજર જાણે એ પુતળીએ બાંધી લીધા. બધાંય બોલી ઉઠ્યાં "આપા ગજબ કાં કરો? આવું માણસ ફરી નહિ મળે હો! આવું કેશૂડાનાં ફૂલ જેવું બાળક કરમાઇ જશે. આપા, પસ્તાશો. પોક મૂકીને રોશો."

"જે થાય તે ખરી. ભાઇઓ, તમારે કાંઇ ન બોલવું." આપાએ જરાક કોચવાઇને ઉત્તર દીધો. કાઠીઆણીને કહ્યું: "બેસી જાઓ."

જરા યે અચકાયા વિના, કાંઇ યે પૂછપરછ કર્યા વિના 'જે માતા' કહીને કાઠીઆણી ત્રાપા ઉપર બેઠી. પલાંઠી વાળી. ખોળામાં બાળક સુવાડ્યું. ઘુમટો કાઢીને પગ હેઠળ દબાવી લીધો. ચાર તુંબડાં, અને એની ઉપર ઘંટી દળવાની નાની ખાટલી ગોઠવીને કરેલો એ ત્રાપો! મોઢા આગળ ધીંગું રાંઢવું બાંધેલું હોય. એ રાંઢવું ઝાલીને બે તરીઆ ત્રાપાને

તાણે. એ રીતે ત્રાપો તણાવા લાગ્યો. આપા માણકીને ઝાલીને કાંઠે ઉભા ઉભા જોઇ રહ્યા છે. ત્રાપો સામે પાર પહોંચી જાય તો પછી માણકીને પાણીમાં નાખું, અને નાખ્યા ભેળોજ સામે કાંઠે કાઠીઆણીને આંબી લઉં, એવા અડગ વિશ્વાસથી ઉભો હતો. માણકીને તો એણે આવાં કેટલાંયે પુર ઉતરાવ્યાં હતાં.

ત્રાપો શેતલની છાતી ઉપર રમવા લાગ્યો. નાનું બાળક નદીની લીલા નિહાળીને ધુઘવાટા દેતું ઉછળવા લાગ્યું. માતાએ ત્રાપાની સમતોલના સાચવવા બાળકને દબાવ્યું. ત્યાં તો મધ વહેણમાં પહોંચ્યાં.

"ભુંડી થઇ!" એકાએક આપાના મોંમાંથી ઉદ્ગાર નીકળ્યો.

"ગઝબ થયો!" બે ય કાંઠાનાં માણસોએ જાણે પડઘો દીધો.

આશરે એક સો આંખો એ ત્રાપા ઉપર મંડાણી હતી. વાંભ એક લાંબો, કાળોતરો એક સાપ મુંઝાતો મુંઝાતો મધવહેનમાં ઉડતો આવતો હતો. નાગ પાણીમાં અકળાઇ ગયેલો. પાણીના લોઢ એને બહાર નીકળવા દેતા નહોતા. એ ઉગરવાનું સાધન ગોતતો હતો. એણે ત્રાપો દેખ્યો. અર્જૂનના ભાથામાંથી તીર જાય તેમ, આખું શરીર સંકેલીને નાગે છલંગ મારી. ત્રાપા ઉપર જઇ ચડ્યો. બરાબર કાઠીઆણીના મોં સામેજ મંડાણો. સૂપડા જેવડી ફેણ માંડીને ફુ..., ફુ..., અવાજ કરતો એ કાઠીઆણીના ઘૂમટા ઉપર ફેણ પછાડવા લાગ્યો. પણ એ તો કાઠીઆણી! ન થડકી. એનાં નેત્રો તો નીચે બાળક ઉપર મંડાણાં છે. એના મુખમાંથી 'જે મા' 'જે મા'ના જપ ઉપડ્યા. એને મરતાં આવડતું હતું.

"આપા, ગઝબ કર્યો.' માણસો એક શ્વાસે બોલી ઉઠ્યાં. આપા તો એકધ્યાન બની રહ્યા છે. એણે જોયું કે નાગે ફેણ સંકેલી, મોં ફેરવ્યું, ગાંઢવા ઉપર આખું શરીર લાંબું કરીને એ ચાલ્યો. આપાએ બૂમ પાડી:

"જુવાનો, સામા કાંઠા સુધી શંઢવું ન છોડજો હો! સો રૂપીઆ આપીશ."

ત્રાપાવાળાને કાને શબ્દો પડ્યા. આ શી તાજુબી! સો રૂપીઆ બીજા. પાછું ફરીને જુએ ત્યાં તો કાળને અને એના હાથને એક વેંતનું છેટું! "વોય બાપ!" ચીસ નાખીને હાથમાંથી શંઢવું મૂકી દીધું. ઢબ ઢબ! ઢબાક ઢબાક! ઢબતા ઢબતા એ બેય જણા કાંઠે ગયા.

શંઢવું છૂટયું, અને ત્રાપો ફર્યો. મધ વહેનમાં ઘુમરી ખાધી. ઘરરર! ઘરરર! ત્રાપો તણાયો. "એ ગયો, એ ગયો, ફેર કર્યો, આપા ફેર કર્યો" એવી રીડીઆરાણ બેય કાંઠે થઇ રહી. શંઢવે ચડેલો નાગ પાણીમાં ડૂબકી ખાઇને પાછો ત્રાપા ઉપર આવ્યો. બાઇની સામે મંડાણો. બાઇની નજરના તાર કયાંય નથી, એના બાળક ઉપર છે. અને એના અંતરના તાર લાગ્યા છે માતાજીની સાથે. ત્રાપો ઉભે વહેને ઘરેરાટ તાણતો જાય છે. 'જે જગદમ્બા'નો મૃત્યુ-જપ ગવાતો જાય છે. કાઠીઆણી! તે વખતની તારા મનની ગતિ કોણ વર્ણવી જાણશે?

કાઠીએ માણકીની વાઘ ઉતારીને કાઠાની મુંડકી સાથે ભરાવી. મોરડોય ઉતારી લીધો. ઉગટાને તાણીને માણકીને ત્રાજવે તોળે તેમ તોળી લીધી. ઉપર ચડ્યો. નદીને ઉભે કાંઠે હેડવાશ માણકીને વહેતી મૂકી. મણીકા મણીકા જેવડા માટીના પીંડા ઉડાડતી માણકી એક ખેતરવા ઉપર પલકવારમાં પહોંચી. આ બધું વીજળીને વેગે બન્યું.

"બાપ માણકી! લાજ રાખજે." કહીને, ઘોડીના પડખામાં એડી લગાવી, શેત્રુંજીના ઉંચા ઉંચા ભેડા ઉપરથી આપાએ માણકીને પાણીમાં ઝીંકી. ધુબાંગ! દેતી દસ હાથ ઉપર માણકી જઇ પડી. ચારે પગ લાંબા કરીને એ પાણીમાં શેલારો દેવા લાગી. પાણીની સપાટી ઉપર ફક્ત માણકીનું મોઢું અને ઘોડેસ્વારની છાતીઃ એટલોજ ભાગ

દેખાતો હતો. માણકી ગઇ. બરાબર મધ્ય વહેનમાં ત્રાપા આડી ફરી. આપાના હાથમાં ઉઘાડી તલવાર હતી. બરાબર ત્રાપો પાસે આવતાંજ આપાએ તલવાર વાઇ! 'ફ્ફ્' દઈને નાગનું ડોકું નદીમાં જઇ પડયું. પલકવારમાં આપાએ રાંઢવું હાથમાં લઇ લીધું.

"રંગ આપા ! વાહ આપા !" નદીને બેય કાંઠેથી લોકોએ ભણકારા દીધા. મસ્તીખોર નદીએ પણ જાણે શાબાશી દીધી હોય તેમ બેય ભેડામાંથી પડછંડા બોલ્યા.

ચારે દિશામાં રાક્ષસ જેવા લોઢ ઉછળી રહ્યા છે. કાઠીઆણી અને બાળક પાણીમાં તરબોળ છે. મા દીકરાનાં મોંમાં પણ પાણી જઇ રહ્યું છે. આપો ઉપરવાસ નજર કરે ત્યાં તો આરો અડધો ગાઉ આઘો ગયેલો. સામે પાણીએ ઘોડી ચાલી શકેશે નહિ. સન્મુખ નજર કરે ત્યાં નદીના ભેડા માથોડું માથોડું ઉંચા. કેવી રીતે બહાર નીકળવું ?

" બાપ માણકી ! બેટા માણકી ! " કરીને આપાએ ઘોડીની પીઠ થાબડી. ઘોડી ચાલી.

" કાઠીઆણી તારૂં જીવતર રાંઢવામાં છે, ઝાલજે." કાઠીએ કહ્યું.

કાઠીઆણીએ બાળકને પલોંઠીમાં દબાવ્યો. બે હાથે રાંઢવું ઝાલ્યું. રાંઢવાનો છેડો આપાએ કાંઠાની મુંડકીમાં ભરાવ્યો. માણકી કાંઠા પાસે પહોંચી.

" કાઠીઆણી, બરાબર ઝાલજે " કહીને આપાએ માણકીના પડખામાં પાટુ નાખી. ચારે પગ સંકેલીને માણકીએ એ માથાડું માથોડું ભેડા ઉપર છલંગ મારી. પણ ભેડા પલળેલા હતા. માટીનું એક ગાડા જેવડું ગાંદળું ફસકયું. માણકી પાછી પાણીમાં પડી. આપો પણ એ બાળક અને માતા સોતો પાછો પછડાણો. મા દીકરો મુંઝાઇને પાછાં શુદ્ધિમાં આવ્યાં.

" બાપ માણકી " કહીને ફરીવાર દસ હાથ આઘે લઇને આપાએ

માણકીને કુદાવી. ઉપર જઇને માણકી પાછી પાણીમાં પછડાણી. ભૂતાવળ જેવાં મોજાં જાણે ભોગ લેવા દોડયાં આવ્યાં.

બીજી વખત જ્યારે માણકી પડી, ત્યારે કાઠીઆણી બોલી “ કાઠી હવે ત્રાપો મેલી દ્યો, તમારો જીવ બચાવી લ્યો. કાયા હેમખેમ હશે તો બીજી કાઠીઆણી ને બીજો છોકરો મળી રહેશે. હવે દાખડો કરો મા.”

“ ના ના. નીકળીએ તો ચારે જીવ સાથે નીકળીશું. નીકર ચારે જણાં જળસમાધી લેશું. આજની રાત માણવાની પ્રતિજ્ઞા છે કાં ધનરીઆને આરડે, ને કાં તો શેતલના પાતાળમાં.”

“ બાપ ! રાણીશ કે શુ ? ” કહીને ત્રીજીવાર એડી મારી. માણકી તીરની માફક ગઇ ભેકાથી દસ હાથ ઉપર જઇ પડી. કુવામાંથી બોળ નીકળે તેમ કાઠીયાણી અને તેના બાળક સહિત હેમખેમ ત્રાપો કાંઠે નીકળી પડયો. “ રંગ આપા ! રંગ ઘોડી ! ” એમ કીકીઆરી કરતાં માણસો ટોળે વળ્યાં. આપો માણકીને પવન નાખવા મંડયો. પણ માણકીને હવે પવનની જરૂર નહોતી. એની આંખો નીકળી પડી હતી. એના ગગ તૂટી ગયા હતા. એના પ્રાણ છુટી ગયા હતા.

માથા ઉપર સાચી સોનેરીથી ભરેલો રેટો બાંધ્યો હતો તે ઉતારીને મૃત્યુ પામેલ માણકીના શબ ઉપર ઢાંકયો. માણકીને ગળે બાથ ભરીને એ પોકેપોક રોયો. બાપ માણકી ! મા માણકી ! એવા વસમા સાદ પાડી પાડીને આપાએ આકાશને રોવરાવ્યું. ત્યાં ને ત્યાં જળ મૂકયું કે જીવતાં સુધી બીજા કોઇ ઘોડા ઉપર ન ચઢવું. કાઠીઆણીના નેત્રમાંથી પણ ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં.

એંશી વરસનો થઇને એ કાઠી મર્યો. પોતાના ભાણેજ દેવા ખાચારની ઘોડારમાં બાર બાર તો જાતવંત ઘોડાં હતાં. પણ પોતે કદી પણ કોઇ ઘોડે નહોતો ચઢયો.

“ આવું તો આજ જ સાંભળ્યું, બા ! ખોટું નહિ કેવાય ” આખા ડાયરાએ કાન પકડયા.

# સુહિણી–મેહાર

( 'સુહિણી–મેહાર' સિંધની અનેક પ્રેમકથાઓ માંહેની એક છે. એની અંદર જે દુહા મઢેલા છે તે ત્રણે ત્રણ પંક્તિના બનેલા છે. આપણા ને એના દુહાની રચના લગભગ એકજ છે. માત્ર આપણી પહેલી એક પંકિતને બદલે તેમાં બે પંક્તિ આવે છે. બેજ પંક્તિમાં આખા ભાવનો સમાવેશ કરવાની મુશ્કેલીનું આ રીતે ઠીક નિવારણ થાય છે, ને વળી રચના બગડતી પણ નથી.

'સુહિણી–મેહાર ' તો લોક જીવનની એક સાચી બનેલી ઘટના છે, તેમ છતાં સિંધના સમર્થ કવિ ફિલસુફ શાહ અબ્દ લતીફને તોએ સ્થૂલ ઘટનામાં આધ્યાત્મિક અર્થનું દર્શન થયું. સુહિણ એટલે માનવ જીવાત્મા: મેહાર એટલે પ્રભુ. ને સુહિણીનો પરિણિત સ્વામી સાયર એટલે આ દુનિયા. એવા અર્થો ઘટાવી આ કવિએ પોતાના સુમિષ્ટ, સુકોમલ પદ્યમાં, પ્રભુના મિલન માટે તલસતા આત્માના તરફડાટની ભક્તિભરી કથા રચી છે. એનું નામ સુહિણી–મેહાર છે, અને સિંધી વાંગ્મયમાં એ ઉત્તમ પંક્તિનું સાહિત્ય લેખાય છે. લોક–કથાના સાહિત્યમાંથી એ અખંડ આધ્યાત્મિક all gory નું દર્શન થવું, એ પણ સરસ વાત છે.

સિંધુ નદીના કિનારા ઉપર કેડ કેડ સમાણા ઉંચા ઘાસમાં ભેંસો ચરતી હતી ને ભેંસોનો જુવાન ગોવાળ ઝાડવાની ઘટામાં બેઠો બેઠો વાંસળી વગાડતો હતો. એનું ખરૂં નામ સાદક હતું. એ ક્યાંથી આવ્યો ને એનાં માબાપ કોણ છે તેની ખબર પણ પડતી નહિ. ગામના લોકો એને 'મેહાર' કહીને જ બોલાવતાં. મે-હાર એટલે ભેંસોનો ગોવાળ: પોતાના માલીક તોલા કુંભારની જુવાન દીકરી સુહિણી એને 'નબાપો' કહીને ઘણી ઘણી વાર મેણાં દેતી. મેહારને એ મુખનાં મેણાં મીઠાં લાગતાં.

મોં દેખાય એવી ઉજળી ઉટકેલી તાંબડી હાથમાં ઉલાળતી ઉલાળતી સુહિણી એક દિવસ ખરા બપોરે આવીને સિંધુ નદીનાં કાંઠા ઉપર બંસીની મોજ માણતા મેહારને બુમો પર બુમો પાડવા લાગી: 'મેહાર! ઓ મેહારડા!'

એ ઘડી તો મેહાર સાંભળતો નથી. વાંસળીના તોરમાં એ બેભાન છે. ઝાડની ડાળીએ મેહારના પગ લટકતા હતા તે સુહિણીએ ઝાલી લીધા. પગ ખેંચાતાંજ મેહારને ભાન આવ્યું.

"હેઠો ઉતરછ? કે ટાંટીઓ ઝાલીને નીચે પછાડું?"

મેહાર શરમીંદો બની ગયો. કુદકો મારીને એ નીચે ઉતર્યો. પોતે બરાબર કોઇ અડબૂત ભરવાડનો પાઠ ભજવવા મથતો હોય તેમ રૂવાબ કરીને બોલ્યો "શું છે તે અટાણે ચોરને કાંધ મારવાની વેળાએ સંતાપી રહી છે?"

"ઘેર પરોણા આવ્યા છે, એને માટે એકાદી ભેંસનાં બે આંચળ દોહી દે જલ્દી."

'પણ ભેંસો તો બહુ છેટી નીકળી ગઇ છે. જા, તું એને પાછી વાળી આવ."

" મારી તો જાય છે ભૂતરાત ! હું પટલની દીકરી ભેંસો વાળવા જાઉં એમ કે ? તો પછી તને મારે બાપે શું પાટલે બેસારીને પૂજવા રાખ્યો છે? જા ઝટ ભેંસ વાળી આવ. નીકર રાતે વાળુ નહિ મળે."

મેહારે ચારે તરફ નજર કરી. પણ ભેંસો ઉંડા ઘાસમાં ગેબ થઇ ગઇ છે. સુહિણી બોલી કે

" દે ને વાંભ ! હમણાં નીકળી આવશે જ્યાં હશે ત્યાંથી." માથું ખજવાળીને મેહાર ઉભો રહ્યો: " વાંભ દેતાં તો મને નથી આવડતી!"

" ફટય રે ફટય તને મેહારડા ! વાંભ દેતાં નથી આવડતી ત્યારે મેહાર થયોજ શા સારૂ ? બુડી મરને ?"

એટલું કહીને સુહિણીએ પોતેજ કાનમાં આંગળી નાખી. સીમાડા સુધી સંભળાય તેવો લાંબો–મોરના ટૌકા સરખો સાદ દીધો. ઘડીવારમાં તો ઉંચા ઘાસમાંથી ભેંસો બહાર નીકળીને રણકા કરતી દોડી આવી.

" લે હવે દોહી દે."

ખસીઆણો પડીને મેહાર ઉભો રહ્યો.

" અરરર !" સુહિણીએ કહ્યું. " મેહાર થઇને દોતાં ન આવડે ! ધૂળ પડી તારા જીવતરમાં !"

પોતાને હાથેજ સુહિણીએ સાજણી ભેંસને દોહી લીધી. એકજ આંચળની શેડયો પાડતાં તો તાંબડી છલોછલ ભરાઇ ગઇ. ફીણના ડુંગર ચડ્યા. તાંબડી માથા પર મેલીને મસ્તીખોર સુહિણી ગામમાં ચાલી ગઇ. ચાલતાં ચાલતાં બોલતી ગઇ કે 'મેહારડો બોઘો ! મેહારડો મૂરખો ! એને ન આવડે વાંભ દેતાં, ને ન આવડે દોતાં !" સિંધી કુંભારની એ કદાવર કુમારિકાનો સાદ, એના હસવાનો અવાજ અને એનાં પગલાંનો ધમધમાટ, મેહાર નામધારી વિદેશી તો તાજ્જુબ બનીને સાંભળતો સાંભળતો થડકજ થઇ રહ્યો. સુહિણીની ગાળો તો એને સદા ઘીની નાળો

જેવીજ લાગતી. સુહિણી જે દિવસ ગાળો દઈ જતી તે દિવસ મેહારને શેર લોહી ચડતું.

સુહિણીને મેહારની ઉપર બહુજ અનુકમ્પા આવતી. કેમકે ગોવાળ તરીકેના તમામ કામકાજમાં મેહાર એટલી બધી કસુરો કરતો, કે સુહિણીનો બાપ તોસો કુંભાર રોજરોજ છેડાઇ પડતો. માલીકનાં અકારાં વેણ સાંભળીને ગમગીન થઇ જતા મેહારનું મોં વારે વારે ઓશીયાળું બની જતું, અને એ જોઇ જોઇ સુહિણી મેહારનો અફસોસ ઉતારવાના છાના છાના કૈં કૈં ઉપાયો લેતી. બાપ એ બધું જોતો અને સમજી લેતો કે દીકરીનું દિલ બહુ દયાળુ છે, તેથી મેહારની સારસંભાળ લેતી હશે! ચારસો ગવેડાના અને પંદર ભેંસોના માલિકને એવો ખ્યાલ તો સ્વપ્ને ય ક્યાંથી હોય કે પોતાની લાડવેલી, બાટની દીકરી આવા અણઘડ ભરવાડ ઉપર પ્યાર કરતી હશે!

એક વાર સિંધુને કિનારે મેહાર બેઠો છે. પાંચ ગવેડાં ગુમ થવાથી તોસો કુંભાર એને સખ્ત શબ્દોમાં વઢ્યો છે. મેહારના ગોરા મોં પર અફસોસની છાયા પથરાઇ ગઇ છે. તે વખતે સુહિણીનાં પગલાં બોલ્યાં. આવીને તુરંજ સુહિણી બોલી ઉઠી, "લેતો જા! કેવો ઠપકો ખાધો! હજુ ય સાન નથી આવતી કે બેવકુફ!"

મેણું સાંભળીને મેહારની આંખોમાંથી ધારાઓ ચાલુ થઇ. સુહિણી સમજી ગઇ. ભરવાડ કદિ આવી રીતે રુવે નહિ! એણે મેહારનું કાંડું ઝાલીને કોમળ અવાજે કહ્યું "મેહાર થઇને રોઇ પડ્યો? મેહાર આટલો પોચો હોય કદિ?"

"સુહિણી! મેં તને છેતરી છે. હું મેહાર નથી."

"તું મેહાર નથી? તો શું કોઇ શાહજાદો છે નાદાન?"

"શાહજાદો તો નહિ, પણ શાહજાદા જેટલોજ લાડ પામેલો: તવંગર બાપનો બેટો છું."

"કોનો બેટો ?"

"આજ એ બધું બોલવાનો સબબ જ શો છે ?"

"ના મેહાર ! આજ ન કહે તો તને સુહિણીના કસમ છે. કહે, આવડું મોટું કપટ હવે છૂપાવીને શું કરીશ ?"

"સાંભળ ત્યારે. સુહિણી ! હું સિંધી નથી, હું તો બુખારાનો મોગલ છું, હું પરદેશી છું. મારા પિતાનું નામ મિર્ઝાઅલી બેગ છે. એને ઘેર દૌલતની છોળો લાગી ગઇ છે. મારા પોણોસો વર્ષના બાપને ઘેરે, એની જઇફી વખતે, એક ઓલીયાના સખુનથી હું અવતરેલો છું. સુહિણી ! હું અભણ ભરવાડ નથી, પણ બુખારાના મોટા આલીમને હાથે કૈં કૈં કિતાબાનો અભ્યાસ કરીને આ હિન્દોસ્તાંનની અંદર મોગલ પાદશાહની મુલાકાતે નીકળ્યો હતો. સફરમાં તકદીર મને આંહિ ખેંચી લાવ્યું. આંહી મુસારખાનામાં એક સાંજે અમે મુકામ કર્યો. તારા પિતાને ઘેરે માટીનાં વાસણ લેવા આવતાં તને દીઠી. દેખતાં જ હું દિવાનો બન્યો. મારા પ્યારા સાથી હસનબેગનો વાર્યો ન વળ્યો. મારાં જવાહિર ચોરાઇ ગયાં, ખરચી ખુટી ગઇ, મારો સાથી બુખારમાં પડી મરી ગયો. મારૂં પવનવેગી ઉંટ પણ કોઇ ઉઠાવી ગયું, ને હું તારા પરના પ્યારમાં ફના થઇ, આજ સિંધનો મેહાર બન્યો છું. તારા પિતાનાં ગધેડાં ચારૂં છું !"

પોતાની અજાયબી સંતાડી રાખીને સુહિણીએ ટોણો માર્યો "એ વાતનો શું તને હવે પસ્તાવો થાય છે મેહાર ? બુખારાની દૌલત અને બાપના લાડકોડ ભોગવવા પાછા જવું છે ? તો સુખેથી જા, પીંજરનું બાર હું ખોલી નાખું છું."

"ના, હવે કયાં જાઉં ? પીંજરના પંખીને હવે જંગલનાં પંખી સંઘરશે નહિ. હવે તો સિંધુને કાંઠેજ કબર કરવી છે."

"ત્યારે આંખોમાં આંસુ શીદ આણ્યાં ?"

"સુહિણીને મન હું હજુયે ભરવાડજ દેખાયો તેથી."

સુહિણી મનથી મેહાર સાથે નિકાહ પડી ચૂકી.

તોલા કુંભારને કાને વાતો પહોંચી કે સિંધુને કિનારે ઘટાદાર વડલાને છાંયડે રોજ બપોરે સુહિણી ને મેહારના મિલાપ થાય છે. ધીરે ધીરે બાતમી પહોંચી કે બપોરનો સમય બદલીને મોડી રાતના અંધારામાં એ બે જુવાનીયાં મળે છે અને વડલાની ડાળીઓમાં પોઢેલ પંખી પણ ન સાંભળે તેવી ધીરી વાણીમાં પ્યારની વાતો ચલાવે છે.

તોલાએ બીજે દિવસે પ્રભાતે મેહારના હાથમાંથી ભેંસો હાંકવાની લાકડી ખુંચવી લીધી, અને કહ્યું કે "શદાપુર ગામના સીમાડામાં જો પગ દીધો છે ને, તો જાનથી મારીને તારા ખુનથી સુહિણીને નવરાવીશ. જા નીમકહરામ ! ચાલ્યો જા."

સિંધુ નદીને સામે પાર જઇને મેહારે એક ઝૂંપડી બાંધી છે. આખો દિવસ ઇશાની અરબ્બી કે સિંધી કવિઓની કાફીઓ ગાતો ગાતો ને વાંસળી બજાવતો એ આશક અન્નપાણી લીધા વિના બેઠો રહે છે. અને રાત પડે ત્યારે એક મચ્છી તળીને તૈયાર કરે છે. અધરાતને પહોર એ મચ્છીને પોતાના માથા પર ઉઠાવી, કછોટો ભીડી, સિંધુના અથાગ નીરમાં શરીરને પડતું મૂકે છે. હાથીને પણ ઢાળી નાખે એવી એ નદીની તાણમાં પોતાની કૌવતદાર ભુજાઓથી પાણી કાપતો કાપતો, મગરમચ્છની માફક શેલારા દેતો, ઘનઘોર અંધારે કોઇ પણ માનવી યા જાનવરના ડર વગર, અરધા ગાઉનો પટ વટાવી સામે પાર પહોંચે છે; ને એ કિનારા પરથી સુહિણીનો પંજો લાંબો થઇ, મેહારના પંજાને પકડી લઇ પાણીની બહાર ખેંચી લે છે. એજ વડલાની ઘટામાં બન્ને જણ બેસીને મચ્છીની મહેફિલ ઉડાવે છે. પ્યારનો એક પહોર ગુજારીને પાછો મેહાર સિંધુના

(21)

મસ્ત પહોળા પ્રવાહને વીંધતો વીંધતો પોતાની મઢુલીએ પહોંચી જાય છે.

એવી તો કૈંક રાતો ગઇ. એક પણ રાત મેહારે ખાલી જવા દીધી નથી. સિંધુ નદીના ગ્યાહે તેવાં ભયંકર તુફાને પણ મેહારને આ પાર આવતો અટકાવ્યો નથી. પણ એજ અજવાળી રાતે મેહાર જે મચ્છી લઇ આવ્યો, તેની મીઠાશ તો અદ્‌ભૂત હતી. સુહિણી જમતી જાય છે ને કોળીએ કોળીએ મીઠાશની તારીફ કરતી જાય છે. "અહો મેહાર! તારી મીઠી મચ્છી! રોજ આવી લાવતો હો તો?"

મેહાર હસીને કહે છે કે "ભલે. રોજ લાવીશ. પણ થોડા દિવસ-માં જ એ મચ્છીનો ખવરાવનાર કોઇ નહિ રહે તો?"

એમ વાતો કરે છે. વચ્ચે વચ્ચે મેહારના મોં ઉપર બહુ દર્દ દેખાય છે. કૈંક છૂપી પીડાને પોતે મહામહેનતે દબાવી રાખતો હોય તેવું દેખાય છે. સુહિણી પૂછે છે કે,

"તને શું થાય છે પ્યાર?"

"કાંઇ નહિ. કાંઇ નહિ. ચલાવ, વાતો ચલાવ."

ત્યાં તો સુહિણીને કાંઇક ભીનું ભીનું લાગ્યું. અજાયબ બનીને એ બોલી ઉઠી "ઓહો! આંહી પાણી ક્યાંથી?"

તુર્ત એની નજર મેહારના સાથળ પર પડી. એ સાથળમાંથી લોહીની ધાર ચાલતી હતી!

"અરરર! આ શું મેહાર!"

"એ તો આજની મીઠી મચ્છીનું લોહી છે સુહિણી!"

સુહિણીને આખી વાતનો ભેદ સમજાયો: આજ મેહારને મચ્છી ન મળવાથી એ પોતાની જાંગમાંથી માંસ કાપી, મસાલેદાર બનાવી, તળીને લઇ આવ્યો હતો!

"મેહાર! તુંને ખુદાના કસમ છે. કાલથી હવે મારો વારો શરૂ થાય છે. તું ન આવીશ."

"ત્યારે શું તું આવીશ?"

"હા, હું આવીશ."

"તું ઓરત! તું સિંધુને પાર કરી શકીશ? સુહિણી! તું શું દિવાની થઇ ગઇ?"

"એતો કાલે રાતે નક્કી થશે. આજ તો અલાબેલી! અને કસમ છે ખુદાના, તું ન આવતો."

૨

બારે કુન બત્રિય તડ, તડ તડ હેઠ ભટ્ટ
આધિય રાતજો ઉઠી, (સે) સૂહિણી કર સટ્ટ
છડે ખીર ખટ્ટ, લૂડે લોરીં વિચમેં

સિંધુ નદીનાં નીરની અંદર બે તીર વચ્ચે બાર તો પાણીનાં વમળ છે. બત્રીસ ટેકરા છે. ને એ ટેકરે ટેકરાની નીચે વીંછીઓ વસે છે. એવી વિકરાળ નદીને પાર કરવા માટે સુહિણી અધરાતને અંધારે ઉઠીને ઘરથી દોટ કાઢે છે. માવતરના ઘરનું મીઠું દૂધ અને સુંવાળી સેજ ત્યજીને સુહિણી પાણીની લહરીઓ વચ્ચે હીંડોળા ખાય છે.

"કોણ છે તું ઓરત!"

"મુસાફિર."

"કોણ? સુહિણી?"

"હા, ભાઇ અલિયા."

"અત્યારે અધરાતે ક્યાંની મુસાફરી?"

સુહિણી જવાબ વાળે છેઃ

"હિકડયું ન ધિરે ઉનહારે, આઉં સરે શિયારે
તન વિઝાંતી તારમેં, ઓર હજે આરે
(પણ) મોહબત તી મારે, (નત) કેર ધિરે હિન કુનમેં.

હે ભાઇ! અન્ય ઓરતો આ પાણીમાં બળને ઉનાળે પણ ઉતરતી નથી પણ હું સુસવાતા શિયાળામાં પણ મારી રાજીખુશીથી આ દરિયાવના પ્રવાહમાં શરીરનો ધા કરું છું. હું મરવાનું જોખમ ઉઠાવું છું, કેમકે મારા પ્રિયતમની મોહબત મને મારે છે. નહિ તો આવા ઉંડા પાણીમાં કોણ પડે?"

"ઓ સુહિણી! તું મા જા. મા પડ. નદીના પત્થરોની પોલાણોમાં ઝેરી સાપો વસે છે, એ તને કરડશે."

સુહિણી જવાબ વાળે છેઃ

"બારાં કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ નાંગ,
મ્હાણું મુલાજો કરી, તિત મ્હોબત જો માંગઃ
કેડો મુંહિંજો સાંગ, (જુડો) પાણીતાં પાછી વરાં.

મારા માર્ગમાં બાર તો પાણીનાં વમળ છે, બત્રીસ ખડકો છે, ને તે દરેક ખડકની બખોલમાં ઝેરી સર્પો રહે છે. એ બધુંજ હું જાણું છું. પણ જે માર્ગપર જતાં બીજા માનવી સંકોચ પામે છે, તેજ માર્ગ મહોબતનો છે. એટલે જો હું આ પાણીથી પાછી ફરૂં, તો તો શી કિમ્મત રહી મારા આ પ્રેમના પોશાકની? ધુળ પડી મારા આ પ્યારના લેબાસમાં–આ ઇશ્કની કફનીમાં, જો હું પાછી વળી જાઉં."

એમ કહીને સુહિણી કછોટો ભીડે છે. અને સિંધુનાં બરફ જેવાં નીરમાં ઝંપલાવી આધી આઘી નીકળી જાય છે. સામો પાર એટલો

દૂર છે કે એના તરવાનો અવાજ પણ આ પાર ઉભેલા એ સલાહકારને સંભળાતો બંધ થઇ ગયો, ને ડાહ્યો સલાહકાર ઘર તરફ ચાલતો થયો !

શિયાળો ગયો; ઉનાળો ગયો, પણ મધરાતના મેળાપ કરવા માટે સિંધુને સામે કિનારે પહોંચવામાં એક પણ દિવસ પડયો નથી. હવે તો ચોમાસુ બેઠું છે. સિંધુ બે કાંઠે છલી ગઇ છે. મોજાં મોભારે અડે એટલે ઉંચે ઉછળવાં લાગ્યાં છે. ભાળીને પણ ભેખાઇ જઇએ એવા મહા તોફાનમાં પણ સુહિણીને ઝંપલાવવું એ રમત વાત થઇ પડેલ છે. ઘડો લઇને આવી ઉભી રહી કે તુર્તજ કોઇ પાસે ઉભેલો માનવી બોલ્યો:

"સુણી સઠે તારમેં (તો) શિયારોને સી
લગી લેર લહેરતેં સે જુંવા કરે જી;
થોડા વિરમીથી, મથે કપર તો કુન્ત કરે."

ઓ સુહિણી ! આ પાણીની કડકડતી શરદીમાં તું કાં ઝંપલાવી રહી છે ? અંદર મોજાં મોજાંને અથડાય છે તે તારા જીવ ને શરીર જુદાં કરી નાખે એવાં કાતિલ છે. અને વળી તારા માથા ઉપર આ મોટી ભેખડ ફસકીને પાણીમાં પડું ! પડું ! થઇ રહી છે. માટે થોડી વાર થંભી જા !"

"અરે ભાઇ ! થોડીવાર પણ મારાથી કેમ થંભી શકાય ? મારા મેળાપનો સમય ચાલ્યો જાય તો મારો પિયુજી તરફડીને પ્રાણ કાઢી નાખે."

એમ કહીને સુહિણી પાણીના લોઢમાં પડતું મૂકે છે. માછલી જેવી તરલતાથી ચાલી જાય છે. જઇને પ્રિતમ સાથે સુખના બે પહોર ગુજારે છે. પાછલી રાતે રોજ પાછી વળી આ કાંઠે આવી ઉતરે છે.

પોતાની ઇજ્જતના લોભી બાપે સુહિણીને એક ઉંચા કુંભાર કુળના બદસુરત છોકરાની સાથે પરણાવી. સુહિણીએ નિકાહને વખતે છચોક પોતાને આ પરણેતર મંજુર નથી એવું જાહેર કરવા છતાં પણ એને જબરદસ્તીથી પરણાવી. પણ સુહિણી સાસરે ન ગઇ. એટલે બાપે સુહિણીના વરને ઘર જમાઇ કરીને રાખ્યો. સુહિણીએ પહેલીજ રાતે વરને ચેતાવી દીધો કે "તું મારો ભાઇ બાપ છે ? ફરીવાર મારા ઓરડામાં આવતો નહિ."

સગાં વહાલાં સાથેની ભેળસેળ સુહિણીએ છોડી દીધી છે. દુનિયાના માનવી સાથે એના મનનો મેળ મળતો નથી. વાતોચીતો એણે કમતી કરી નાખી છે. પાંચ વખત નિમાઝ પડવામાં, કુરાનનો પાઠ કરવામાં અને રોઝા રહેવામાં એના દિવસો જાય છે. રાત તો એણે સિંધુને સામે કિનારે બેઠેલ સ્વામીને સોંપી છે.

આ બધું એ પરણ્યા કુંભારથી ન જોવાયું. એણે સુહિણીને વસમાં મેણાં માર્યાં ! એકલી પડીને સુહિણી વિચાર કરે છે કે,

"નાથ ન નિમાજું પડે, ગંધ ન ગંભ્યું ધોય;
સાંઝે મિંઝ સૂમથી (સે) પાસા ફેરે પોય;
ઉથિ આધિય રાતજો (ઇ) કુનિય કાણ રોય;
કડવા વેણ કસાલા, ઇ મખે ને તો ચોય;
એડો કાંય સંધોય, (તડે) વર છડેતી વાણતરાં."

આ મારો ધણી, જે નિમાજ પણ પડતો નથી, પોતાનાં કપડાંની દુર્ગંધને પણ ધોતો નથી, સાંજ પડતાંજ જે એદી ઘોંટી જાય છે ને પરોઢીએ જે પથારીમાં પાસાં ફેરવે છે; અરધી રાતે ઉઠીને જે હાંડલીને માટે (ખાવા માટે) રૂવે છે: એવો પુરૂષ મને કડવાં મેણાં મારે છે. એવા

કંથ સાથે શીદ મારો સંબંધ બંધાયો? હું તો એવા વરને છોડીને પ્રવાહમાં તરવા ચાલી જાઉં છું.'

એ રીતે વરનો ત્રાસ ને લોકોની બદબોઇ વધતાં જ ગયાં. મા બાપને પણ એમજ થયું કે સુહિણી મરે એજ બહેતર છે. અને સાચે-સાચ સુહિણીનું મોત આવી પહોંચ્યું.

રાત અંધારી છે. પણ વૈશાખ મહિના જેવો વહાલનો મીઠો માસ ચાલે છે. વહાણના શઢ ચડ્યા હોય તેવી રીતે સુહિણીના આસમાની ઓઢણાના પાલવ પવનની લહેરમાં ફુલાઇ ગયા છે. જાણે સિંધુને સામે કિનારે ઉડીને જવા માટે સુહિણીને પ્રભુએ બે પાંખો બક્ષી દીધી છે. સિંધુની છાતી સુહિણીને રમાડવા માટે ઉછાળા મારે છે. અને ગેબના તારલા સુહિણીને તરતી જોવા ટગર ટગર નજર કરે છે.

કિનારે ઉભી રહીને સુહિણ[illegible] દિશામાં આંખો ફેરવીઃ આજ તુફાન [illegible] ગળી ગયો. [illegible]કદી આવીજ નથી. આજ આખી કુદરતમાં બળ રહ્યું [illegible] તર[illegible]. દુનિયાએ દુભાવેલીને જાણે દેવતાઓ આદર આપે છે. પારથ

કાછોટો વાળીને સુહિણી સિંધુમાં પડી. જાણે ખમા ! ખમા ! કરતાં સિંધુનાં મોજાં એના ફુલદડા સરીખા શરીરને ઝીલી રહ્યાં છે. પોતાના ચિત્રામણવાળા રૂપાળા ઘડા ઉપર મોં ટેકવીને સુહિણીએ શેલારા દેવા શરૂ કર્યા. અને આજ તો જાણે જરા મોડું કરીને મેહારને ગભરાટ ઉપજાવું એવું થાય છે. આજ તો જાણે મેહાર પણ તરવા આવે તો બેય જણાં આંકડા ભરી દરિયામાં ચાલ્યાં જઇએ એવું દિલ થાય છે. દુનિયાની ગિલા ન પહોંચે એવા કોઇ રસાતાલમાં રહેવા જવા મન ખેંચાય છે. આજ તો બહાર નીકળવુંજ નથી. નદીમાં રહી રહી જ હું મેહારને

બોલાવી લઇશ. બહાર નીકળીશ તો વળી કાંઇક ધરતીપર જીવવાની લાલચ વળગી જશે !

આવા તરંગમાં સુહિણી ગરકાવ છે. ત્યાં તો ઓચીંતો એના હાથમાંથી ઘડો સરકવા લાગ્યો ! અરે ! આ ઘડામાંથી માટી પલળીને વેરાઇ કાં જાય ? આ મારા પકવેલા મજબુત ઘડાને કોણે કામણ કર્યું ?

હજારનમેં હિકડો મું ઠોકે ખયમ્ તે તે થાં,
કચે જો કુંભાર મું કી ન કયો તે કલામ;
ધણી લગ ધામ, તું મૌલા મનં મેડિયે.

હજારો વાસણોમાંથી આ એક ઉત્તમ ઘડો, મેં વગાડી વગાડીને ઉપાડયો હતો. અરેરે ! એ કુંભારે મને આ ઘડો કાચો હોવાનો તો સખુન પણ કહ્યો નહોતો, છતાં આ કાચો ઘડો કયાંથી આવી ગયો ! હે અલ્લા ! હવે તો તુંજ મને મારા સ્વામી સુધી પહોંચાડી મેળાપ કરાવજે.

એટલુંજ વિચારે છે ત્યાં તો ઘડો પાણીમાં એ... ...હણીના તરફડીયાં મારતા હાથમાં માટી પણ ન રહી. એને ‘...’ આવડતું હતું, પણ મેહારને ટગવવાની મોજમાં ને મોજમાં પોતે એટલી ધીરી ધીરી જતી હતી કે સામો કિનારો બહુ છેટો રહી ગયો ગયો છે. અને અંગળા થાકી ગઇ છે. એને તો અજાયબીજ થાય છે કે અરેરે ! આ ઘડામાં શું જાદુ થયું ?

હજારનમેં હિકડો, મું ચિંતામય ચઇ;
વહમેં વલી દાવદ એય પિથું થ્યો સે પઇ;
સુપક્કુ કયો મું સઇ, કજા તે કયો કિયો ?

હજારો પકવેલાં વાસણોમાંથી આ એક મજબુત ઘડાને વીણી કાઢી

ને એના ઉપર મેં ઝીણું ચિત્રામણ કરાવ્યું હતું. એવો ઘડો ( કવિ વલી દાઉદ કહે છે કે) આજ શી રીતે પાણીના પૂરમાં પડીને ટુકડા થઇ ગયો ! મેં જેને પાકો કર્યો હતો, તેનેજ મારા કુડા કિસ્મતે કાચો બનાવી નાખ્યો ?

આ શું થઇ ગયું ? કે મહિનાઓ થયાં મજબુત રહેલો ઘડો કેમ પીગળી ગયો ?

ઘડો બદલાયો હતો. સુહિણીના માવતરેજ એ કુળ બોળામણ દીકરીને ડુબાડી દેવાને માટે અસલ ઘડાને ઠેકાણે એવાજ ચિત્રામણવાળો તદ્દન કાચો ઘડો ગોઠવી રાખેલો હતો. અજાણ સુહિણી તો પ્યારની આંધળી ઉતાવળમાં, દુનિયાની કપટબાજીની કંઇ ગમ વિના, રોજની માફક આજ પણ રોજને ઠેકાણેથી ઘડો ઉપાડી પાણીમાં કુદી પડી હતી !

નિરાધાર સુંદરી પાણીમાં માર્ગ કાપવા માટે મથે છે. પણ એના બાવડામાં બળ રહ્યું નથી. અંધારી રાતમાં સામે પાર કંઇ દેખાતું નથી, કે નથી સામા પારથી કોઇ સુહિણીને નિહાળી શકે તેવું. ફક્ત એ કિનારે પશુઓ ચરે છે તેના ગળાની ટોકરીના રણકાર સંભળાય છે. અને બીજી સંભળાય છે મેહારની વાંસળી.

કિથે ધંઢ વજન ? કિથે પિરીયું પાર ?
વીર વજાયલો વાંસલી, સાહડ સજી રાત !
કલમેંજી તવાર, લોહી સામેં લંઘયુ !

ઓ ! આ ટોકરીના રણકાર ક્યાં બજે છે ! મારા પ્યારાજીનો કિનારો હજુ કેટલે દૂર હશે ? મારો બહાદુર સાહડ ગોવાળ (મેહાર) આજ આખી રાત મારી વાટ જોતો જોતો વાંસળી વગાડતો દેખાય છે. એ વાંસ-

ળીમાંથી જે કુલમાના સુરો બજે છે, તે સુરોને આધારે મેં દ્રશ્ય સાંધીને, આટલી બધી લહેરો તો ઓળંગી કાઢી. પણ હવે મારા હાથપગમાં કૌવત રહ્યું નથી.

ઘરો ભાગે ત ગોરેઓ, શાલ મલજે ઘરી,
સુલાંટો મેં આરજો, ભિજી થયો અય ભરી;
તાંગો તાર તરી, માન ડિંસાં મુંહ મ્યાર જો.

ખેર ! ઘડો ભાંગ્યો તો ધોળ્યો ગયો ! પણ હે અલ્લાહ ! હવે અમારા મેળાપની ઘડી મ ભાંગજો ? સામેથી મેહાર પડયો છે તેની પાઘડી પણ હવે ભીંજાઇને બહુ ભારે થઇ પડેલ હશે. હવે તો છીછરૂં કે ઉંડું જે પાણી હોય તેને તરીને હું મેહારનું મુખ જોઇ શકું, એટલી ઓ ખુદા, તું મને સહાય કરજે !

પણ એ મુખ જોવાનું માંડેલ ન હતું. વાંસળીના સુરો સંભળતાં સાંભળતાં પાણીની પથારી પર અકેલા પોઢવાનું જ સરજાયું હતું. થાકી પાકીને તાકાત ગુમાવી બેઠેલી એ અબળાને સિંધુના વહેનમાંજ આંખે તમ્મર આવવા લાગ્યાં.

અખીમેં અઝરાયલ દીઠો ( તય ) મન તણે તો મ્યાર કયાં

પોતાની આંખો સામે એણે મોતના શીરસ્તા ઇઝરાયલને દીઠો. તે છતાં દિલ તો દોડીને મેહાર પાસે ચાલ્યું ગયું.

વાંસળીના સુર મીઠા લાગતા હતા. એ ગાનમાં ભંગ પાડવું સુહિણીને ગમતું નહોતું. પણ આખરે એનું શરીર પાણીની કબરમાં ઉતરવા તૈયાર થયું. મધવહેનનાં મસ્ત મોજામાં સુહિણી ખેંચાણી અને ખેંચાતા ખેંચાતા એણે મેહાર ! મેહાર ! ઓ મેહાર ! એવી હૈયાફાટ ચીસો નાંખી.

એ ચીસો પડતાં જ બંસીના સુર થંભી ગયા. અને ' આવી પહોંચું છું. ! આવું છું ! એવા અવાજની સાથે કોઇએ સામે કિનારેથી પાણીમાં શરીર પડતું મેલ્યું.

ડુબતી, ગળકાં ખાતી, ને મોજાંની થપાટે થપાટે ખેંચાઇ જતી સુહિણીએ ચીસ પાડતાં તો પાડી. પણ પછી તુર્ત એ પસ્તાણી. એને સાંભરી આવ્યું કે પોતાને મીઠું ગોસ ખવરાવવા માટે મેહારે સાથળ વાઢેલ છે તેનો જખમ હજુ રૂઝાયો નથી. નક્કી મેહાર નહિ તરી શકે. મારે ખાતર એનો જાન જાશે.

ધિરીં ધરો હથ કરે, બોયેં ઇ બાંહુ;
વેચારીય વડચું કીયું, વિચ ધરિયા ધાઉં;
વરજ સાડ ! પાઉં, તાંકું તકી આંહ્યાં.

પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી એ ફુટી જવાથી બાંગ્રો (ભુજાઓ) ખોળીને તરી; ને છેવટે ડુબતાં ડુબતાં દરિયામાંથી ( મોટી નદીમાંથી ) એ બિચારીએ મોટી ધા દીધી કે ઓ વહાલા સાડ ! ઓ મેહાર ! તું પાછો વળી જજે ! કેમકે મને પાણીનાં હિંસક પ્રાણીઓએ ઘેરી લીધી છે.

ન આવીશ ! ઓ મેહાર ! તું ન આવીશ ! એવી છેલ્લી બુમો સંભળાણી. પણ મેહાર હવે કોને માટે પાછો વળે ! ઘણી ડુબકીઓ મારી. ઘણા ધૂના જોયા. બેખડો તપાસી. પણ સુહિણીનો પત્તો ન લાગ્યો. મેહારની જાંગ પરનો જખમ ફાટીને લોહી વહેવા લાગ્યું. ને થોડી વારે એનું ખાલી થયેલ ખોળીયું પણ સુહિણી ! સુહિણી ! એવે શબ્દે સાદ કરતું, જાણે સુહિણીની અનંત શોધમાં પાણીને તળીયે જઇ બેઠું.

વખતમાં એમણે જે કોઇ વાત લખવા પ્રયત્ન કર્યો હોય તે એ જમાનાને અનુકૂળ. કારણ ગાંભીર્ય લોકજીવન ને સ્ત્રીજીવનના પ્રશ્નો એમની નજરે અસહકાર પછી આવ્યા. એટલે 'સુમનનો સંતાપ' જો આપણે વાંચીએ તો ૧૯૨૧ પહેલાંની મુંબાઇની વહાલા વહાલીની એ વાર્તા છે.

ગાંધીજીની પૂર્ણ અસર નીચે એ આવ્યા. પ્રજાસેવા ને ગ્રામ્યસેવા એમનાં ધ્યેય બન્યાં. એ અરસામાં એમનું સાહિત્યજીવન બદલાઇ રાજકીય મુખ્યત્વે થયું. પછી એમણે ગુજરાતને સમાજ રાજકારણ ને સાહિત્યના દૃઢ પાયા પર મુકવા Modern Revew જેવું 'યુગધર્મ' માસિક ઉભું કર્યું ને યુગધર્મમાલા શરૂ કરી એમનો સ્વદેશપ્રેમ ને એમની ભાવનાઓ એમાં તરવરે છે.

પછી તો અસહકારમાં ઓટ આવી: અહિંસાએ લોકોને અરૂચી પેદા કરી. ઇન્દુલાલે ગાંધીજી ને એમના અનુયાયીઓ સામે બંડ ઉઠાવ્યું. અસહકાર છોડી એ મુંબાઈ ગયા, પત્રકારિત્વ હાથમાં લીધું ને ગાંધીજી સામે લખાણ લખવા માંડયાં. પોતાના જીવનના આદર્શો ફેરવ્યા ને પશ્ચિમની સંસ્કૃતિમાં મુગ્ધ બન્યા. શાથી એમનામાં આ પરિવર્તન થયું એ સમજાવવા એમણે 'મારૂં પરિવર્તન' આત્મવાત લખી, અને પોતાનું હૃદય ખુલ્લું મૂક્યું. અત્યારે 'હિન્દુસ્થાન પ્રજામિત્રના' એ તંત્રી છે.

અસહકારને છોડયો. એનાં કેટલાંક લક્ષણોનો ત્યાગ કર્યો પણ એ ચળવળની એમના પર અસર છે; ને એમની ગ્રામસેવાની ભાવના જતી રહી નથી. મુંબાઇ જતા પહેલાંય એમણે હિંદુસંસાર તો જોયલો ને વિચારેલો. રાજકારણમાં પાછું પગલું કર્યું એટલે હિંદુસમાજ એમની નજરમાં આવ્યો અને એ સમાજનો ચિતાર આપવા ને પોતાના આદર્શો રજુ કરવા એમણે 'કુમારનાં સ્ત્રીરત્નો' નામની વાર્તાઓ લખી.

આ વાર્તાઓમાં એમના વિચાર દર્શાવવાનો મુખ્ય હેતુ છે. પરંતુ કોઇ વસ્તુ પ્રભાવશાળી નીવડવાથી પાત્રાલેખન પણ લેખક સારૂં સાધી શકયા છે. આમાંની ૭ વાર્તામાંથી 'મધુરીનું બલિદાન' લેવામાં આવી છે. એમાં અવિભક્ત કુટુંબમાં 'મધુરી' ધૈર્યથી દુઃખ સહન કરી મૃત્યુ પામે છે તેનો ચિતાર આપ્યો

છે. કિંતુ સમાજની દશા તથા મધુરી જેવી કુમારીકાઓની દશા લેખકે કરૂણાપુર્ણ આલેખી છે. એ પાત્ર આપણને ગુણસુંદરીનો ખ્યાલ આપે છે. શી કુમાશ ને શું ધૈર્ય: શું વિવેક ને શું સુશિલતા! આ વાર્તામાં એમણે શિક્ષિત સમાજની સ્રીનું–હૃદય કરૂણ વાર્તામાં સૌ. લીલાવતીની જેમ બતાવવા પ્રયત્ન કર્યો છે?

બીજી કૃતિઓમાં વિચાર પ્રાધાન લે છે અને છૂટા છૂટા પ્રસંગોથી એ વિચારો દર્શાવે છે એટલે એમાં પાત્ર નથી સધાતું કે નથી આવતી વસ્તુસંકલના. ઉપરાંત આ વાર્તાનાં સ્રીરત્નો માત્ર શિક્ષિત કુટુંબનાંજ છે એટલે આખા સ્રીસમાજનો ખ્યાલ આમાંથી આપણને ન આવે. પરંતુ લેખકનું ગ્રામ્યજીવન પ્રત્યે દુર્લક્ષ્ય નથી. દેશને ઉન્નતિએ પહોંચાડવો હોય તો ગામડાઓ સુધારો એજ એમનું કથન છે. ''સરસ્વતીનું સમર્પણ' માં એમણે રીત પણ દર્શાવી છે. કોકિલ ને શહેરીજીવન કરતાં આંબાવાડીયાં વધારે પસંદ છે. "જેવટે ગામડાંની સેવા કરનાર યુવાનોના સુસજ્જ સૈન્ય ઉપર દેશની ઉન્નતિનો ખરો આધાર છે" (૧૯૫ પાનું) એમ એ કહે છે, અને 'સરસ્વતી'માં અમલમાં પણ મૂકે છે. વધારામાં ગ્રામ્યજીવનની વાતો પણ એ હાલમાં લખી રહ્યા છે. એટલે ૧૯૨૫ પછીની વાર્તામાં જોવામાં આવતું આ ગ્રામ્યજીવનનું તત્ત્વ એમનાનાં પણ આપણે જોઇ શકીએ છીએ.

'કુમારનાં સ્રીરત્નો' માંથી 'મધુરીનું બલિદાન' લેવામાં આવી છે ]

(22)

આવી મનોદશામાં હું હતો, તેવામાં મારા પીતરાઇમાં એક મરણ પ્રસંગ બનવાથી પરગામથી તેમના છોકરાછોકરીઓ સહકુટુંબ વતન આવ્યો. મારા નવા સંસ્કારને લીધે આ બધાની સાથે જે જુનો આછો સંબંધ હતો, તે જોતજોતામાં મેં વધારી દીધો; અને થોડા દિવસમાં તો એ કુટુંબની એક શાખાંના સ્નેહમાં હું એટલો મગ્ન થઇ ગયો, કે નાના મોટાં બાલક બાલિકાઓની સાથે હું આખો દિવસ ખુબજ ખેલવા લાગ્યો. તે સર્વમાં રોજ રોજ મને કંઇ નવાં નવાં તત્વો જણાતાં. તેમને રોજ હું કંઇ નાની નાની ભેટ આપું, ને કંઇ જુઠી સાચી વાતો સમજાવું. તેઓ પણ મને કાલી ભાષામાં પોતાની નવી રમતો શીખવે અને તેમાં જેમ તેમ હું મારુ ધીમું મગજ પરોવું. એમ કરતાં કેટલાયે દિવસો વહી ગયા.

આ બાલકબાલિકાઓની મોટી બેન મધુરી તે વખતે આશરે ૧૮ વર્ષની હશે. મધુરી તે ખરેખર મધુરી જ હતી. તેની ઉંચી અંગલતા સુવિકસિત હતી, છતાં જરાયે સ્થૂલ કે સૂક્ષ્મ ન હતી. કોઇક સુંદરીઓ સૂર્યના જેવા જળહળતા પ્રકાશથી જોનારને તેના વિકાસથી ચમકાવે છે, ને બાળે છે. પણ મધુરી તો સુધા સમી મીઠો અમૃત રસ જ ચોમેર રેલાવતી. તેનાં વિશાળ અને સહેજ ઉંડાં ગએલાં નયન સાધારણ રીતે નમ્ર ભાવે નમેલાંજ રહેતાં. માત્ર વાત કરે કે હસે ત્યારે જ તેનું ધીર ગંભીર તેજ પરખાતું. તેના ચહેરા પર નિરંતર ફરકતા સ્મિતમાં આનંદનો ઉન્માદ ન હતો, પણ સ્નેહની સુરખી જ હતી. તેના કપાળપર નિર્દય વિધિની ભાગ્ય રેખાની માફક ચિંતાનાં ચિન્હ અંકાવા માંડયાં હતાં. તેથી એકંદર તેની આકૃતિ પરથી તેના નૈસર્ગિક આનંદોત્સવનો અને તેની પર પડેલા દુ:ખના વાદળનો સહેજે ખ્યાલ આવતો. છતાં બધુંયે દુ:ખ એ તપસ્વિની હસતે ચહેરે પોતાનો ધર્મ સમજીને સહન કરતી. એટલે એના મુખ ઉપર પથરાએલી વિષાદની

ઘેરી છાયાને ભેદીને પણ તેના અંતરનો સૌમ્ય નિશ્ચલ પ્રકાશ ઘણુંખરું પ્રકટતો.

મધુરીને થોડાજ વખતમાં મારી સગી બ્હેન તરીકે હું પૂજવા લાગ્યો, ને તેથી તેનાં જે દુઃખની મને પહેલાં થોડીજ ખબર હતી, તે મારા હૃદયને ઘણું જ સાલવા લાગ્યું. તેના પિતાને નોકરીને અંગે ગામડા ગામમાં ફરવું પડતું અને તેમનો કુટુંબ વિસ્તાર ઘણો મોટો હતો, તેથી તે ત્રણેક ચોપડી જ ભણી હતી, ને ઘણીજ નાની વયથી ઘરકામમાં પરોવાઇ ગઇ હતી. તે પાંચેક વર્ષની હતી ત્યારે એક ખાનદાન કુટુંબના તેનાથી બેએક વર્ષે જ મોટા નવનીતભાઇ સાથે તેનો વિવાહ થયો હતો. પછી દશ વર્ષે તેનું લગ્ન થયું, ને તેરચૌદ વર્ષની વયે તે સાસરે ગઇ. તેના સસરા મૂળ મામલતદાર હતા. ત્યાંથી ધીમે ધીમે પોતાની ખટપટથી ને સરકારની મહેરબાનીથી સચીન સ્ટેટના દીવાનની પદવીએ પહોંચ્યા હતા. નવનીતભાઇનાં માતુશ્રી તેમને નાનાં મૂકીને ગુજરી ગએલાં હોવાથી દુર્ભાગ્યે દીવાન સાહેબે એક કર્કશા સાથે લગ્ન કરેલું, એટલે તેની સાથે તેની બુઢ્ઢી પ્રપંચી માનો અને એક યુવાન બાળવિધવાનો પડાવ કાયમને માટે ત્યાંજ રહેતો. નવી સ્રીને એક છોકરો ને બે છોકરીઓ હતી. તેથી નવનીતને ટાળીને તેમનેજ દીવાન પોતાની બધી પુંજી આપે તે માટે આ સ્રીસંઘ નિરંતર દીવાનના કાન ભંભેરતો, અને સાચા ખોટા કીસ્સા ઉપજાવતો. દીવાન ભોળા બ્રહ્મા જેવા દેખાતા છતાં, નવનીત માટે તેમને અગાધ પ્રીતિ હતી. તેમણે આ પ્રપંચી પાત્રોની કિંમત આંકી લીધી હતી, અને તેથી ઠંડે પેટે હસીને તે બધું સાંભળતા, ને તેનાથી જરાયે ભરમાયા વગર પાછું બધું વિસારે મુકતા.

આ ઝેરી વાતાવરણમાં મધુરીનાં પગલાં મંડાયાં. તેની સાસુને અને તેનાં સગાંને નવનીત પર દાઝ હતી, તે બધી હવે બીચારી મધુરીપર ઉતરવા લાગી. નવનીત તો છોકરો, એટલે તેની સાથે બોલીને જ બેસી

રહેવું પડે; ત્યારે મધુરીને ચોવીસે કલાક તેનાં તાબામાં રહેવાનું. એટલે તેની તો રેવડી કરવામાં તો કશી જ મણા રાખતાં નહિ. મધુરીએ જાણે પૂર્વ જન્મમાં પાપ કરતાં પાછું જોયું હોય, તેમ આ મુશીબતને બરાબર પહોંચવાના આબાદ ગુણ અને શક્તિ તેને વર્યાં હતાં. ઘરકામ તો તેણે નાનપણથી કરેલું, એટલે તેમાં તે એક્કી હતી. સૌથી પહેલાં ઉઠવું ને રસોઇમાં અને બીજા કામમાં વીજળીની ઝડપથી ફરી વળવું, નોકરચાકર સામે મીઠાશથી વર્તીને ઘરનો ખુણેખુણો ચોકખો રખાવવો, જે જાતજાતનાં માણસ ઘરમાં ભેગાં થયાં હતાં અને રોજ નવાં આવ્યે જતા તે બધાનાં મન સાચવવાં, આખો દિવસ જરાયે આળસ કરવી નહિ, અને રાત્રે પણ સૌના સુતા પછી સુવું; આ બધું તો એ થોડા જ વખતમાં નિયમસર કરતી થઇ ગઇ. આટલું કામ કરતાંયે કોઇને મધુરી કડવો શબ્દ કહેતી નહિ, એટલું જ નહિ પણ દીવાનથી તે છેલ્લા નોકર સુધી સૌના પર માયાનો મીઠો રસ વરસાવતી.

તેનાં સાસરીઆં હજાર આંખે આંખે તેનાં છિદ્ર જોયાજ કરતાં, છતાં એકે જડતું નહિ. ઉલટું તેમના દિલમાં મધુરી માટે વહાલ પેદા થતું હતું. પણ આ ત્રિપુટીએ પોતાના સ્વાર્થનો આંક એવો તો આંકી લીધો હતો, કે તે આવી નબળાઇને વશ તો થતાજ નહિ, પણ ઉલટું પોતાના પાસા ઉંધા પડવાથી મધુરી પર વધારે ચીઢાતાં. તેથી મોંની મીઠાશ સાધારણ રીતે જાળવવા છતાં પણ, કોઇ કોઇવાર નજીવો પ્રસંગ લઇને કે ખોટો મુદ્દો કાઢીને તેના પર સૌના દેખતાં પીસ્તાલ પાડવા આ સન્નારીઓ ચુકતી નહિ. આમ જશમાં જુતીઆં મળે તે પણ મધુરી હસતી હસતી ને મનમાં પણ રોશ લાવ્યા વિના સહન કરતી. અને આવી કૈંયે ટીકા થયા છતાં દીવાન, તો મધુરીને ગૃહલક્ષ્મી ગણીને પૂજતા, તેથી વળી પોતાનાં બધાં બાણ નિષ્ફળ જવાથી તેની સાસુના હૈયામાં વધારે લાય લાગતી.

નવીનીતભાઇ વળી એક ઓરજ મૂર્તિ હતા. ભણવામાં તે પ્રથમથી જ કાચા હતા, અને મધુરીની સાથે ખરી ઓળખાણ થઇ ત્યારે મેટ્રીકની પરીક્ષામાં બે ત્રણવાર નાપાસ થઇ ચૂકયા હતા. પણ તેમની બુદ્ધિ જેવી કાચી ને લીસી હતી, તેવુંજ તેમનું હૃદય રસિક અને રસાળ હતું. મધુરી પર તેઓ મુગ્ધ હતા. તેમની આંખે મધુરીનું જ સ્નેહાંજન થયું હતું. તેમને આખો સંસાર અને જીવન મધુરીમયજ લાગતાં. તેમ તેમને ભણવાનું રહ્યું નહિ, કે વિદ્યાનો વ્યાસંગ નહિ, કે કમાવાની ચિંતા નહિ, તેથી ધીમે ધીમે તેમના મનની સર્વ શક્તિ મધુરીના સ્નેહ ઉપરજ અત્યંત એકાગ્ર થઇ. જીવનની ક્ષણેક્ષણ મધુરીના સંગમાંજ ગાળવાની ને પળે પળ તેનુંજ મીઠું મુખડું નીરખવાની તેમને લગની લાગતી ગઇ.

પણ પતિસ્નેહના આ આવેશથી મધુરીને જે સુખ થતું તે કરતાં તેને વધારે ચિંતા ને અગવડ વેઠવાં પડતાં. મધુરીએ નવનીતને પોતાનું હૃદય તો સમર્પ્યુંજ હતું; પણ તેના ખીલતા ડહાપણે અને ધર્મ બુદ્ધિએ તેને શીખવ્યું હતું કે સંસારના સર્વ ધર્મ નિયમસર પાળવા જોઇએ, ને સૌ કુટુંબીઓની અણીશુદ્ધ સેવા કરવી જોઇએ. જો આવા ભરેલા ઘરમાં રહેવુંજ હોય તો તેની જવાબદારી પણ માથે ઉપાડવી જ જોઇએ. તેમાં કૈં ભૂલ પડે, તો ઘરનું જ ખોટું દેખાય, અને તેના પર ટાંપી રહેલાં સાસરીઆં વરૂની માફક તૂટી પડે; પણ સ્નેહના નિશામાં ચકચુર થએલા નવનીતભાઇને તો આ ડહાપણ અકારૂંજ લાગતું. તેમને તો ઓરમાન માની ત્રિપુટીનો કંઇ હીસાબજ નહિ, એટલે તે સર્વે મધુરીને કંઇ કહે તેની કોડી જેટલી કિંમત પણ નહિ. તેથી જો કોઇ વાતમાં મધુરી તેનો પક્ષ લઇને જરાયે બોલે, તો તેમને પણ ગાળ દેવાનું ભાગ્યે ચુકતા. મધુરી પોતાના અને પતિના સુખને કેવળ સ્વાર્થ રૂપ ગણી તેને કુટુંબ સેવાથી ઉતરતું ગણતી, તે નવનીતભાઇથી સહેવાતું નહિ. તે બોલાવે ત્યારે ઘરનું કામ મૂકીને મધુરી ન આવે. તેમને ઘરના ગાળા-

માંથી છુટી કોઈ ગામડે સાથે સહેલગાહ કરવા જવાનું મન થાય, તેનો પણ મધુરી સ્નેહભાવે વિરોધ કરે. આવા પ્રસંગોથી નવનીતભાઈ તેની સાથે કેટલીયે વાર ચીઢાય ને રીસાય, આંસુ ગાળે ન ગળાવે; પરંતુ પરોઢીયું થાય ત્યારે જાણે કંઈજ બન્યું ન હોય તેમ અર્ધી ઉંઘે ઘરની ઘાણીમાં મધુરી સ્વસ્થ ચિત્તે જોડાતી.

આ બધી હકીકત કૈંક મધુરી પાસેથી કૈંક તેના પીએરમાંથી મારી જાણમાં આવી. ઉપર સુચવેલા કુટુંબ પ્રસંગે નવનીતભાઈ પણ થોડા દિવસને સારૂ આવ્યા હતા, એટલે તેમની સાથે પણ સાધારણ સગપણમાંથી ગાઢ મૈત્રી જામી, અને તેમણે પણ મોકળા દિલથી મને તેમના અને મધુરીના દુઃખની પુરી વાત ગદ્‌ગદ્ કંઠે સંભળાવી.

એક દિવસ અમે હીંચકાપર બેસી આ પ્રકરણ ઉકેલતા હતા તેવામાં મધુરી આવી પહોંચી. નવનીતભાઈના ચહેરા પરથી વાતનો ક્યાસ કરી લઈ, તે હસતી હસતી બોલી; "કેમ કુમાર ભાઈ, તમારી તો કૈં બહુ લાંબી વાતો ચાલે છે ?"

"આ તમારાં જ પરાક્રમની કથા. તમારી ધીરજની હદ નથી, તેમ અમારી વાતોનો પણ કૈં છેડોજ નથી આવતો."

"તમે એ બધુ કહે છે તે માનશો નહિ. મને કશું એવું દુઃખ નથી પડતું. બાકી સંસાર છે, એટલે સુખને દુઃખ બંને હોય." મધુરી જરા ગંભીર થઈ હીંચકાના સળીયાને અઢેલીને બોલી. નવનીતે તો એકીટસે મધુરીના મુખ પરજ મીટી માંડી; પણ મધુરી તો વિવેક ભાવે મારા સામુંજ જોઈ રહી.

"તમે જાણો છો ને, કે હું તો સખ્ત નવા વિચારોનો છું; એટલે નવનીતભાઈનો વકીલ બનતો જાઉં છું, છતાં તમારી ધીરજ અને મીઠાશ મને હંફાવે છે ને તમારો વાંક કેમ કાઢવો તે સમજાતું નથી." હું મધુરીના ચારિત્ર્ય બળથી મુગ્ધ થઈ બોલ્યો.

"હશે, ચાલો, તમારા જેવું હું ક્યાં ભણી છું, કે તમને વાતમાં પહોંચી શકું ? પણ હવે બેનને સંભારીને કોઇ દિવસ સચીન આવશો તો ખરાને ?"

"હાસ્તો, પહેલી જ તકે ચોક્કસ આવવાનો છું-બીજુ કૈંજ નહિ, હું તો તમારા વિચિત્ર સંસારને નીરખવાને. નવનીતભાઇને પણ વચન આપ્યું છે."

"બહુજ સારૂં થયું. ત્યાં આવીને બે દિવસ રહેશો, ત્યારેજ મારી સ્થિતિ સમજી શકશો."

"જુઓને ! અહિંયાં પણ આપણી સાથે વાત કરવાને બેસે છે ?" નવનીતભાઇ અધીરાઇથી બોલી ઉઠયા.

મધુરીએ તરતજ સહેજ હસીને ઉત્તર આપ્યો, "કેમ કુમારભાઇ ! તમારી સાથે તે દિવસ રાતે કેટલી બધી વાતો કરી હતી ?" મેં સાક્ષી પૂરવાને ડોકું નમાવ્યું. "પણ સવારમાં તે નીરાંતે વાત કરવાનો વખત છે ? અહિંયાં આવી છું, તે કામમાં મદદ કરવાને. વળી કોઇ જુએ તો કેવું ખોટું કહેવાય !" મધુરીએ વાત પુરી કરી.

નવનીતભાઇનો પિત્તો ઉકળી ઉઠયોઃ "આજ મને ચીઢ ચઢે છે, જુએ તે જાય જહન્નમમાં. તેની આપણે શી પરવા ?"

એટલામાં જ બારણામાં પગરવ સંભળાયો, એટલે મધુરી હીંચ-કાની સાંકળી છોડી, નવનીતભાઇના બોલને ખીસ્સામાં મૂકી શાંતિથી બોલીઃ "ત્યારે તો હવે જરૂર સચીન આવજો. ન આવો તો મારા સમ." આ બોલતે બોલતેજ તે ચાલી ગઇ. તેના ચહેરાપર ચમકતા વિજયી હાસ્યે મને મહાત કર્યો.

ત્યાર પછી મધુરી અને નવનીતભાઇ સચીન ગયાં. મેં તેમની સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો. જવાબમાં નવનીતભાઇ ઉકળતા ઉભરા કાઢતા,

ત્યારે મધુરી મીઠાશથી પોતાનો પક્ષ બતાવતી, અને બન્ને પત્રો એકજ કવરમાં મળતા. હું નવનીતભાઇને આશ્વાસન આપતો, ને મધુરીને જરા વધારે સ્વતંત્ર થવા લખતો; પણ તેથી એક નરમ થયા નહિ, ને બીજી ગરમ થઇ નહિ.

૨

સ્ત્રીઓના બંડનો જે વિચાર મેં ખીલવ્યો હતો, તેના પ્રયોગને માટે આથી વધારે કરુણ પ્રસંગ કયો હોઇ શકે? છતાં પહેલેથીજ આમ બંડ કરવાની સલાહ આપવાની મારી છાતી ચાલતી ન હતી; અને વધારે પરિચયથી ધીમે ધીમે મારૂં મન એટલું બધું પલળતું ગયું, કે હું સચીન જવા નીકળ્યો ત્યાં સુધીમાં તો મધુરીની જ વાત અને વર્તન મને યોગ્ય લાગતાં ગયાં અને આટલી નાની વયમાં તેણે આવું સ્નેહધર્મનું તપ કર્યું તે માટે માન અને ગુમાનથી મારૂં હૈયું ભરાતું ગયું.

મારી વિચારસરણી ચોખ્ખીજ હતી. જો નવનીતભાઇ પોતે કમાતા હોય તો જુદા રહેવાનો અને સહેલગાહ કરવાનો શો વાંધો હોય? પણ બાપનીજ પુંજી પર નભવાનું હોય, તો એ ગમે તેટલી રજા આપો તોયે સહેલગાહ કરવી કે જુદા રહેવું એ નજ શોભે. તેઓ કૈં ન બોલે પણ તટસ્થ માણસો વ્યાજબી રીતે ટકોર કરી શકે. તેમ જો એ ઘરમાંજ રહેવાનું હોય, તો મધુરીના જીવનક્રમમાં એક તસુભર પણ સુધારો સુચવવાનો મારો શો અધિકાર? ક્યાં તેના જીવનની નિશ્ચળ સાધના ને ક્યાં મારા વાહીઆત વિચારો?

મુંબાઇથી નીકળી એક દિવસ પરોઢીઆમાં હું સચીન સ્ટેશને ઉતર્યો. નવનીતભાઇ મને લેવા આવ્યા હતા; તેમની સાથે તેમને ઘેર ગયો. ઓટલા પર બેસી દીવાન સાહેબ દાતણ કરતા હતા. તેમણે હસીને મને

આવકાર આપ્યો: "કેમ આવી પહોંચ્યા ? મધુરી તો ક્યારની ઉઠીને તમારા માટે તૈયારી કરી રહી છે."

"મધુરી બેનનો ભાવ તો અદ્ભુત છે." મેં પ્રણામ કરીને કહ્યું. પછી તેમની તબીઅતની ખબર પૂછી હું ઘરમાં દાખલ થયો, તો ચોકમાંજ પ્રાતઃકાલની પવિત્ર મૂર્તિ સમી મધુરીનાં દર્શન થયાં.

તેના સાત્વિક સ્વભાવને શોભે તેવું શુભ્ર વસ્ત્ર તેણે પહેર્યું હતું. તેના લગભગ અર્ધ ચંદ્રાકાર કપાળની વચમાં ઝીણો રાતો ચાંલ્લો અને તેની ઉપર નીચે ભસ્મની રેખાઓ શોભતી હતી. હાથમાં રુદ્રાક્ષની માળા હતી. સ્નેહના ઉત્સાહથી તેનું મુખકમલ પ્રફુલ્લ દેખાતું હતું. તે સર્વાંગે સ્મીત હાસ્ય કરતી લાગી.

"અહો હો ! વચન આપીને કેટલે મહીને આવ્યા ? હવે તો પંદર દિવસ પહેલાં જવાજ નથી દેવાની."

"પહેલીજ તકે આવ્યો છું ને આવું બોલો છો ? હું મુંબાઇ ગયો ત્યારે તો તમે પીએરમાં હતાં, એટલે પાછા ફરતાંજ અવાયને ?"

"ચાલો, પણ તમે આવ્યા તે તો બહુજ સારૂં થયું." મારો જવાબ ઉડાડી તે બોલી.

"તમને તો જેમ વધારે તસ્દી આપીએ તેમ તમને વધારેજ ગમે !"

"જો વળી આવ્યા ત્યારથી તસ્દી ને પાડની વાત કરવા માંડી કે ?"

"હમણાંજ દીવાન સાહેબે કહ્યું કે આજે સવારે ચ્યાર વાગે ઉઠીને તમે ખટપટ કરવા માંડી છે અને આ તો હજી મંગળાચરણ થયું."

"હું તો હમેશા વહેલીજ ઉઠું છું. આજે તમે આવવાના હતા, એટલે અડધોએક કલાક વહેલી ઉઠી એટલુંજ."

પછી કુટુંબીઓની ખબર અંતર પૂછી અમે નિત્યક્રમમાં ગુંથાયા.

બેચાર દિવસ તો મોજમજામાં ચાલ્યા ગયા. પણ નવનીતભાઈએ પ્રાગ સાધીને પોતાની બાજી ગોઠવી જ હતી. તેમના નિત્યના સ્નેહકલહની અને સ્નેહવિવશતાની અસર તેમના કોમળ શરીર પર પણ થઈ હતી. તેમની આંખો ઉંડી ગઈ હતી, તેમનો ચહેરો ફીકો પડ્યો હતો અને કોઈ કોઈ દિવસે તાવ પણ આવતો હતો. તેથી કોણ જાણે કેટલીય વાર તેમણે થોડાં અઠવાડીયાં માટે મધુરી સાથે કુમસ પાસે બીગપુર રહેવા જવાની ગોઠવણ કરવા માંડી હતી. તેમાં વાંધો હતો માત્ર મધુરીનો જ. ને તેનો નિકાલ કરવાનો મારે માટે રાખ્યો હતો.

એક દિવસ રાત્રે દસેક વાગે હું નવનીતભાઈની સાથે તેમની ઓરડીમાં બેઠો હતો. નીચેનાજ ખંડમાં મધુરી સાસુના મંડળને ક્યારનુંયે વિદાય કરી ઘરમાં છેલ્લાં ઢાંકાસાકા કરતી હતી અને સવારને માટે નોક-રોને સૂચના આપતી હતી. તેને એ હમેશાં સાલતું હતું કે, બીચારા નોકરોને વાસણ માંજવાને મોડે સુધી જાગવું પડે છે અને પાછું સવારમાં ચુલો સળગાવી ગરમ પાણી મુકવા બહુ વહેલું ઉઠવું પડે છે. તેથી તે આજે તેમને કહેતી હતી; "કાલથી તમારે કોઈએ સવારે બહુ વહેલા ન ઉઠવું. હું જ ચુલો સળગાવીને પાણી મૂકીશ, સમજ્યા કે?"

રાત્રિની શાન્તિમાં આ શબ્દો અમે બંનેએ સાંભળ્યા. બીજાં બધાંએ ક્યારનુંયે ઘોરવા માંડેલું, છતાં આટલે મોડે સુધી મધુરી કામથી ન પરવારે તેથી તો નવનીતભાઈ હમેશાં ચીઢાતા જ અને તેમાં વળી તેણે ખાસ નોકરોની દાઝ જાણી સવારનું પણ નવું કામ માથે લીધું, તેથી તેમનો પિત્તો ઉકળી ઉઠ્યો.

"જુઓ, આ તમારી બેનનાં પરાક્રમ. કૈંક ને કૈંક આવું કરે, પછી ટંટો કેમ ન થાય?"

હું જવાબ આપું તે પહેલાં તો દાદર પર મધુરીનાં પગલાં સંભળાયાં. તે આવી એટલે આવેશથી બેઠા થઇ, નવનીતભાઇએ તેના પર મીટ માંડી. મધુરી તો નિશ્ચલ હાસ્યથી મારા સામે જોઇ બોલીઃ "કેમ કુમારભાઇ! આજે ખુબ ગરમાગરમી જામી છે કૈં?"

"તમારીજ ખાતર. હમણાંજ તમે નોકરોને સવારની છુટ આપી, તેથી નવનીતભાઇ તમારા પર ખુબ ગુસ્સે થયા છે."

"હું ધારતીજ હતી કે, મારા બોલ તમને સંભળાશે અને આવું કૈં થશે. પણ સાચું કહેજો, એ પણ આપણા જેવા માણસ છે ને? આપણને પુરૂ ઉંઘવાનું જોઇએ અને તેમને ન જોઇએ? અને વળી હમણાંજ એક બે જણને તો તાવ આવી ગયો. હું તેમની ખુજ ન જાણું તો બીજું કોઇ જાણનાર તમે આ ઘરમાં જુઓ છો?"

"થયું ત્યારે, આખી દુનિયાની ખુજ જાણજો. વહેતો મુકજો ફક્ત મને જ." નવનીતભાઇ તડુકી ઉઠયા.

"હું કોઇને વહેતા શું કરવા મૂકું? પણ ઇશ્વરને દ્વાર તો શેઠ ને નોકર સૌ સરખાંજ છે. એટલે સૌની દયા જાણવી જોઇએ."

આ શબ્દોની મારા ઉપર તો જાદુઇ અસર થઇ. મધુરીના જીવનમાઆની જે ચાવી હું શોધતો હતો તે મને મળી ગઇ. તે નહોતી સ્નેહને ઝંખતી કે નહોતી સ્વતંત્રતાની ભુખી. તે બન્ને તો સંસારના ક્ષણિક તત્વો છે. તેનું દિલ તો સંસાર પર નહિ, પણ પરમાર્થ પર લાગેલું હતું, તેને વિશુદ્ધ સ્વાર્થની નહિ, પણ દિવ્ય ધર્મની લગની લાગેલી હતી. ઇશ્વરે જે જૂદાં જૂદાં માણસો સાથે સંબંધ ઘડયો છે, તે સૌ પ્રત્યે પ્રેમભાવે યથાયોગ્ય ફરજ અણીશુદ્ધ બજાવવી, આમ કરતાં ન કંઇ અભિમાન રાખવું કે ન કંઇ ફળની આશા રાખવી—સૌ કર્મ નિષ્કામ ભાવે

ઇશ્વરને જ અર્પણ કરવાં—એ તેનો જીવનમંત્ર જણાયો. હું આ બધો વિચાર કરવામાં રોકાયો, તે દરમિયાન પતિપત્નીની સાઠમારી ફરી નવેસર શરૂ થઇ.

"ઠીક, હવે તમારે ભીમપુર આવવું છે કે નહિ ? તે કહી દો, એટલે પછી છેવટનો નીકાલ આવી જાય." નવનીતભાઇ વાત ફેરવીને બોલ્યા.

"ભીમપુરમાં શું છે ?" મધુરીએ જરાક મજાક કરતાં પૂછ્યું.

નવનીતભાઇ તરત મારા સામે ફરીને બોલ્યાઃ "જુઓ આ નવું નાટક. જાણે કે જાણતાં જ નથી !"

"નવનીતભાઇની અને તમારી પણ તબીઅત સારી રહેતી નથી, તેથી થોડા દિવસ હવાફેર કરી આવો તો ફાયદો થાય. તે માટે દીવાન સાહેબે પણ રજા આપી છે." મેં સંધીનો પ્રયાસ શરૂ કર્યો.

"મારી તબીઅત તો સારીજ છે. અને એમનું તો મન જ્યાં સુધી શાંત નહિ થાય, ત્યાં સુધી તબીઅત એવીજ રહેવાની છે."

"એટલે મારી તબીઅત જહન્નમમાં જાય અને તમારો તો પાકો નન્નોજ, એમને ?"

"મેં ના ક્યાં કહી છે ? હું કંઇજ સમજતી નથી, એમ શું કરવા ધારો છો ?"

"ત્યારે તમારા મનમાં બીજું શું ખટકે છે ?" મેં ધીમેથી પૂછ્યું.

"સસરાજી તો રાજા માણસ છે. તેમની તો કોઇ દિવસ ના જ નથી, પણ સાસુજીનું મોં ચડે એ મને ગમતું નથી."

"જુઓ, હું તમને કહેતો હતો, તે જ વાત પાછી આગળ આવીને ?" નવનીતભાઇ મારા તરફ ફરીને બોલ્યા

"પણ મારી વાત ખરી છે તેને કે એમ કાઢી નંખાશે ? બધાનાએ તરફ જોવું તો પડે જ ને !"

" મહેરબાની કરીને વધારે ન બોલશો, નહિ તો એ સા.....ળાંઓને હું ગાળ દઇ બેસીશ. "

" મને આ જ નથી ગમતું. આપણે કોઇને ગાળ શું કરવા દઇએ ! જે ખોટું કરે તેને પાપ લાગે, તેમાં આપણું મોં શા માટે બગાડવું ? " મધુરીએ જરા જુસ્સાથી કહ્યું.

" તમારી ફીલ્સુફી તો જાણી. સાર એટલો કે સાસુજી કોઇ દિવસ હસીખુશીથી રજા આપે નહિ, અને તમે ભીમપુર આવો નહિ."

" એમ પણ શું કરવા માની લો છો ? પહેલાંના કરતાં મારે તેમની સાથે કેટલું સારૂં બને છે, એ તમે કંઇ નથી જાણતા ? પણ કેટલાય મહિનાની રાત દિવસ મહેનત કરીને મીઠાશ મેળવી હોય, તેમાં સાતદસ દિવસની મોજ કરવાથી પાછું ઝેર મળે, અને કિનારે આવેલું વહાણ ડુબી જાય. "

નવનીતભાઇની કમાન હવે છેકજ છટકી ગઇ. આવેશમાં ઉભા થઇ કાંપતે સ્વરે તે બોલ્યા: " ઠીક, ત્યારે તમારે મારૂં કામ નથી, મારે તમારૂં નથી. તમે સાસુજીનું મન સાચવ્યાં કરજો, એટલે ભવસાગર તરશો. અને આમ મારા લોહીનું પાણી થયા કરે, તેના કરતાં તો......" વાકય અધુરૂં મૂકી નવનીતભાઇ છલંગ મારી દાદર પાસે ગયા, અને ધડબડ ધડબડ નીચે ઉતરીને ચોકની છો પર પડયા. મધુરીએ મને સાન કરી, એટલે તરત હું તેની પાછળ ઉતર્યો અને એક ઓરડો ઓળંગી બહાર નીકળતાં ચોકની છો પર તેમને ચત્તાપાટ પડેલા ને ડુસકાં ભરી આંસુ સારતા જોયા. કેટલીયે વાર સુધી તો મારૂં કહ્યું સાંભળ્યું જ નહિ અને કૈં ને કૈં યદ્વાતદ્વા જ બોલ્યા કર્યા પછી તેમના માથા પર થોડીવાર સુધી હાથ ફેરવી, ગોળીમાંથી ઠંડુ પાણી પાઇ, તેમને શાંત કર્યા; અને અમે પાછા ઉપર આવ્યા. ત્યારે મધુરીના ચહેરા ઉપર ચિંતા

અને શોકની સાથે ગભરાટની પણ છાયા મેં સ્પષ્ટ જોઈ. થોડીવાર સુધી સૌ શાંત રહ્યા. છેવટે મેં ધીમેથી મધુરીને કહ્યું.

"તમારી વાત તો હું હવે બરાબર સમજી ગયો છું. પણ તમે જ કબૂલ કરશો કે તમારી પહેલી ફરજ નવનીતભાઇ તરફ અને પછી બીજાં તરફ. આમ ને આમ કરતાં તેમના શરીર કે મનને કાંઈ વ્યાધિ થઇ જશે તો પછી શું કરશો? અને આવું દરદ પહેલેથી કાંઇ નોટીસ આપે છે?"

"મને પણ થોડા વખતથી આવી બીક લાગે છે પણ તેમની સાથે આખો દિવસ રહેવાનું તેમને પણ કેવે શી રીતે મુકાય?" મારા ભિન્તા સૂચક સવાલના જવાબમાં મધુરી કંઇક નરમ પડીને બોલી.

"પણ બધીએ બાબતમાં કંઇક હદ હોય છે. તમે સાસરે આવીને બીજેજ દિવસે સહેલગાહ કરવા ઉપડો તો તે ખોટું દેખાય, એ હું કબૂલ કરું છું. પણ તમને તો અહિંયાં કેટલાંયે વરસ થઇ ગયાં, અને દીવાન સાહેબની રજા પણ મળી છે, તો પણ તમે નવનીતભાઇની તબીયતનું ખાસ કારણ છતાં આટલો બધો સંયમ રાખો, એ તો વધારે પડતું જ કહેવાય."

મધુરી કંઇક ઉંડા વિચારમાં પડી. મેં આગળ ચલાવ્યું: "છતાં હું જાણું છું કે સાસુની પરવાનગી સિવાય તમને જવાનો ખરો ઉમળકો ન આવે ને તમારું દિલ ડંખ્યા કરે. તેથી હું એ પરવાનગી મેળવી આપવાનું માથે લઉં તો?"

"તે સસરાજી કહે તો તમારી આગળ ઉપર ઉપરની રજા તો સાત વાર આપે. એમાં શું?" મધુરીએ પોતાની દલીલ નરમાશથી ચાલુ રાખી.

આ સાંભળીને નવનીતભાઇ ફરી પાછા પથારીમાં બેઠા થઇ ગયા,

અને ખુબ ગુસ્સામાં આંખો ફટારીને મધુરી સામું એકી ટસે જોઈ રહ્યા.
પણ એમને બોલવાનો કંઈ અવકાશ જ ન આપવાને હું તરત જ બોલ્યો.

"એમ નહિ. તેમની રજા ખાનગીમાં નહિ, પણ ચોકમાં સૌ સાથે જમવા બેઠા હોઈએ, ત્યારે લઉં તો પછી કાંઈ વાંધો રહેશે?"

"પછી તો સાત સમુદ્ર ઓળંગીને પણ એ જ્યાં દોરે ત્યાં જાઉં."

આ શબ્દો સાંભળી નવનીતભાઈનો ચહેરો નરમ પડ્યો. તેમના કપાળ પરની કરચલી શમી, છાતી હલકી થઈ અને થોડીવારમાં તેમના મુખ પર જરા સ્મિત પણ સ્ફુર્યું. પણ મધુરીને તો જેમ પહેલાં શોક ન હતો, તેમ હવે અતિ હર્ષ પણ થયો નહિ. તે તો એની એ જ રહી—નિશ્ચિત, ધર્મની અચલ પ્રેમલ મૂર્તિ સમી.

બીજેજ દિવસે સવારે મેં દીવાન સાહેબ સાથે ખાનગીમાં આ વિષે વાત કરી, તેમના પુત્ર અને પુત્રવધુ બન્નેનાં મન સમજાવ્યાં. પછી તેમણે એક બે દિવસ તેમનાં પત્નિ સામે ખાનગી ચર્ચા કરી. એવામાં એક દિવસ વળી નવનીતભાઈનું માથું સખ્ત દુખવા આવ્યું. મધુરીની કાયા પણ જરા કરમાઈ તો હતી જ. છેવટે જમવાને વખતે વાત નીકળી. તે જ દિવસે ભીમપુરના મકાનવાળા જમીનદાર જમવા પણ આવ્યા હતા. સૌ પુરૂષ વર્ગ નવનીતભાઈને મહિના માસ માટે ભીમપુર મોકલવામાં એકમત થયો અને અમે તેમની તબીઅતના કારણને એવું ગંભીર સ્વરૂપ આપ્યું કે બધી સ્ત્રીઓએ પોતેજ જરા ગભરાઈને, જરા કચવાતે મને, સંમતિ પૂરી અને મધુરીના તપથી તેમનું પત્થર જેવું દિલ કંઈક પીગળવાથી તેને પણ સાથે મોકલવાની ભલામણ કરી.

પછી થોડાજ વખતમાં બન્નેને ભીમપુર જવાનો દિવસ નક્કી થયો. બધી ગોઠવણ ચોક્કસ થઈ. મારૂં કામ પૂરૂં થયું, એટલે મેં મારે ગામ જવાની રજા માગી.

"કેમ, તમે ક્યારના આવ્યા છો?" ઘણા જ નરમ અવાજે મધુરીએ પૂછ્યું.

"સહેજ જ વાર થઇ"

"આજે તો કંઇ ઘણા દાકતરો ભેગા થયા હતા, અને પછી અહિંયાંથી બધાએ ચાલ્યા ગયા છે, એ શું?"

"તમારે તે કશાનો વિચારજ ન કરવો. જે થાય છે તે તમને વહેલો આરામ આપવાને જ."

"તમે ન કહો, પણ હું સમજી ગઇ છું કે દાકટરોએ હવે મારૂં ભવિષ્ય ભાખ્યું છે. પણ મારો આવરદાજ પૂરો થયો હશે, તેમાં કોઇ શું કરે?"

આ બોલતાં બોલતાં મધુરીની આંખમાં આંસુ ઉભરાયાં. મેં સંયમ રાખવાનો ઘણોએ નિશ્ચય કરેલો તે સરવા લાગ્યો. ઉપદેશ આપવાની પણ હિંમત ન રહી. આંસુ લુછતાં તે બોલી,

"મને આજે શા માટે આંસુ આવે છે, તે જાણો છો? બાકી મારી આંખમાં કોઇ દિવસ તમે ઝળઝળીયાં સરખાં પણ જોયાં છે?"

મેં મુંગે મોએ ડોકું હલાવ્યું.

"મને કંઇ મરવાની બીક છે એમ ધારો છો? મરવાથી તો આ દુનિયામાં પાપ ઓછાં કરાશે, અને પ્રભુની પાસે વહેલાં પહોંચાશે. તેમ મને કંઇ સુખની પણ વાસના રહી નથી. ઘેર અને અહિંયાં પણ કંઇ મણા નથી રહી."

હું કંઇક કહેવા જતો હતો, પણ મારા શબ્દો મારા હોઠ પરજ સુકાઇ ગયા.

"સૌ સગાંવહાલાંને છોડતાં કંઇ દુઃખ ન થાય, એમ તો નહિ

અંતકાલનાં આંસુનું પણ કેવું ગહન રહસ્ય ? જે કઠિન સંયમ જાણીબુજીને પાળતાં પોતાની જીંદગી ખતમ કરી તે માટે છેવટે પોતાને દેષ દેવો એ તો નિર્દય આત્મપરીક્ષાની અવધિજ ? એ આવેશ પણ છેવટે નરમ પડતો ગયો.

"મારા મનમાં તો એમ જ હતું કે ચાર દિવસ સુખેદુઃખે કાઢી નાંખીને પછી જૂદાં રહીશું, ત્યારે જીંદગી સુધી પૂરેપૂરો ખગ વાળીશ. એ દિવસ પણ આવ્યો, પણ પરમેશ્વરને ન જ રૂચ્યો. એટલે હું તો ફક્ત પાપનીજ ગાંસડી બાંધીને પરલોકમાં સીધાવું છું."

આમ કહેતાં તો તેની બધીએ ધીરજ ખુટી ગઇ. ફરી પાછી તકીઆ પર માથું નાંખી ઢગલો થઇને પડી.

હું તો દિગમૂઢ બની ગયો હતો. આ કરૂણ પ્રસંગ લંબાવવાથી તો તેને નુકશાન જ થાય એમ હતું, તેથી બન્નેને એકલાં મૂકી હું ત્યાંથી નીકળી ગયો.

બીજે દિવસે તેને દમ ઉપડયો, તે પહેલાં એક વાર જરા દૂરથી તેને નિહાળવાનો અવસર મળ્યો તે વખતે ગીતાજીનો પાઠ થતો હતો. તે બોલતી બંધ થઇ હતી. કદાચ શરીરની વેદના પણ શમી હતી. તેના પ્રશ્ચાતાપનાં આંસુ પણ પૂરાં થયાં હતાં. સંસારની સાથે તેણે છેલ્લો હિસાબ કરી લીધો હતો. હવે તો તેનો જીવ શરીરનાં બંધન છોડી સ્વતંત્ર થવા-તેનો આત્મા આ સંસારને તજી પરમેશ્વર સાથે એકતાર થવા મથતો હતો. તેના પવિત્ર વદનકમળ પર કોઈ અનન્ય શાંતિની દિવ્ય સુરખી છવાઇ રહી હતી. એ મનુષ્ય મટી દેવ બનતી હતી.

તેનાં આ દર્શન કરી મારો શોક પણ શમ્યો. હું પણ કલ્પનામાં કંઇ જૂદી જ દુનિયામાં વિહરવા લાગ્યો. એટલામાં તે કેવળ નિશ્ચેષ્ટ થઇ, એટલે ઘરમાં રોવાનો ઘણો કોલાહલ થઇ ગયો, તેની મારા ઉપર કંઇ અસર થઇ ન થઇ, એટલામાં તો અમે સ્મશાન ચાલી નીકળ્યા.

માત્ર શહેરી જીવનનો જ એમાંથી ખ્યાલ આવતો. રા. ધૂમકેતુએ ગ્રામ્યજીવન અશીક્ષિત ગરીબ મનુષ્યો–દરેકને પોતાની વાર્તામાં સ્થાન આપ્યું. પરિણામે 'અલીડોસા' જેવાં પાત્રનું હૃદય આપણને એ આપી શકયા. મનુષ્યોના હૃદયોનું એમણે આલેખન કરવા માંડયું.

બીજું નવીન લક્ષણ તે એમની કલા. નવલિકામાં એકજ વિષયની સોંસરી અસર થવી જોઇએ, અને આડીઅવળી વાત વિના સીધુંજ પરિણામ આવવું જોઇએ તે એમણે સાધ્યું છે. પાત્રોનો ઠઠેરો કે અણછાજ્યાં વર્ણન કે વસ્તુની ગુંચવણ એમણે ભેગી કરીજ નથી. તેથી નવલિકાની કલા ઉત્તમ પ્રકારે સાધી શકયા છે.

Naturalism ના આદ્ય પ્રવર્તક આપણા નવલિકા સાહિત્યમાં એમને ગણી શકાય: અને એને ઉંચી કક્ષાએ મૂકનાર પણ એજ. પરંતુ સાથે સાથે કલ્પનાનું વાતાવરણ ને romantic વાતાવરણ પણ એ એટલીજ શક્તિથી સાધી શકે છે. કંઇક સદીઓ પૂર્વની સૂજનજૂની સંસ્કૃતિ પણ એ રજુ કરી શકયા છે. સંગીતને ચિત્રકલા કે શિલ્પકલા દરેકના એ એક સરખા શોખીન છે: અને એમનાં પાત્રો તો એમાંજ લીન બની લય પામે છે. પાત્રોનું આ એકતાન, ઘણી વખત લાગણીનો અતિરેક કરે છે, અને તે લગભગ દરેક નવલિકામાં હોય છે, અને પરિણામ કરૂણ હોય છે; એથી વિવિધતામાં કંઇક ક્ષતિ આવે છે. નહિ તો પૂર્ણ નિરીક્ષણ કરતાં, હાસ્યરસ સિવાય નવલિકાની વિવિધતાના જેટલા નમુના રા. ધૂમકેતુમાંથી મળશે એટલા બીજા કોઇમાંથી નહિ જડે. પાત્ર નવલિકા, વસ્તુ નવલિકા, વાતાવરણ નવલિકા— Naturalism, romance, supernatural તત્વ કે શૌર્ય ને પ્રેમ, હેતુ કૃતિ કે કલાકૃતિ દરેક એમનામાંથી મળી શકશે. પ્રસંગોચિત નવલિકાને લગતાં અર્થ ગંભીર ને કવિત્વભર્યાં વર્ણન એમના જેવાં નવલિકામાં કોઇજ કરી શકતું નથી.

૧૯૨૬ માં બહાર પડતા 'તણખા' આપણા નવલિકા સાહિત્યનો તાજ બને છે, અને રા. ધૂમકેતુ આપણા સર્વોત્તમ નવલિકાકાર છે.

આમ ગુજરાતી નવલિકા સાહિત્યમાં અગ્રપદ ભોગવતા રા. ધૂમકેતુનું સ્થાન હિન્દ તો શું પણ જગતના જુદા જુદા દેશોના ઉત્કૃષ્ટ નવલિકાકારોની હારમાં છે. જગતની અર્વાચીન નવલિકામાં જોવામાં આવતા વિષય ને કલા બન્ને રા. ધૂમકેતુમાં છે. સારાય યુરોપમાં સામ્રાજ્ય ભોગવતું રશીયન ફીકશનનું ને –ચરાલીઝમ કલાન્વિત બની ધૂમકેતુની નવલિકાઓમાં જોવામાં આવે છે: અને એ નેચરાલીઝમની અસર નીચે લખાયલી ફ્રાન્સ, રશીયા ને પોલેન્ડની, જુગોસ્લેવ ને ઝેક લેખકોની ને ઇદ્દીશ વાતો જેવાંજ વસ્તુ ધૂમકેતુમાંથી જડશે. વૃદ્ધ પ્રાકૃત માણસની એકલતા ને અડગતા અને એમાં વસતુ કરૂણ પોલેંડનો હેનરીક સીએનકીવીઝ 'The Lighthouse Keeper of Aspinwall'માં જોઈ શકે છે ને રશીયાનો વ્લેડીમીર કોરોલેન્કો 'The Old Bell Ringer' માં જોઇ શકે છે તેજ રીતે રા. ધૂમકેતુ પણ એવાંજ પાત્રો આપણને આપે છે. 'સેચાદાદા'નું વસ્તુ ગારશીનના 'Signal' પરથી લેવાયું છે એમ કહેવાય છે, પરંતુ આરંભમાંજ માત્ર સામ્ય છે: બન્ને નવલિકાનો ઉદ્દેશ તો જુદોજ છે

ધૂમકેતુમાં ગરીબ નિર્દોષ મનુષ્યો ને પ્રાણીઓનો સ્નેહ ને પાત્રોનું એમની સાથે ઐક્ય જોઇએ છીએ તે સ્પેનના લીઓપોલ્ડો એલાસના 'Adios Cordera' વાર્તામાં છે, અને જપાનિઝ લેખક શીમાઝકી ટોસોન તો એક કુમરી કુતરી ઉપર સહૃદય 'A domestic Animal' નામની વાર્તા લખે છે. 'મશહૂર ગવૈયો' એની કળામાં મુગ્ધ બની મરે છે, કલ્પનાની મૂર્તિઓ પાછળ વિધુશેખર પડે છે, ને અલી ડોસો ભૂત બને છે એવો ભાસ થાય છે એવુંજ તાદાત્મ્ય ને મૃત્યુ સ્પેનીશ લેખક ગસ્ટવો એ. બેકર 'Maese Perez the organist' માં આપણને આપે છે.

આટલા વસ્તુ ને એવાજ કલાના સામ્ય ઉપરથી રા. ધૂમકેતુની વાર્તાઓ જો અંગ્રેજીમાં ભાષાંતરાય તો એ જગતની નવલિકાઓમાં સારૂ સ્થાન લે. ઇંગ્લેંડ ને અમેરીકાની મોટે ભાગે ઉપરછલા વિષયો ચર્ચતી વાતો કરતાં કરૂણ પ્રાકૃત હૃદયો રજુ કરતી અર્વાચીન રશીયન, પોલીશ, ફ્રેન્ચ, ઇદ્દીશ લેખકો આઇઝેક પેરેટ્ઝ ને શોલોમ એશ, સ્પેનીશ લેખકો બેકર ને એલાસની નવલિકાઓને એમની વાતો

વધારે મળતી છે. ભવિષ્યમાં આનાથીય ઉત્તમ કૃતિઓ લખી રા. ધૂમકેતુ દુનિયાના સાહિત્યમાં ગુજરાતનું નામ દીપાવે એજ આશા રાખવી રહી.

'પોસ્ટ ઓફીસ' પાત્રપ્રધાન નવલિકા છે. એમાં કંઇક ગંભીર પ્રશ્ન પણ છે: ગોલ્ડસ્મીથે 'joy'માં ચર્ચ્યે છે એવો કે દુનિયામાં Imaginative Sympathy હોય તો ઘણુંજ દુ:ખ ઓછું થઇ જાય. સાથે એમાં ભૂતના આભાસનું અદ્‌ભુત તત્વ પણ છે. 'પૃથ્વી અને સ્વર્ગ' એ લેખકનો અજબ પ્રયાસ છે. સૃજનજુનું વાતાવરણ કલ્પી અને પોતાના વિચારો પાત્રોદ્વારા રજુ કરવા એ કલ્પનાની ઓછી ફત્તેહ નથી. વિચાર ને વાતાવરણ આગળ વસ્તુ અને પાત્રો ગૌણ પદ લે છે. 'કલ્પતાની મૂર્તિઓ' એ બહુજ અમૂર્ત વિષય રજુ કરતી નવલિકા છે. એનો વિષય કલા છે માત્ર કલાનું વાતાવરણ આખી વાતમાં ભર્યું છે ને romantic નવલિકાનો આ દાખલો છે. ડોસો, વિદુશેખર ને સિતારા ત્રણે કલાપ્રેમી. જગા પણ તાજમહેલ ને જુમનાનો કિનારો: જલ સુંદરીઓની પાછળ, કલ્પનાની મૂર્તિઓ પાછળ લીન બનેલાં પાત્રો. અમૂર્ત કલ્પના આગળ સીતારા સ્થુલ લાગે છે ને દરેકઘડીએ કલ્પનાની મૂર્તિ તોડી આપે છે. 'મશહુર ગવૈયો' સંગીતને પ્રિયતમા કરતાં વધારે ગણતો: વિધુશેખર પણ એમજ કરે છે; એ કલા પાછળ બન્ને મરે છે. પરંતુ ગવૈયો એ પાત્રપ્રધાન નવલિકા છે: કલ્પનાની મૂર્તિઓ romantic છે. એમાં પાત્ર અને વસ્તુ ગૌણ પદ લે છે. વાતાવરણ romantic ને અમૂર્ત છે ને ઉત્તમ કલાકૃતિ છે.

નવલિકાકાર તરીકે સર્વોતમ પદ આમ એમને મળે છે ત્યારે 'રાજમુગટ' ને 'પૃથ્વીશ'માં નવલકાર તરીકે તે સાધારણ પંક્તિમાં આવી શકે છે.

'તણખા' માંથી આ ત્રણ વાતો લેવામાં આવી છે.]

હથિઆરની માફક, પોતાનો કાબુ સર્વત્ર ફેલાવી રહી હતી. વૃદ્ધ ડોસો ધ્રુજતો તે શાંત રીતે ડગુડગુ ચાલતો શહેરના દરવાજા બહાર થઇ, એક સીધી સડક પર આવી પહોંચ્યો ને ધીમે ધીમે પોતાની જુની ડાંગના ટેકાથી આગળ વધ્યો.

સડકની એક બાજુ ઝાડોની હાર હતી, ને બીજી બાજુ શહેરનો બાગ હતો. અહિં ઠંડી વધારે હતી ને રાત્રિ વધારે 'શીમળી' બનતી હતી. પવન સોંસરવો નીકળી જતો હતો, ને શુક્રના તારાનું મીઠું તેજ, બરફ પડે તેમ, પૃથ્વી પર ઠંડીના કટકા જેવું પડતું હતું. જ્યાં બાગનો છેડો હતો ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબનું એક રોનકદાર મકાન હતું, ને તેની બંધ બારી તથા બારણામાંથી દીવાનો ઉજાસ બહાર પડતો હતો.

ભાવિક મનુષ્ય દાતારનું શિખર જોઇ જેમ શ્રદ્ધાથી આનંદ પામે તેમ વૃદ્ધ ડોસો આ મકાનની લાકડાની કમાન જોઇ આનંદ પામ્યો. કમાન પર એક જરીપુરાણા પાટિયામાં નવા અક્ષર લખ્યા હતાઃ 'પોસ્ટ ઓફીસ.'

ડોસો ઓફીસની બહાર પડથાળ પર બેઠો. અંદરથી કંઇ ચોક્કસ અવાજ આવતો નહોતો, પણ બેચાર જણ કામમાં હોય તેમ વ્યવહારિક 'ઘુસપુસ' થતી હતી.

'પોલીસ સુપરિન્ટેન્ડન્ટ!' અંદરથી અવાજ આવ્યો. ડોસો ચમક્યો પણ પાછો શાંત બની બેઠો. શ્રદ્ધા અને સ્નેહ આટલી ઠંડીમાં એને ઉષ્મા આપી રહ્યાં હતાં.

અંદરથી અવાજ પર અવાજ આવવા લાગ્યા. કારકુન અંગ્રેજી કાગળનાં સરનામાં બોલી બોલી પોસ્ટમેન તરફ નાખતો જતો હતો.

કમિશ્નર, સુપરિન્ટેન્ડન્ટ, દીવાન સાહેબ, લાયબ્રેરિયન—એમ એક પછી એક અનેક નામ બોલવાનો અભ્યાસી કારકુન ઝપાટાબંધ કાગળો ફેંકયે જતો હતો.

એવામાં અંદરથી એક મશ્કરી ભર્યોઅવાજ આવ્યોઃ 'કોચમીન અલી ડોસો.'

વૃદ્ધ ડોસો હતો ત્યાંથી બેઠો થયોઃ શ્રદ્ધાથી આકાશ સામે જોયુંઃ આળળ વધ્યો ને બારણા પર હાથ મૂકયો.

'ગોકુળભાઇ!'

'કોણ?'

'કોચમીન અલી ડોસાનો કાગળ કીધો ના?... હું આવ્યો છું.''

જવાબમાં નિષ્ઠુર મજાકભરેલું હાસ્ય આવ્યું.

'સાહેબ! આ એક ગાંડો ડોસો છે. એ હમેશાં પોતાનો કાગળ લેવા પોસ્ટ ઓફિસે ધકકો ખાય છે.'

કારકુને આ શબ્દો પોસ્ટ માસ્તરને કહ્યા, ત્યાં તો ડોસો પોતાના સ્થાન પર પાછો બેસી ગયો હતો. પાંચ વર્ષ થયાં એ જગ્યાએ બેસવાનો એને અભ્યાસ હતો.

અલી મુળ હોંશિયાર શિકારી હતો. પછી ધીમે ધીમે એ અભ્યાસમાં એવો કુશળ બન્યો હતો કે હમેશાં જેમ અફીણીને અફીણ લેવું પડે તેમ અલીને શિકાર કરવો પડે. ધુળની સાથે ધુળ જેવા બની જતા કાબરચીતરા તેતર પર અલીની દૃષ્ટિ પડે કે તરત તેના હાથમાં તેતર આવી જ પડયું હોય! એની તીક્ષ્ણ દૃષ્ટિ સસલાની બોમાં જઇ પહોંચતી. આસપાસના સુકા ભુરા પીળા 'કાગડા' ના કે સંપડાના ઘાસમાં સંતાઇને સ્થિર કાન કરી બેઠેલા ચતુર સસલાના ભુરા પીળા રંગને કયારે યે ખુદ શિકારી કુતરા જૂદો ન પાડી શકતાં ને આગળ વધી જતા ને સસલું બચી જતું; પરંતુ ઇટાલીના ગરૂડ જેવી અલીની દૃષ્ટિ બરાબર સસલાના કાન પર ચોંટતી. ને બીજીજ પળે તે રહેતું નહિ. વળી કયારેક અલી મચ્છીમારનો મિત્ર પણ બની જતો.

(24)

પણ જ્યારે જીવનસંધ્યા પહોંચતી લાગી ત્યારે આ શિકારી અચાનક બીજી દિશામાં વળી ગયો. એની એકની એક દીકરી મરિયમ પરણીને સાસરે ગઇ. એના જમાઇને લશ્કરમાં નોકરી હતી તેથી તે પંજાબ તરફ તેની સાથે ગઇ હતી; અને જેને માટે પોતે જીવન નિભાવતો હતો તે મરિયમના છેલ્લાં પાંચ વર્ષ થયાં કાંઇ સમાચાર હતા નહિ. હવે અલીએ જાણ્યું કે સ્નેહ અને વિરહ શું છે. તે પહેલાં તો એ તેતરનાં બચ્ચાંને આકુળવ્યાકુળ દોડતાં જોઇ હસતો. આ એનો શિકારીનો આનંદ હતો.

શિકારનો રસ એની નસનસમાં ઉતરી ગયો હતો; પરંતુ જે દિવસે મરિયમ ગઇ ને તેને જીંદગીમાં એકલતા લાગી તે દહાડાથી અલી શિકારે જતાં શિકાર ભૂલી સ્થિર દૃષ્ટિથી અનાજનાં ભરચક્ક લીલાં ખેતર તરફ જોઇ રહેતો. એને જીંદગીમાં પહેલી વખત સમજાયું કે કુદરતમાં સ્નેહની સૃષ્ટિ અને વિરહનાં આંસુ છે. પછી તો એક દિવસ અલી ખાખરાના ઝાડ નીચે બેસીને હૈયાફાટ રડયો. ત્યાર પછી હમેશાં સવારમાં ચાર બજે ઉઠીને એ પોસ્ટ ઓફિસે આવતો. એનો કાગળ તો કોઇ દિવસ હોય નહિ; પણ મરિયમનો કાગળ એક દિવસ આવશે એવી ભક્તના જેવી શ્રદ્ધામાં ને આશાભર્યા ઉલ્લાસમાં તે હમેશાં સૌથી પહેલો પોસ્ટ ઓફિસે આવી બેસતો.

પોસ્ટ ઓફિસ—કદાચ જગતમાં સૌથી રસહીન મકાન—એનું ધર્મક્ષેત્ર-તીર્થસ્થાન બન્યું. એક જ જગ્યાએ ને એકજ ખુણે તે હમેશાં બેસતો. એને એવો જાણ્યા પછી સૌ હસતા. પોસ્ટમેન મશ્કરી કરતા: ને કયારેક મજાકમાં એનું નામ લઇ, એને એ જગ્યા પરથી પોસ્ટ ઓફિસના બારણા સુધી, કાગળ ન હોય છતાં ધક્કો ખવડાવતા. અખુટ શ્રદ્ધા ને અનંત ધૈર્ય હોય તેમ એ હમેશાં આવતો ને દરરોજ ઠાલે હાથે પાછો જતે.

અલી બેઠો હતો. એટલામાં એક પછી એક પટાવાળાઓ પોતપોતાની ઓફિસના કાગળો લેવા આવવા લાગ્યા. ઘણું કરીને પટાવાળા એ વીસમી સદીમાં અધિકારીઓની સ્ત્રીઓના ખાનગી કારભારી જેવા છે. એટલે આખા શહેરના દરેકે દરેક ઓફિસરનો ખાનગી ઇતિહાસ અત્યારે વંચાતો !

કોઇના માથા પર સાફો તો કોઇના પગમાં ચમચમાટી કરે તેવાં બુટ: એમ સૌ પોતપોતાનો વિશિષ્ટ ભાવ દર્શાવતા હતા. એટલામાં બારણું ખુલ્યું. દીવાના અજવાળામાં, સામેની ખુરશી પર તુંબડા જેવું માથું ને હમેશનો દિલગીરી ભર્યો ઉદાસીન જેવો ચહેરો લઇ પોસ્ટ માસ્તર બેઠા હતા. કપાળ પર, મોંપર કે આંખમાં ક્યાંય તેજ ન હોય ત્યારે માણુસ ઘણું કરીને ગોલ્ડસ્મિથનો વિલેજ સ્કુલ માસ્તર, આ સદીનો કારકુન કે પોસ્ટ માસ્તર હોય છે.

અલી પોતાની જગ્યાએથી ખસ્યો નહિ.

'પોલીસ કમિશ્નર' કારકુને બુમ પાડી ને એક થનથનાટ કરતા જુવાને પોલિસ કમિશ્નરના કાગળ લેવા હાથ આગળ ધર્યો.

'સુપરિન્ટેન્ડન્ટ'

બીજો એક પટાવાળો આગળ આવ્યો:—અને આમ ને આમ એ સહસ્રનામાવલિ વિષ્ણુભક્તની જેમ કારકુન હમેશાં પઢી જતાં.

અંતે સૌ ચાલ્યા ગયા. અલી ઉઠ્યો, ને પોસ્ટ ઓફિસમાં ચમત્કાર હોય તેમ તેને પ્રણામ કરી ચાલ્યો ગયો: અરે ! સૈકા પહેલાંનો ગામડિયો !

'આ માણુસ ગાંડો છે ?' પોસ્ટ માસ્તરે પૂછ્યું.

"હા–કોણ ? અલી ના ? હા સાહેબ; પાંચ વરસ થયાં ગમે તેવી ઋતુ હોય છતાં કાગળ લેવા આવે છે ! એનો કાગળ ભાગ્યેજ હોય છે !" કારકુને જવાબ આપ્યો.

"કોણ નવરૂં બેઠું છે ? હમેશ તે કાગળ ક્યાંથી હોય ?"

"અરે સાહેબ, પણ એનું મગજ જ ચસકી ગયું છે ! તે પહેલાં બહુ પાપ કરતો. એમાં કંઈક સ્થાનકમાં દોષ કર્યો ! ભાઈ, કર્યાં ભોગવવાં છે !" પોસ્ટમેને ટેકો આપ્યો.

"ગાંડા બહુ વિચિત્ર હોય છે."

"હા. અમદાવાદમાં મેં એક વખત એક ગાંડો જોયો હતો, તે આખો દિવસ ધૂળના ઢગલાજ કરતો: બસ બીજું કાંઈ નહિ. એક ગાંડાને હમેશાં નદીને કાંઠે જઈ સાંજે એક પથ્થરપર પાણી રેડવાની ટેવ હતી !"

"અરે ! એક ગાંડાને એવી ટેવ હતી કે આખો દિવસ આગળ ને પાછળ ચાલ્યાજ કરે ! બીજો એક કવિતા ગાયા કરતો ! એક જણ પોતાને ગાલે લપાટો જ માર્યા કરતો, ને પછી કોઈક મારે છે એમ જાણી રોયા કરતો !"

આજે પોસ્ટ ઑફિસમાં ગાંડાનું પુરાણ નીકળ્યું હતું. હમેશાં આવું એકાદ પ્રકરણ છેડી એના પર બે ચાર મિનિટ વાત કરી આરામ લેવાની ટેવ લગભગ બધાજ નોકરવર્ગમાં પેસી ગઈ છે. પોસ્ટ માસ્તર છેવટે ઉઠ્યા ને જતાં જતાં કહ્યું:

"સારું, ગાંડાની પણ દુનિયા લાગે છે ! ગાંડા આપણને ગાંડા માનતા હશે:—અને કદાચ ગાંડાની સૃષ્ટિ કવિની સૃષ્ટિ જેવી હશે. !"

છેલ્લો શબ્દ બોલતાં પોસ્ટ માસ્તર હસીને ચાલ્યા ગયા. એક કારકુન વખત મળ્યે જરા ગાંડાંઘેલાં જોડી કાઢતો ને એને સૌ ખીજવતા. પોસ્ટ માસ્તરે પણ છેલ્લું વાક્ય એટલાજ માટે હસતાં હસતાં એના તરફ ફરીને કહ્યું હતું. પોસ્ટ ઓફિસ હતી તેવી શાંત બની રહી.

એક વખત અલી બેત્રણ દિવસ સુધી આવ્યો નહિ. પોસ્ટ ઓફીસમાં અલીનું મન સમજી જાય એવી સહાનુભૂતિ કે વિશાળ દૃષ્ટિ કોઈ-

નામાં ન હતી. પણ એ કેમ ન આવ્યો, એવી કૌતુક બુદ્ધિ સૌને થઇ. પછી અલી આવ્યો પણ તે દિવસે એ હાંફતો હતો, ને એના ચહેરા પર જીવન સંધ્યાનાં સ્પષ્ટ ચિન્હ હતાં.

આજે તો અલીએ અધીરા બનીને પોસ્ટમાસ્તરને પૂછ્યું, "માસ્તર સાહેબ, મારી મરિયમનો કાગળ છે ?"

પોસ્ટમાસ્તર તે દિવસે ગામ જવાની ઉતાવળમાં હતા ને તેનું મગજ આ સવાલ ઝીલી શકે એટલું શાંત ન હતું.

'ભાઇ, તમે કેવા છો ?'

'મારૂં નામ અલી !' અલીનો અસંબદ્ધ જવાબ મળ્યો.

'હા; પણ અહિં કાંઇ તમારી મરિયમનું નામ નોંધી રાખ્યું છે ?'

'નોંધી રાખોને ભાઇ; વખત છે ને કાગળ આવે ને હું ન હોઉં તો તમને ખપ આવે !' પોણી જીંદગી શિકારમાં ગાળી હોય એને શી ખબર કે મરિયમનું નામ એના પિતા સિવાય બીજાને મન બે પૈસા જેટલી કિંમતનું છે !

પોસ્ટ માસ્તર તપી ગયા. 'ગાંડો છે કે શું ? જા જા, તારો કાગળ આવશે તો કોઇ ખાઇ નહિ જાય !' પોસ્ટ માસ્તર ઉતાવળમાં ચાલ્યા ગયા, ને અલી ધીમે પગલે બહાર નીકળ્યો. નીકળતાં નીકળતાં એક વખત ફરીને પોસ્ટ ઓફિસ તરફ જોઇ લીધું ! આજે એની આંખમાં અનાથતાનાં આંસુની છાલક હતી. અશ્રદ્ધા ન હતીઃ પણ ધૈર્યનો અંત આવ્યો હતો ! અરે હવે મરિયમનો કાગળ ક્યાંથી પહોંચે ?

એક કારકુન એની પાછળ આવતો લાગ્યો. અલી એના તરફ ફર્યો :

'ભાઇ !'

કારકુન ચમક્યો. પણ તે સારો હતો.

'કેમ ?'

'જુઓઃ આ મારી પાસે છે.' એમ કહી પોતાની પાસે એક જુની પતરાની ડાબડી હતી તેમાંથી અલીએ પાંચ ગીની કાઢી. કારકુન ભડકયો.

'ભડકો નહિ. તમારે આ ઉપયોગી ચીજ છે. મારે હવે તેનો ઉપયોગ નથી. પણ એક કામ કરશો ?'

'શું !'

'આ ઉપર શું દેખાય છે ?' અલીએ શુન્ય આકાશ સામે આંગળી ચીંધી.

'આકાશ.'

'ઉપર અલ્લા છે. તેની સાક્ષીમાં તમને આ પૈસા આપું છું. તમારે મારી મરિયમનો કાગળ આવે તો પહોંચાડવો.'

કારકુન આશ્ચર્યમાં સ્થિર ઉભોઃ 'કયાં ? કયા પહોંચાડવો ?'

'મારી કબર ઉપર ?'

'હેં ?'

'સાચું કહું છું. આજ હવે છેલ્લો દિવસ છે ! અરેરે છેલ્લો ! મરિયમ ન મળી—કાગળ ન મળ્યો !' અલીની આંખમાં ઘેન હતું. કારકુન ધીમે ધીમે તેનાથી છુટો પડી ચાલ્યો. તેના ખીસ્સામાં ત્રણ તોલા સોનું પડયું હતું !

× × × ×

પછી અલી કોઇ દિવસ દેખાયો નહિ. અને એની ખબર કાઢવાની ચિંતા તો કોઇને હતીજ નહિ. એક દિવસ પોસ્ટ માસ્તર જરાક અફ-સોસમાં હતા. એમની દીકરી દૂર દેશાવર માંદી હતી, ને તેના સમાચારની રાહ જોતા એ શોકમાં બેઠા હતા.

ટપાલ આવી ને કાગળોનો થોકડો પડયો. રંગ ઉપરથી પોતાનું કવર છે એમ ધારી પોસ્ટ માસ્તરે ઝપાટાબંધ એક કવર ઉચકી લીધું. પણ એના પર શરનામું હતુંઃ 'કોચમીન અલીડોસા !'

વીજળીનો આંચકો આવ્યો હોય તેમ એમણે તે નીચે નાખી દીધું ! દિલગીરી અને ચિંતાની થોડી ક્ષણુમાં એમનો અધિકારીનો કડક સ્વભાવ જતો રહી માનવ સ્વભાવ બહાર આવ્યો હતો. એમને એકદમ સાંભર્યું કે આ પેલા જ ડોસાનું કવર; અને કદાચ એની દીકરી મરિયમનું.

'લક્ષ્મીદાસ !' એમણે એકદમ બુમ પાડી.

લક્ષ્મીદાસ તેજ માણસ કે જેને અલીએ છેલ્લી ઘડીએ પૈસા આપ્યા હતા.

'કેમ સાહેબ ?'

"આ તમારા કોચમીન અલીડોસા !—આજ હવે કયાં છે એ ?"

'તપાસ કરીશું.'

તે દિવસે પોસ્ટ માસ્તરના સમાચાર ન આવ્યા. આખી રાત્રિ શોકમાં વીતાવી, બીજે દિવસે ત્રણ વાગ્યામાં તે ઓફિસમાં બેઠા હતા. ચાર વાગે ને અલી ડોસા આવે કે હું પોતે જ તેને કવર આપું, એવી આજ એમની ઇચ્છા હતી.

વૃદ્ધ ડોસાની સ્થિતિ પોસ્ટ માસ્તર હવે સમજી ગયા હતા. આજ આખી રાત તેમણે સવારે આવનાર કાગળના ધ્યાનમાં ગાળી હતી. પાંચ પાંચ વર્ષ સુધી આવી અખંડ રાત્રિઓ ગાળનાર તરફ એમનું હૃદય આજે પહેલ વહેલું લાગણીથી ઉછળી રહ્યું હતું. બરાબર પાંચ વાગ્યે બારણા પર ટકોરો પડ્યો. પોસ્ટમેન હજી આવ્યા ન હતા; પણ આ ટકોરો અલીનો હતો એમ લાગ્યું. પોસ્ટ માસ્તર ઉઠ્યા. પિતાનું હૃદય પિતાના હૃદયને પિછાને તેમ આજે તે દોડ્યા: બારણું ખોલ્યું.

'આવો અલીભાઇ ! આ તમારો કાગળ !' બારણામાં એક વૃદ્ધ દીન ડોસો લાકડીના ટેકાથી વળી ગયેલો ઉભો હતો. છેલ્લાં આંસુની ધાર હજી એના ગાલ પર તાજી હતી, ને ચહેરાની કરચલીમાં કરડાઇના રંગ પર ભલમણસાઇની પીંછી ફરેલી હતી.

તેણે પોસ્ટ માસ્તર સામે જોયું ને પોસ્ટ માસ્તર જરાક ભડકયા. ડોસાની આંખમાં મનુષ્યનું તેજ નહોતું !

'કોણ સાહેબ ? અલી ડોસા—' લક્ષ્મીદાસ એક બાજુ તરફથી સરીને બારણા પાસે આવ્યો.

પોસ્ટ માસ્તરે તે તરફ લક્ષ ન આપતાં બારણા તરફજ જોયા કર્યું. પણ ત્યાં કોઇ ન લાગ્યું. પોસ્ટમાસ્તરની આંખ ફાટી ગઇ! બારણામાં કોઇજ હતું નહિ એ શું ? તે લક્ષ્મીદાસ તરફ ફર્યા.

"હા, અલી ડોસી ! કોણ તમે છો ના !"

"જી, અલીડોસા મરી ગએલ છે ! પણ એનો કાગળ લાવો મારી પાસે !"

"હેં ! કેં'દિ ? સાચું–લક્ષ્મીદાસ ?"

"જી હા, એનો તો ત્રણેક મહિના થઇ ગયા." સામેથી એક પોસ્ટ-મેન આવતો હતો તેણે બીજો અરધો જવાબ વાળ્યો.

× × ×

પોસ્ટ માસ્ટર દિંગમૂઢ બની ગયા. હજી મરિયમનો કાગળ બારણામાં પડયો હતો ! અલીની મૂર્તિ એમની નજર સમક્ષ તરી રહી. લક્ષ્મીદાસે છેલ્લો અલી કેમ મળ્યો હતો તે પણ કહ્યું. પોસ્ત માસ્તરના કાનમાં પેલો ટકોરો ને નજર સમક્ષ અલીની મૂર્તિ બંને ખડાં થયાં ! એમનું મન ભ્રમમાં પડયું: મેં અલીને જોયો, કે એ માત્ર શંકા હતી, કે એ લક્ષ્મીદાસ હતા.

× × ×

પછી રોજનીશી ચાલી: 'પોલીસ કમિશનર ! સુપરિન્ટેન્ડન્ટ ! લાયબ્રેરિયન '–કારકુન ઝપાટાબંધ કાગળ ફેંકયે જતો હતો.

પણ દરેક કાગળમાં ધડકતું હૃદય હોય તેમ પોસ્ટ માસ્તર આજે એકી નજરે એ તરફ જોઇ રહ્યા છે. કવર એટલે એક આનો, ને પોસ્ટ

-કાર્ડ એટલે એ પૈસા એ દૃષ્ટિ ચાલી ગઇ છે. ઠેઠ આફ્રિકાથી, કોઇ વિધવાના એકના એક છોકરાનો કાગળ એટલે શું ? પોસ્ટ માસ્તર વધારે ને વધારે ઉંડા ઉતરે છે.

મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અરધું જગત શાંત થઇ જાય.

× × ×

તે સાંજે લક્ષ્મીદાસ ને પોસ્ટ માસ્ટર ધીમે પગલે અલીની કબર તરફ જતા હતા. મરિયમનો કાગળ સાથેજ હતો. કબર પર કાગળ મૂકી પોસ્ટ માસ્તર ને લક્ષ્મીદાસ પાછા વળ્યા.

" લક્ષ્મીદાસ ! આજે સવારે તમેજ સૌથી વહેલા આવ્યા કાં ? "

" જી હા. "

" અને તમે કીધું અલીડોસા–"

" જી હા. "

" પણ...ત્યારે...ત્યારે સમજાયું નહિ કે—"

" શું ? "

" હા, ઠીક–કાંઇ નહિ. " પોસ્ટ માસ્તરે ઉતાવળે વાત વાળી લીધી. પોસ્ટ ઓફીસનું આંગણું આવતાં પોસ્ટ માસ્તર લક્ષ્મીદાસથી જૂદા પડી વિચાર કરતા અંદર ચાલ્યા ગયા. એમનું પિતા તરીકેનું હૃદય અલીને ન સમજવા માટે ડંખતું હતું, ને આજે હજી પોતાની દીકરીના સમાચાર ન હતા માટે પાછા સમાચારની ચિંતામાં તે રાત્રિ ગાળવાના હતા. આશ્ચર્ય, શંકા ને પશ્ચાતાપના ત્રિવિધ તાપથી તપતા એ પોતાના દીવાનખાનાના ખંડમાં બેઠા, ને પાસે કોલસાની સગડીમાંથી મધુર તાપ આવવા લાગ્યો.

તેનું પ્રીય વાજીંત્ર હતું બંસી. એ કહેતો કે મુંગા સ્વરોમાં સંગીતની જે મઝા છે તે બોલેલા શબ્દોમાં નથીજ. શબ્દ જો લાગણી વિના બોલાય છે તો કૃત્રિમ બની જાય છે. એટલે અત્યંત કોમળ હૃદયનો માણસ જે ગાય તેમાંજ સંગીતની છાયા આવે છે, બીજે નહિ. તે કહેતો કે લય પામતા સ્વરમાં જે મીઠાશ છે તે મુંગા શબ્દને લીધેજ છે. ગમે તેમ તે પોતે બંસી આબાદ છેડતો. કલ્પનાનો બાળક હોવાથી ઘણીવાર વિચારતો કે જમનાનાં જળ આ આ બંસી થંભાવી શકે ! પણ પાણી તો સતત વહ્યાજ કરતું ને એ બંસી બજાવ્યાજ કરતો. એ બંસીનો આશક હતો. જમાનાના જળકાંઠે બંસી બજાવવી એ એનો ઇશ્ક હતો: ને સમુદ્ર કન્યા કે જલસુંદરી ને નીહાળવી એ તેનો આદર્શ હતો—ખોટો, વ્યર્થ અશક્ય. પણ આદર્શ એટલે જ સાચા દિલથી કરેલી ખોટી અશક્ય કલ્પના !

એનો આ ઇશ્ક ચાલ્યો ગયો ને એ આશક મટી ગયો. જીવનતું રૂપાંતર આચાનક થયું પણ તેમ થવાનાં પ્રબળ કારણો હતાં. આ ઘેલો જુવાનીમાં એક સુંદર સ્ત્રી પરણ્યો હતો. એ સ્ત્રી સંગીતની અત્યંત શોખીન હતી. શોખ લગભગ ગાંડપણ જેવો. એક વખત દિલ્હીમાં જલ્સો થયો ત્યારે તેણે ગાયું હતું. સૃષ્ટિને સ્વરમાં નવડાવી હોય તેમ તે દિવસે તે ખરેખર ખીલી હતી. અને જ્યારે આખું મંડળ ચિત્રવત્ સ્થિર બન્યું હતું, તે વખતે પંચમ સુરથી વાતાવરણને આરપાર વીંધી નાંખવાની તેની શક્તિ એકદમ ક્ષય પામતી લાગી. રણકાર કરતા સ્વરની માફક તે એકદમ બંધ થઇ ગઇ. વિજળીનો આંચકો લાગે તેમ પ્રેક્ષક વર્ગ અકસ્માત ઉંઘમાંથી ઉઠયો, તેની સામે ગાનારી ધીમે ધીમે મંદ–અતિમંદ બની રહી હતી. એ આશ્ચર્યમાંથી લોકો જાગે તે પહેલાં એક ધબાકો થયો. ગાનારી નીચે પડી. અને થોડી વારમાં તેનું મૃત્યું થયું. ત્યાર પછી આ ગાંડાના મનમાં ધુન ભરાઇ બેઠી હતી કે તેની સ્ત્રી જલસુંદરી થઇ છે ! કેવો વિચિત્ર ખ્યાલ !

આ ઘેલા માણસે ત્યારથી સંગીતની પ્રીતિ તોડી હતી; તે એટલે સુધી કે તેના ઘરમાં આજ વર્ષો થયાં વંશપરંપરાથી ચાલી આવતી સંગીતની પ્રણાલિ તેણે તોડી નાંખી. સંગીતના સાધન માત્ર તેણે ફેંકી દીધાં. પોતાના છોકરાને સંગીતનો કક્કોયે શીખવવ્યો નહિ. જ્યારે એ છોકરો જુવાન થઈ ક્ષયથી મરણ પામ્યો ત્યારે તે પોતાની સાત આઠ વર્ષની પૌત્રીને લઈને દિલ્હી છોડી ચાલી નીકળ્યો !

હવે એ વૃધ્ધે પોતાની પૌત્રીને સંગીતથી દૂર રાખવા તનતોડ મહેનત કરી. અને થયું પણ તેમજ. પરંતુ દેહ બદલાયા પણ પ્રાણ ન બદલ્યો. દિલ્હી છોડયા પછી તેઓ આગ્રામાં આવ્યાં હતાં. જમના નદી જ્યાં વાંક લે છે ત્યાં, પૃથ્વી પરના અમૃતબિંદુ જેવો તાજ ઉભો છે. તાજની પાછળ ભુરૂં આકાશ અને આગળ હરિયાળાં નીલાં મેદાનો, એ દૃશ્ય ખરેખર રમ્ય છે. આ ઘેલો માણસ બંસીનો ઇશ્ક છોડી બેઠો, પરંતુ હવે તાજનો ઇશ્ક લઇ બેઠો. ચોવીસે કલાક એ પડયો પાથર્યો આ ફુલ જેવા મકાનની પાસે જ ભમ્યા કરતો ! અને આ બધો વખત એની પૌત્રી તો સાથેજ હોય. એ જાણ્યે અજાણ્યે એ સૌન્દર્ય પીધા કરતી. દાદાને જ્યારે બંસીની ધુન હતી અને દાદી જ્યારે સંગીતમાંજ મસ્ત હતી, ત્યારે આ છોકરીએ તે વાતાવરણ પીધું હતું. વખત જતાં વૃદ્ધને સંગીતનો તિરસ્કાર છુટયો ન પોતે પૌત્રીને સંગીતથી દૂર રાખી; પણ સંગીતની લગની લગાડનારી જે ધુન હતી તે ધુન તો કાયમ જ રહી. છોકરી સંગીત પરથી શિલ્પ અને ચિત્ર તરફ વળી ગઇ. દેહ બદલાયા, પ્રાણ તો એજ રહ્યો. તેણે તાજનાં, અડતાં જીવ ન ચાલે એવાં કોમળ ફુલ જોયાં; નાજુક બદનમાં મીઠાશ ને પ્રાણનો જે વિરલ સંયોગ છે તે જોયો: ‘નાનકડી નાર’ વીંધ્યા અણવીંધ્યા નાકમાં મોતી પહેરે એ ચિત્ર તેણે અનુભવ્યું. એ તાજની કન્યા થઇ. તેના જેવી સુદર ને સાચી; ને કોમળ, મીઠી અને જાણે અમી ઝરશે તેવી,

તેની આંખે જે કળા પીધી ને તેણે સૌંદર્યની જે તાલીમ મેળવી તે જાણે સાંગોપાંગ તેના શરીરમાં ઢળી પડી હોય તેમ તે એક અનમૂન કન્યા બની ગઇ. એનું નામ સિતારા.

સવારે, બપોરે, સાંજે, રાત્રે, ચાંદની રાત્રે, જ્યારે તાજને જુઓ ત્યારે તે કંઇક ને કંઇક નવીનતા દાખવે છે. સિતારાએ આ દૃશ્યો વારંવાર જોયાં હતાં, અને તેના ઘેલા વૃદ્ધ દાદાએ તો એમને પૂજ્યાં હતાં. આ તાજનાજ સાન્નિધ્યમાં ચારપાંચ વર્ષ ચાલ્યાં ગયાં. થોડે છેટે જમનાના કાંઠા પર, બરાબર તાજની સામે તેમનું ઝુંપડું હતું; છેટે સુમનબુર્જનો નાજુક ગોખ દેખાતો; તે સામે તાજ. સિતારના દાદાએ ભરવાડનો ઉદ્યોગ હાથ કર્યો હતો. થોડાં બકરાં ઘેટાં તેમનું બધું ગુજરાન ચલાવી દેતાં. હાથમાં ડાંગ લઇ, ખભે ધાબળી નાંખી, જમના નદીના કાંઠાપર એ ચારતાં જવાં ને તાજમહેલ નીરખતો જવો, એવી ઇર્ષા ઉપજાવે તેવી સ્થિતિમાં તે રહેતો. ને સિતારા પણ કાંઇ કામ ન હોય ત્યારે સાથે સાથે ફર્યા કરતી. વૃદ્ધ માણસ તેને સમુદ્રની દેવીની વાતો કરતો, કે નક્ષત્ર કે તારાની અસર સમજાવતો કે તાજનો ઇતિહાસ કહેતો. કયારેક એના પ્રીય વિષય ‘ જલસુંદરી ’ પર પણ વ્યાખ્યાન આપે—ગમે તેમ, પણ જેવો ને પોતે કલ્પનાનો આદમી હતો તેવોજ વારસો પોતાની પૌત્રીને તે આપી રહ્યો હતો.

કલ્પનાનો પણ પડઘો પડે છે અને સ્વપ્નની સૃષ્ટિ પણ મળી આવે છે. વૃદ્ધ માણસ જે સ્વપ્ન રાતદિવસ ઝંખી રહ્યો હતો તેજ સ્વપ્ન એક આદમી નીરખી રહ્યો હતો. આગ્રાનો એક જુવાન ચિત્રકાર છેક સંધ્યાકાળે જ્યારે તાજના પારદર્શક દેહમાં આકાશી રંગના ઓળા ઉતરી જાય ત્યારે જમનાના કાંઠા પર ફરતો. તેનું નામ વિધુશેખર. બહુ અચ્છો જુવાન હતો. કાળાં ઝુલ્ફામાં સંતાયલું તેનું મોં ખરેખરા ચિત્રકારને શોભાવે તેવું મધુરં ને મોહક હતું. તેણે જમનાના પાણીનો,

આકાશના રંગનો ને તાજ મહાલનો વર્ષો થયાં એક ચિત્તે અભ્યાસ કર્યો હતો. સિતારા જેવી તાજની કન્યા હતી તેવો એ તાજનો ચિતારો હતો. તાજનું સૌંદર્ય પી પીને એ ચિતારો બન્યો હતો.

એક વખત સંધ્યા હતી. સંધ્યા ખીલે છે ત્યારે જલપ્રવાહમાં વહેતા ગુલાબી રંગો સુંદર લાગે છે. પરંતુ જ્યારે આકાશ કુમળા ભુરા વાદળાંથી ઢંકાયલું હોય છે ને પૃથ્વી પર વરસાદના જરા તરા છંટકાવાથી ભીનાશ આવી હોય છે, ને હરિયાળી લીલોતરી પર તેજને બદલે છાયા પથરાચલી હોય છે ત્યારે અત્યંત ગૂઢ અને ઉંડા સંવેદનવાળી લાગણીઓ જન્મ લે છે. આજે એવી ઘડી હતી. આજે વિધુશિખર તાજનાં હરીયાળાં મેદાનો પર થઇ, આ હેલીનો બુર્જ પસાર કરી, ધીમે પગલે જમનાના કાંઠા તરફ ચાલ્યો. તેજ અને છાયાની ચાદર ઓઢી પૃથ્વી કાંઇક ઝાંખી પડી હતી. ધુમ્મસ ન છતાં ધુમ્મસ જેવું લાગે એ સમય હતો. વિધુશેખરની દૃષ્ટિ એ વખતે અકસ્માત સામેના કિનારા પર પડી ને તે હતો ત્યાં સ્થિર થઇ ગયો. એ સ્થિર થઇ ગયો પરંતુ એનું ચાલત તો એ કુદત. સામેના કિનારાપર, જલતરંગમાંથી જ જન્મેલી હોય તેવી એક સ્ત્રી ઉભી હતી. એ ઉભી હતી ત્યાં કેડ સમા પાણી હતાં ને તે પાણીમાં એવી રીતે ઉભી હતી કે જાણે જલસુંદરી જ હોય !

વિધુશેખરના મનમાં પણ બીજો વિચાર ન જ આવ્યો. એની કલ્પનામાં આવ્યું કે: ‘ એ જલસુંદરી ! ’

કલ્પનાની મૂર્તિ તરફ તે જોઇ રહ્યો. ભીના કાળા કેશ વિંખાઇ જઇ ને એના વાંસાને ઢાંકી રહ્યા હતા. અનિમિષ નયને જાણે એ તાજને પી રહી હતી. તાજના ચિતારાએ આ દૃશ્ય જેવું જોયું તેવું લીધું. તેના ખ્યાલમાં કલ્પનાની રાણી ઘુમી રહી. પણ થોડી વારમાં અંધારૂં વિંખવા લાગ્યું ને રાણી અદ્રશ્ય થઇ. તે પાછો ફર્યો. સંવેદન કલ્પના ને ગૂઢ અગમ્ય વાતાવરણ એને ઘુમાવી રહ્યાં હતાં. પાછો ફરતાં ફરતાં તે

સહેજમાં જ બચી ગયો. તેની સામે જ કોઇ અણઘડ આદમી ભટકાયો હતો. તે આદમી ગાંડાની માફક તેનાં મોં પાસે મોં લાવ્યો ને બોલ્યો :

" તમે...તમે એ...એ...એ...જોયું ?"

વિધુશેખર સમજ્યો નહિ: 'એ એ શું ?'

" કેમ વળી તમે જોયું નથી ! ખોટું બોલો છો ? ખોટું ?

"ત...મે એ...એ... જોયું ?"

" એ શું ?"

" એ...એ દૃષ્ય, કોણ હતું ખબર છે ?"

"ના."

"એ આ નદીમાં રહે છે. જલસુંદરી. તાજના દર્શન કરવા ઘણી વખત આવે છે. જલસુંદરી, જલસુંદરી...સમજ્યા ? જ–લ–સું–દ–રી" પેલો માણસ ઘેલછામાં લવતો લાગ્યો.

"તમારું નામ ?"

"મારૂ ?—જલસુંદરી—મારું નામ? હા, મારું નામ મને સાંભર્યું —હું સિતારાનો દાદો–"

"પણ સિતારા—"

"તમે અહિં કદી અરધી રાત્રે આવ્યા છો ? આહા ! જમનાનાં રૂપાનાં પાણીને સામે આ તાજ ! રૂપેરી–આહા ! એક દિવસ એવે વખતે જલસુંદરી આવ્યાં હતાં !

પણ આ ઘેલછાએ ચિતારાની જલસુંદરીની કાલ્પનિક માન્યતાને તોડી.

"ત્યારે એ કન્યા–આ ડોસાની પૌત્રી સિતારા લાગે છે—" તેના મનમાં એકદમ ખ્યાલ આવ્યો. એ ખ્યાલ થતાંજ તેની કલ્પનાની રાણી, પાર્થિવ પૃથ્વીની બની ગઇ. નશો ઉતરી ગયો; સંવેદન ચાલ્યું ગયું; વાતાવરણ ટળી ગયું. એ કલ્પનાની રાણીને પૂજનારો ચિતારો મટીને

પાર્થિવ કન્યાના સૌન્દર્યનો ખ્યાલ કરનાર મનુષ્ય બની ગયો ! તેના મનમાં દૃશ્ય રહી ગયું, કલ્પના રહી ગઇ અને સિતારાની મૂર્તિ રહી ગઇ.

"મેં એવું કાંઇ–જલસુંદરી જેવું જોયું નથી" એમ બોલી તે પેલા ઘેલા આદમીને છોડી આગળ ચાલ્યો. એક તરફ એક સિપાઇ હસતો હતો.

"પેલો ઘેલોજ મળ્યો હતો ના ?"

"હા. પણ એ છે કોણ ?"

"બીજું કોણ ? ગાંડો છે. એ કયારનો અહિં બેઠો હતો. અંધારું વીંટાયું ને એ વખતે જમનામાં કોઇ નહાવા આવ્યું. તરતજ એ જલસુંદરી–જલસુંદરી કરતો ઉઠયો ને દોડયો ત્યાં તમેજ સામા મળ્યા."

"એમ કે"

ચિતારો વિચાર કરતો કરતો ઘેર ગયો. તેણે સિતારાને મનમાં તો પોતાની બનાવી પણ દીધી !

ત્યાર પછી તો ઘણી સંધ્યાઓ ચાલી ગઇ. પણ કેટલીક સંધ્યાઓ અંધારપછેડામાં લપાતા પહેલાં શરમની મીઠી સુરખીનો રંગ જોવા જમનાનાં જળમાં ઘણીવાર થંભી જતી. કારણ કે વિધુશેખર મીઠું હાસ્ય કરીને સિતારાને ભીંજવવાને તે વખતે શરમની મીઠી સુરખીથી છવાતું એનું મોં જમનાના જળમાં પ્રતિબિંબિત થાય તે સંધ્યા છાનુંમાનું જોઇ લેતી.

સિતારાનો ગાંડા જેવો દાદો દૂર દૂરથી જલસુંદરી નીહાળવાનાં સ્વપ્નાં ઘડતો હોય ત્યારે સિતારા ને વિધુશેખર એક બીજાની મશ્કરી કરતાં હોય ! આવી રીતે તાજની કન્યા તાજના ચિતારાની થતી હતી, તે વખતે તેનો વૃદ્ધ દાદો ઘણી વખત ફરીયાદ કરતો કે હવે જલસુંદરી આવતાંજ નથી–ને આવે છે તો એકલાં આવતાંજ નથી !

સિતારા એ કાંઇ સમજતી નહિ. દાદાની આટલી ઘેલછા જોવાને એ ટેવાઇ ગયેલી હતી. બીજી બધી રીતે દાદા ડાહ્યા હતા.

"તું આની સાથે પ્રીતિ જોડ" એમ કોઈ આજ્ઞા કરે તે પછી પ્રીતિની શરૂઆત થાય તો એમાં હમેશા ગાંઠ રહી જવાની. પ્રેમ સ્વયંભૂ છે; તેમજ કળા પણ સ્વયંભૂ છે.

એક વખત ચિતારો જમનાનાં કાંઠા પર બેઠો હતો. કાળાં ભમ્મર પાણી દોડયાં જતાં હતાં ને તાજ એકલો ઉભો હતો. હમેશનાં પરિચિત સિતારાનાં પગલાં તેણે સાંભળ્યાં. તેણે પાછું વાળીને જોયું તો સિતારાનું મીઠું હસતું મોં દીઠું. ચિતારો એક વિચારની ધુનમાં હતો. તેની કલ્પના છેક ઇ.સ. ૧૧૯૯ની સાલ જેટલી પાછળ ગઇ હતી. તે આગ્રામાં બેઠો બેઠો, તાજની સામે નિહાળીને, પૃથ્વીરાજની સંયુક્તાને મનમાં ને મનમાં ઘડી રહ્યો હતો.

રાય પિથોરાનો રાતા પથ્થરનો દિલ્હીનો કિલ્લો તેની નજર આગળ ખડો થયો હતો. સુઘડ રજપુતાઇ[1] (શીવલ્રી) નો છેલ્લો છેલ્લો નમૂનો તે પૃથ્વીરાજ. આ ચિતારાએ ઘડેલી તેની સ્ત્રી સંયુક્તા પાણીદાર મોતી જેવી નિર્મળ અને તેજસ્વી હતી. બાળભાષામાં કહીએ તો રૂપરૂપનો અંબાર હતી. રૂપનો પાર નહિ, તેજનો પાર નહિ અને નિર્મળતાનો પાર નહિ. રજપુતાણીઓ ઘણી થઇ ગઇ છે. પણ સંયુક્તાના જેવો પ્રેમનશો કોઇનામાં ન મળે. ચિતારો એને જોઇ રહ્યો હતો. આમેય જાણે એજ. પાછળ કલ્પનાએ સૃષ્ટિ રચી હતી ને પ્રેરણાએ પ્રાણ આપ્યા હતા. તાજ-ને બરોબર પાછળ રાખીને રજપુતાણીની અસલ આદર્શ હોય તેવી સંયુક્તા ઉભી હતી. તેના સેંથામાંથી સાચા મોતીની લટ બને બાજુ લટકતી હતી.

તાજના જેવી જ નાજુક શરીરની, પણ તેજના ફુવારાથી નાહી રહી હોય એટલી જાજ્વલ્યમાન સુંદર અને પવિત્ર.

૧. નવલરામનો ઇંગ્લન્ડનો ઇતિહાસ.

ચિતારો કલ્પનામાં આ દૃશ્ય જોઇ રહ્યો હતો--પી રહ્યો હતે, તેટલામાં સિતારાએ તેના ખભા પર હાથ મૂક્યો. આંગળીઓ ફરતાં જેમ વાજીંત્ર બોલે, તેમ આ કોમલ સ્પર્શ થતાં વિધુશેખરનું હૃદય જાગી ઉઠ્યું. એની કલ્પના—પ્રેરણા વેરાઇ જવા લાગ્યાં.

હજી એ દૃશ્ય જોતો હોય તેમ તે બોલ્યો, ' કેમ સિતારા આજ તો કાંઇ મોડી ? " અપમાન થયું હોય તેમ કલ્પનાની સંયુક્તા દૂર ને દૂર જવા લાગી.

ચિતારાની પાસે આવીને સિતારા ધીમેથી બેઠી. પોતાની સોડમાંથી એક કાગળ કાઢ્યો.

" ઓ-ત-તારી ! તું વળી ચિત્ર કરતાં ક્યારની શીખી ! "

સિતારા પ્રેમથી તેની પાસે સરી. કોઇક ચાલ્યું ગયું હોય- જીવન જતું હોય—તેમ ચિતારો બેબાકળો બનીને તાજ તરફ જોઇ રહ્યો. સંયુક્તાની છબી ઝાંખી બનતી હતી. તેણે વેદનાથી છાતી પર હાથ નાંખ્યો,

"ઓ......રે ! ગઇ કે શું ? "

અત્યંત માયાથી સિતારાએ તેનો હાથ પોતાના હાથમાં લીધોઃ "વિધુ ! તને શું થય છે ! તું ધ્રુજે કાં ? અને........તું શું બોલ્યો ? કોણ ગઇ ?"

ચિતારાએ શૂન્ય આંખે તાજ તરફ જોયું.

એની કલ્પનાની મૂર્તિ--પૃથ્વીરાજની સંયુક્તા--ત્યાં હતી નહિ. તે પીગળી ગઇ હતી. કોણ જાણે ક્યાં ? અને ચિતારાને ખબર હતી કે આવી મૂર્તિઓ આવે છે, માત્ર ઘડીભર. જો તેનો સત્કાર ન થયો તો -તેઓ બસ જાય છે–જાય છે હમેશ માટે. આજ પણ મૂર્તિ ગઇ તે ગઇ ! પછી એ કોઇ દિવસ આવે નહિ. કલ્પનાની મૂર્તિ આવી માનભરી હોય છે.

વિધુશેખરે સિતારા તરફ જોયું. એક ઘડીભર એ ધ્રુજ્યો " અરેરે ! આણે મારી સંયુક્તા ખોવડાવી !' એ વેદનાથી એ વીંધાઇ ગયો. " મારી પ્રિયતમા કલાને રોકનાર આ કોણ !' એ પ્રશ્નથી એ વ્યાકુળ બની ગયો. ત્યાં સિતારાએ અત્યંત કોમળ સ્વરે ફરીથી કહ્યું: 'વિધુ ! તું ધ્રુજે કાં ? બોલ તો ખરો. મારા સમ છે,–તને શું થયું છે ?'

સિતારાએ એનું મન વાળવા એને તાજનું સૌંદર્ય ને આકાશી રંગો દેખાડ્યા. પણ ચિતારો તાજમાં શું જુએ ? તાજ જેના વડે શોભતો હતો તે સંયુક્તા ક્યાં ?

સિતારાએ ધીમેથી તેના હાથમાંથી ચિત્રનો કાગળ સેરવ્યો. તેણે તે લઇ લીધો. જાગ્યો હોય તેમ વિધુશેખર સિતારાનું ચિત્ર જોઇ રહ્યો.

'આ શું દોર્યું છે સિતારા !' વેદના દાબીને તે બોલ્યો.

'એ તો જલસુંદરી.'

ચિતારાએ તે દિવસે જલસુંદરી જોઇ હતી તે યાદ આવ્યું. જલસુંદરીની એની કલ્પના સિતારાના નામથી વેડફાઇ ગઇ હતી. આજનું સંયુક્તાવિધાન પણ સિતારાના આગમનથી પડી ભાંગ્યું હતું ! અરેરે ! કલ્પનાની મૂર્તિઓ ! તમારા મૃત્યુનો ઘા જીવન પર ગજબ અસર કરે છે, ને જીવન પછીના જીવનને પણ રંગે છે. ત્યારે તમેજ સાચી મૂર્તિઓ, ને સાચી મૂર્તિઓ એ કલ્પના એવો ક્રમનો નહિ હોય ના ?

'આ જલસુંદરી છે કાં ? જળતરંગો તો આબેહુબ છે. ને મૂર્તિ પણ...... રમ્ય છે. તેં આ ક્યાંથી ચીતરી સિતારા !'

'મેં—? હું પણ કાંઇક છું હોં ?'

'એમ કે ? લાગે છે સાચી, પણ આ મૂર્તિ કોણે ઘડી ?' એમાં અભ્યાસ છે ને કલ્પના નથી; તેં આ ચિત્ર વાંચ્યું છે ને જોયું નથી.

સિતારાએ હસતાં હસતાં જવાબ વાળ્યો; 'દાદાજી જે વર્ણન કરતા તે પરથી મેં એ ચિત્ર દોર્યું'.'

ચિતારાએ એ ચિત્ર સિતારાના હાથમાંથી ખેંચી લીધું ને તેમાં ઝપાટાબંધ થોડો ફેરફાર કરી નાંખી, પાછું સિતારાના હાથમાં મૂકી દીધું. ચિત્ર સજીવન થઇ ગયું.

સિતારાએ તેના તરફ જોયું ને વહાલથી કહ્યું; 'વિધુ ! એક ચિત્ર તું મારે માટે ન ઉઠાવે ?'

ચિતારાએ દયાભર્યા અવાજે કહ્યું, 'તારે માટે ? કોઇ માટે ઉઠાવી–કોઇ આપે તે કરૂં એ સ્વયંભૂ મૂર્તિ ન થાય, હું કોઇ માટે કાંઇ કરતો નથી.'

'પણ હું ક્યાં કોઇ છું ? તું મારે માટે તો કરીજ દે, તું એક જલસુંદરી કરી દે. ઘણા કહે છે કે દાદા જુએ છે એવી જલસુંદરી કોઇ ચીતરે ને દાદાજી જુએ તો દાદાજીની ઘેલછા જાય.'

વિધુશેખરે ઉદાસીથી કહ્યું, 'ઘેલછા રહે કે જાય. મારાથી એ ન બને. એવું હું કરી શકતો નથી.''

'ત્યારે વિધુ તું મનુષ્ય નથી. તને માણસ પર પ્યાર નથી. એ કલા ન હોય.'

વિધુશેખર ઉભો થયો; તેણે બે હાથે અદબવાળી : 'કોણ કહે છે કે હું માણસ નથી ? શું મારામાં પ્યાર નથી ?'

'ના પ્યાર હોય તે પીગળે, દયા હોય તે દ્રવે. મનુષ્ય હોય તેને લાગે.' અત્યંત દુઃખથી ચિતારો બોલ્યો. 'સિતારા ! હું માણસ છું હોં !'

સિતારાએ ગર્વથી કહ્યું, 'માણસ હોય તો જલસુંદરી કરી દે. એક ઘેલાનું એમાં કલ્યાણ છે.'

'અરેરે ! કોણ સમજે 'કે હું કલ્પનાનો–પ્રેરણાનો–પેલી કલાનો

દાસ છું. મિત્ર નથી, સેવક છું. સ્વામી નથી. જેટલી અને જેવી જ્યોતિ જાગે એવી જ મૂર્તિ હું ઘડું !'

'અભિમાન!' સિતારા બોલી 'આ તાજના કારીગરને કાંઇ ન જડયું અને તને......'

"બસ, બસ. બસ—" વિધુશેખર વચ્ચે બોલી ઉઠયો, 'જા હું એ ચિત્ર કરીશ. જીવન......

"એક ચિત્રમાં જીવન અને એક ચિત્રમાં મૃત્યુ- આમ તમને જીવનમુત્યુની વાતો કરવાની ટેવ પડે છે કે શું?"

વિધુશેખર માત્ર ફિક્કુ હસ્યો. તે દિવસે સિતારા કાંઇ બોલી નહિ ને ચાલી ગઇ.

કલાનાં અનેક સ્વરૂપો છે; અનેક રીતે એ રૂપે મળે છેઃ પરંતુ કલા સાંગોપાંગ વરે છે માત્ર આ જીવન અભ્યાસીને; એના ખરેખરા ભક્તને. બીજા બધાને તો એ જરા જરા મીઠું હસાવી, ફોસલાવી, પટાવી રવાના કરી દે છે.

ચિતારો તે દિવસે લથડતે પગે ઘેર ગયો. જાણે જીવન હરાઇ ગયું હોય તેવો એ નાસીપાસ હતો. પણ હજી એને આશા હતી. આજે એણે કલ્પનાની મૂર્તિ ખોઇ હતી. બીજે દિવસે એ આવીને સરી ગઇ. ત્રીજે દિવસે આવું આવું થઇને ચાલી ગઇ. ચોથે દિવસે એ આવી જ નહિ. પાંચમે દિવસે એ હાથ તાળી દઇ નાસી ગઇ. છઠ્ઠે દિવસે તેણે એને ખુબ આશા આપી પણ પોતે તો સંતાતી જ ફરી. આમ એક બે અઠવાડીયાં વીતી ગયાંઃ એ કલ્પના ફરી ન જ આવી.

અને જેવી એની અંદરની દુનિયા હતી તેવી જ બહારની હતી. સિતારા એને મળતી અને ન મળતી. એ ચિત્રની રાહ જોતી હતી. ચિતારાની વેદના એ સમજતી. પણ માત્ર જલસુંદરી મળી જાય તો પછી 'પોતાના' ચિતારા ને એ કાંઇનું કાંઇ કરવાની હતી.

ખરેખર, છ માસ ચાલ્યા ગયા ! આજે રાત્રિ સુંદર બનીને તાજને આંગણે બેદરકારપણે પડી હતી. ચંદ્રનાં શીતલ કિરણો જમનાના જળમાં સંતાકુકડીની રમત માંડી બેઠા હતાં. કુદરતમાં અનુપમ રૂપ ભર્યું હતું.

વિધુશેખરે છેવટે પેલું જલસુંદરીનું ચિત્ર પુરૂં તો કર્યા જેવું કર્યું હતું. તેને સંતોષ ન થયો, પણ તેણે એને પુરૂં માન્યું હતું, ને હમણાં તે દિવસની સંયુક્તા તે ઘડી રહ્યો હતો ! અરેરે ! પણ એ સ્ત્રી જબરી ચાલાક હતી. એક અંગ પકડે ત્યાં બીજે અદ્રશ્ય થઇ જતી. ચિતારો એને પકડી ન શકયો. આજે આવી રૂપાળી રાત્રિએ છેક નિરાશ હતો ! માનસિક અકથ્ય સંવેદન ઉત્પન્ન કરવામાં ઇશ્વરનો શો સંકેત હશે ? આજે તો તે છેકજ લોથ થઇ ગયો હતો. પેલા ચિત્રની નાયિકા આવી તો નહિ જ, પણ મોં ચઢાવીને જાણે બોલી હોય એવું તેને લાગ્યું, ‘ચિતારા ! તું ચિતારોજ નથી. ચિતારાને વળી બીજો ઇશ્ક શો ? બીજી માશુક શી ? તારા માટે જ તેં મને બોલાવી હોત તો હું આવત. પણ યાદ છે ના ? તેં મને છોડી પેલી સિતારાને બોલાવી. મારે કલાને કોઇ શોકય હોય ?—’ અને સંયુકતા સરી ગઇ !

પણ છેક મોડી રાત્રિ સુધી એનું વિધાન કરવામાં આકાશ પાતાળ એક કર્યાં. પરંતુ ‘ન માગે દોડતી આવે, એવી કલાદેવી આવી જ નહિ. તે શૂન્ય જેવો ઘેલા જેવો થઇ ગયો. એણે પોતાના ચિત્રપટ પર એક નજર ફેરવી. ત્યાં શું હતું ? માત્ર ડાઘા ! તે નિરાશ બનીને જમનાના કિનારા પર જ ચાલ્યો ગયો. આવી રીતે છેક નિરાશ થઇને એ ખુબ વાર બેઠો. એટલામાં, કોઇ દિવસ બંસી ન બજાવવાની પ્રતિજ્ઞા લેનાર પેલા વૃદ્ધ પુરૂષે—સિતારાના દાદાએ—બંસી બજાવવાની શરૂ કરી. જ્યારે મન તદ્દન શૂન્ય હોય છે ત્યારે જે એકાદ સ્વર તે સાંભળે છે, એનાથી એ એકદમ આકર્ષાય છે. અને આજે તો વર્ષોથી બંધનમાં રહેનાર સ્વરને

પેલા વૃદ્ધ માણસે છોડી મૂક્યો હતો. રાત્રિ રૂપાળી હતી. સ્વર અખંડ બુલંદ હતો અને બજાવનારો કારીગર હતો. અખંડ રસની એક ધાર ચાલે તેમ જમનાના આ કાંઠાથી પેલા કાંઠા સુધી સ્વરોની ધારા ચાલી રહી હતી. પવન પાણી ને તેજ: જમીન આકાશ ને પડછાયા: બધામાં સ્વર સોંસરવો વહી રહ્યો હતો. જલ થંભે, ચંદ્ર થોભે, સૃષ્ટિ ઘડીભ અટકે એવી આ પળ હતી. એવા સ્વર ને એવો બજાવનાર હતો !

અને જેમ કોઇ દોર ખેંચે તેમ તે ઉપડયો.

× × ×

કોઇ અદૃશ્ય વેદનાથી નાસતો હોય તેમ તે ઉપડયો. સામે કાંઠે કેવી સુંદર બંસી વાગે છે ! બસ તે આગળ વધ્યો. હજી વધ્યો. વધતો જ ગયો. ખેંચાતો ગયો. જમનાનાં પાણીને તેનો પગ અડયો ત્યારે તે હસ્યો; ફિક્કું, શૂન્ય, ગાંડા જેવું અટ્ટહાસ્ય !

એ હાસ્યના પડઘાથી પોતે જાગ્યો. પણ બંસીનું આકર્ષણ અનિવાર્ય હતું. એના મગજમાં બધે શૂન્યતા હતી. એના હાસ્યના પડછંદથી કોઇ એના તરફ દોડી આવ્યું. એ સિતારા હતી. ચિત્રકાર જ્યારે નિરાશ થઇ જમનાના કાંઠા તરફ ચાલ્યો ગયો હતો, ત્યારે એની મઢુલીમાં બે જણાં ચુપચુપ બેઠાં હતાં: સિતારા અને તેનો દાદો. વિધુશેખરનું અધુરૂં ચિત્ર, રૂદનની યાદ હોય તેવું પડયું હતું. તેનું પુરૂં ચિત્ર 'જલસુંદરી' પણ એક તરફ પડયું હતું. સિતારાના દાદાએ ત્યાં જોયું. પોતાની માન્યતાને આજ જબરો ટેકો મળ્યો હોય તેમ તે ઉછળ્યો ! 'બસ, એજ આ જલસુંદરી ! પેલા જુવાને કરી ના ? મેં તે દિવસે એને પૂછ્યું ત્યારે એણે ઇનકાર કર્યો પણ આજે એ પકડાયો ! એજ જલસુંદરી !' એટલું બોલી તે નાઠો. એને ખાતરી થઇ ગઇ કે પોતે જુએ છે તે સત્ય જ છે. એની ઘેલછા તો ઉલટી વધી, કારણ કે આજે એની માન્યતાને આ ચિત્રથી ટેકો મળ્યો હતો. પણ સાથે સાથે તેણે જુગજુગનો વિજોગ

છુટયો હોય તેમ બંસી—એક વાર ફરીથી–બજાવવી શરૂ કરી દીધી ! તે બંસી બજાવતો હતો ને ચિત્રકાર તેના તરફ–હજી આગળને આગળ વધતો હતો.

સિતારા દોડતી આવી. તેણે અત્યંત કોમળતાથી તેનો હાથ ઝાલ્યો. ' વિધુ ! વિધુ ! તું આમ કયાં જાય છે ? હવે તો પાણી ઉંડાં છે ! '

તે હસ્યો, અરેરે કેટલું ભયંકર હાસ્ય !

એક ઘડીમાં નિશ્ચય કરીને સિતારાએ તેને પાછો ખેંચ્યો, પણ વ્યર્થ. એ આગળ વધતો જ ગયો !

બીજી ક્ષણે તે વિજળીના જેવી ઝડપથી બહાર નીકળી.

' દાદા ! દાદા ! બંસી બંધ કરો ! ' તેણે બુમો પાડી.

જવાબમાં બંસીનો સ્વર મોહકને મોહક થતો ગયો.

× × × ×

તરત જ તે પાણીમાં પડી. એના જીવનમાં પથરાએલું તાજનું સૌન્દર્ય ઝળકયું. મુમતાજ–શાહજહાંના અમર પ્યારની ભાવના તાજના પથ્થરમાં કોતરાઇ છે તે યાદ આવ્યું. તે એકદમ ઉઠી, ને ચિતારાના હાથને પકડી લીધો. તે તાજની કન્યા હતી ને તેણે તાજના ચિતારાને પકડયો.

મૃત્યુનો સમય સુંદર હોય ને સ્થળ પવિત્ર હોય તો ઘણી વખત મરણ પામવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા સાવ સ્વાભાવિક છે. ચિત્રકાર પાણીમાં વધતો ગયો. છાતી સુધી પાણી આવ્યાં; ' વહાલા કયાં જવું છે ? ' સીતારા બોલી.

" બસ આ ઉભી એને પકડવા ! "

" કોણ છે ? વિધુ ! કોણ છે એ ? "

" સંયુક્તા ! કલ્પનાની રાણી–"

" પેલા ચિત્રની–તે દિવસની રાણી ! " સિતારાના મનમાં તે દિવસ વેગથી પસાર થઇ ગયો.

એના ખભા પર માથું રાખી સિતારા રડી, "તું પાછો ફર વહાલા ! તું પાછો ફર. તારી તે દિવસની કલ્પનાની રાણી અખંડિત મળશે."

× × × ×

પણ ચંદ્ર વધારે સુંદર બન્યો હતોઃ સમય પણ રાત્રિના થંડા ભારથી વધારે ઉજ્વલ લાગતો હતો. અને પેલી બંસી વધારે ને વધારે મોહક થતી જતી હતી. સિતારા વિધુશેખરને વળગી પડી. પગલાં આગળ ભરાતાં ગયાં. એક......બે......ત્રણ...

અને અચાનક પેલી બંસી બંધ પડી.

બંધ કરી નહિ. બંધ થઈ નહિ. બંધ પડી ગઇ...

રાત્રિ શાંત બનતી હતી; શાંત હતી તેવીજ બની રહી. અને જમનાના જળમાં ચંદ્રને તારા ડુબવા ને તરવા લાગ્યા.

જમનાનાં કાળાં ભમ્મર પાણી એમજ ચાલ્યાં જાય છે...હજી... અને હવે પછી....

# પૃથ્વી અને સ્વર્ગ

જ્યાં સતલજનાં ઉતાવળાં વેગભર્યાં પાણી હિમાલયની તળેટીનો ભાગ છોડીને પંજાબના મેદાનમાં પ્રવેશ કરે છે, ત્યાં ગગનચુંબી ડુંગરાઓની પરંપરા અને નાંખી નજર ન પહોંચે તેવાં લાંબાં લાંબાં મેદાનો એક બીજા સાથે હાથમાં હાથ મિલાવી આજે સેંકડો થયાં ગાઢી મૈત્રી સાધી રહ્યાં છે.

જ્યારે જગત બાલ્યાવસ્થામાં હતું ત્યારે એ મેદાનો પર નિર્ભય અને નિરંકુશ હરણાંઓ લીલોતરી ચરતાં ફર્યાં કરતાં; સોનેરી રૂપેરી વાદળીઓના પડછાયા નીચે ઋષિમુનિની ગાયો ત્યાં ચર્યા કરતી; તેના વાછરૂ રૂપાળી રૂપાળી નાની ડોકો આમથી તેમ ફેરવીને ચારે તરફ દોડયા કરતાં; સમિધ લઇને આવતાં ઋષિમુનિનાં સંતાનો જલધિજલના તરંગ જેવા મેઘને ડુંગરાઓ પર ઘુમતા જોઇ રહેતા: ચારે તરફ નવો પ્રાણ, અમૃતભર્યું જીવન ને સંતોષભરી જીંદગી ભરચક્ક છલકાતાં.

અકારણ ધમાલ ન હતી. જ્યાં આંખ બોલતી ને જીભ મુંગી રહેતી. ત્યાં વસ્તુ હતી, વસ્તુના ભાવો ન હતાઃ વ્યાપાર ન હતો, વ્યવહાર ન હતોઃ મંદિરો ન હતાં, કથા ન હતીઃ રાજ ન હતું, રાજા ન હતોઃ કાયદો ન હતો, યંત્ર ન હતાં: હતો માત્ર પ્રેમ. પ્રેમથી વસ્તુ મળતી ને અપાતી. ધર્મ ખુલ્લા મેદાનમાં ઇશ્વરની પૂજા કરતો. કથા માત્ર અંતરમાંજ ચાલતી. સૌ પોતે પોતાના રાજા હતા. નીતિ એ કાયદો હતો. સત્ય એ મર્યાદા હતી. સદ્‌ગુણને સૌ ધર્મ માનતા, શૌર્યને યંત્ર સમજતા. એવો એ અદ્‌ભુત પ્રદેશ પૃથ્વી ઉપર સ્વર્ગ જેવો પ્રકાશતો.

ઘનશ્યામ વાદળાંઓ હિમાલયને ઘેરીને ઉભાં હતાં. જ્યાં જુઓ ત્યાં અદ્‌ભુત રંગોની અદ્‌ભુત મીલાવટ જામી હતી.

એ વખતે સતલજ પાસેના એક સૌથી ઉંચા ડુંગરા ઉપર આરણ્યક અને સુકેશી બેઠાં હતાં.

બધાં મેદાનોમાં ઘાસ ઉપર ફુલની જાજમ પથરાઇ ગઇ હતી. ડુંગરાઓ ધોવાઇ ધોવાઇને પશ્ચાતાપ પછી બનેલા હૃદય જેવા નિર્મળ થયા હતા. ઝાડ ઉપર નીલો રંગ પથરાયો હતો. પક્ષીઓ દોડતાં હતાં, મેઘ ઉડતા હતા, કુદરત ખીલી હતી; અને પ્રેમના વિકાસની જે રૂતુ કહી છે તે એ રૂતુ હતી.

સુકેશીના શરીર ઉપર તેના છુટા વાળ ઉડી રહ્યા હતા. તેણે કમળપત્રથી શરીરનો નીચેનો ભાગ ઢાંકયો હતો ને ફુલની ચાદર માથા ઉપર ઓઢી હતી. તેના કાનમાં આરણ્યક ફૂલ પરોવી રહ્યો હતો.

અચાનક શરીરમાં જેમ વિજળીનો સંચાર થાય તેમ બંનેએ અદૃશ્ય રોમાંચ અનુભવ્યો.

પ્રેમની મુંગી ભાષા તેમની આંખોમાંથી બોલાતી હોય તેમ ઘડીભર બંને અનિમિષ નેને સામસામે જોઇ રહ્યાં.

આરણ્યક ફરી તેનું ઉત્તરીય ગોઠવવામાં ગુંથાયો. આ વખતે નીલા

દેહલતા, આરણ્યક અને સુમેરૂના દિલમાં ઉગતા નવરંગી આકાશ જેવા કોમળ ભાવો ઉત્પન્ન કરતી. સૌંદર્ય, પછી તે ગમે તેનું હોય,–મેઘાચ્છાદિત હિમાદ્રિનાં સોનેરી શીખરોનું કે પાનથી ઘેરાયેલ ચંપાના ફુલનું કે ગુલાબ કળી પર પડેલા મોતીના જેવા જલબિન્દુનું કે નવકુસુમ જેવી જુવાનીનું,—પણ સૌંદર્ય એ ભાવના છે, કલ્પના છે, વસ્તુ નથી માટે અસ્પર્શ્ય અને અત્યંત પવિત્ર છે; એવા એવા વિચારના પ્રવાહ નીચે સતલજના મેદાન પર આ ત્રણે જણાં ફર્યા કરતાં.

આસપાસ જે ગામડાંઓ વસ્યાં હતાં, ત્યાં બધે આવીજ વ્યવસ્થા હતી. જે કુટુંબમાં કમોદ વધારે પાકતી તે કુટુંબ, બીજા કુટુંબમાં જયાં જવ વધારે પાકતા ત્યાંથી કમોદના બદલામાં જવ લાવતું. પાણીના બદલામાં ગાયનું દૂધ મળી શકતું. નેદર્ભના બદલામાં નવનીત મળતું. જેને ઘેર માટી વધારે હોય ને બીજાને ઘેર માટીનું પાત્ર મૂકીને દૂધનું પાત્ર લઇ આવતું. છોકરાં રમતાં રમતાં જયાં થાકી જાય ત્યાંજ જમી લેતાં. જુવાનો જયાં ચાંદની ખીલી હોય ત્યાં બેસતા ને વાતો કરતા સુઇ રહેતા. ત્યાં આંસુ આનંદનાં પડતાં. નિત્ય ખીલેલાં ફુલ ઉપર ભમરાઓ ગુંજારવ કરતા. કોઇ ઘરને બારણું ન હતું; કોઇના ઘરને મર્યાદા ન હતી. નીતિની લીટી ઘરની ચારે તરફ બરફના જેવી પ્રકાશ્યા કરતી. આવી રીતે તે આખો પ્રદેશ સુખી અને શાંત હતો. હરીફાઇને કનિષ્ટ પ્રકારનું અનુકરણ માનવાની ત્યાં પ્રથા હતી. એ પ્રદેશમાં વિવાહને કોઇ જાણતું નહિ. પ્રેમને સૌ પીછાનતાં અને પ્રેમથી બંધાએલાં યુગલ મૃત્યુથી પણ છુટાં પડતાં નહિ. ત્યાં વિધવાવિવાહનો પ્રશ્ન કોઇ રાજસી પ્રકૃતિના માણસે હજી રજુ કર્યો ન હતો, કારણ કે ત્યાં કોઇ બાળવિધવા થતી નહિ અને મોટી વિધવાઓ બધી પવિત્ર રહેતી. ત્યાં કોઇ વિધુર ન હતો, કારણ કે પ્રેમનું બંધન પુરૂષસ્ત્રી સૌને માન્ય હતું. ત્યાં માણસને મારનાર ડોકટર ન હતા કારણ કે જીવનભર કુદરત હતી. ત્યાં ખોટી મોટાઇ, દંભભર્યો વિવેક કે

અકારણ ધમાલ ન હતી. જ્યાં આંખ બોલતી ને જીભ મુંગી રહેતી. ત્યાં વસ્તુ હતી, વસ્તુના ભાવો ન હતાઃ વ્યાપાર ન હતો, વ્યવહાર ન હતોઃ મંદિરો ન હતાં, કથા ન હતીઃ રાજ ન હતું, રાજા ન હતોઃ કાયદો ન હતો, યંત્ર ન હતાંઃ હતો માત્ર પ્રેમ. પ્રેમથી વસ્તુ મળતી ને અપાતી. ધર્મ ખુલ્લા મેદાનમાં ઇશ્વરની પૂજા કરતો. કથા માત્ર અંતરમાંજ ચાલતી. સૌ પોતે પોતાના રાજા હતા. નીતિ એ કાયદો હતો. સત્ય એ મર્યાદા હતી. સદ્‌ગુણને સૌ ધર્મ માનતા, શૌર્યને યંત્ર સમજતા. એવો એ અદ્‌ભુત પ્રદેશ પૃથ્વી ઉપર સ્વર્ગ જેવો પ્રકાશતો.

ઘનસ્યામ વાદળાંઓ હિમાલયને ઘેરીને ઉભાં હતાં. જ્યાં જુઓ ત્યાં અદ્‌ભુત રંગોની અદ્‌ભુત મીલાવટ જામી હતી.

એ વખતે સતલજ પાસેના એક સૌથી ઉંચા ડુંગરા ઉપર આરણ્યક અને સુકેશી બેઠાં હતાં.

બધાં મેદાનોમાં ઘાસ ઉપર ફુલની જાજમ પથરાઇ ગઇ હતી. ડુંગરાઓ ધોવાઇ ધોવાઇને પશ્ચાતાપ પછી બનેલા હૃદય જેવા નિર્મળ થયા હતા. ઝાડ ઉપર નીલો રંગ પથરાયો હતો. પક્ષીઓ દોડતાં હતાં, મેઘ ઉડતા હતા, કુદરત ખીલી હતી; અને પ્રેમના વિકાસની જે રૂતુ કહી છે તે એ રૂતુ હતી.

સુકેશીના શરીર ઉપર તેના છુટા વાળ ઉડી રહ્યા હતા. તેણે કમળપત્રથી શરીરનો નીચેનો ભાગ ઢાંકયો હતો ને ફુલની ચાદર માથા ઉપર ઓઢી હતી. તેના કાનમાં આરણ્યક ફૂલ પરોવી રહ્યો હતો.

અચાનક શરીરમાં જેમ વિજળીનો સંચાર થાય તેમ બંનેએ અદૃશ્ય રોમાંચ અનુભવ્યો.

પ્રેમની મુંગી ભાષા તેમની આંખોમાંથી બોલાતી હોય તેમ ઘડીભર બંને અનિમિષ નેને સામસામે જોઇ રહ્યાં.

આરણ્યક ફરી તેનું ઉત્તરીય ગોઠવવામાં ગુંથાયો. આ વખતે નીલા

મેઘ પૃથ્વીને ચુમતા હતા, શરીરો મેઘને સ્પર્શતાં હતાં, વેલીઓ વૃક્ષને વળગતી હતી અને વનના મોરલા પાસે ઢળકતી ઢેલો ફરતી હતી.

એટલામાં સુકેશીની દૃષ્ટિ આરણ્યકના હાથ પર પડી. આરણ્યકે પોતાની મુઠીમાં કાંઈક સાચવી રાખ્યું હતું. મંદહાસ્ય કરીને સુકેશીએ પોતાના કોમળ હાથથી આરણ્યકની મુઠી ઉઘાડી.

જેમ વાદળાંથી ઢંકાએલી ચંદ્રની કાન્તિ વાદળું દૂર થતાં શોભી રહે, તેમ મુઠી ખુલતાંજ ઇન્દ્રનીલમણિની હરીરાળી કાન્તિથી આસપાસની જમીન પ્રકાશી રહી.

"આ શું છે આરણ્યક?" બોલીને સુકેશીએ ઇન્દ્રનીલમણિ પોતાના હાથમાં લીધો.

"આ પત્થર મને શતદ્રુની ખીણમાંથી મળ્યો છે. નીલાકાશ જેવો એનો ઘેરો શ્યામ રંગ અત્યંત મોહક છે."

સુકેશી ઇન્દ્રનીલમણિ તરફ જોઈ રહી. મણિ વધારે ને વધારે સુંદર લાગતો હતો.

સ્ત્રીને સહજ પ્રેમભર્યા ઉમળકાથી તેણે મણિને પોતાની છાતી પર લગાવ્યો. શ્રીકંઠના લાંછન જેવો તે સુકેશીના સુંદર વક્ષસ્થળને શોભાવી રહ્યો.

આરણ્યક આ મોહક સૌંદર્ય જોઈ રહ્યો. પોતાની કમળપત્રથી ઢંકએલા છાતી પરથી હળવે રહીને સુકેશીએ ફૂલની ચાદર દૂર કરી. પ્રભાતમાં જેમ કમળસંપુટ અર્ધખીલ્યું અર્ધવણખીલ્યું શોભી રહે તેમ સુકેશીનું રસયૌવન શોભી રહ્યું. જેમ ભીના શ્વેત બરફના કટકામાં ઘનશ્યામ મેઘનો રંગ સોંસરવો નીકળીને હિમશકલ અવર્ણ્ય જાંબુડા રંગથી રંગી રહે તેમ એ રસ પ્રદેશને ઇન્દ્ર ઇન્દ્રનીલમણિએ રંગી દીધો.

કિંચિત હાસ્ય કરીને સુકેશી આરણ્યક તરફ ફરીને બોલી, "આરણ્યક, આ મણિ તો મને શોભે એવો છે."

આરણ્યકે અત્યંત પ્રેમથી એ મણિને સુકેશીની ફુલની ચાદરમાં છુપાવી દીધો.

" એ મણિ તારોજ છે સુકેશી."

એ વખતે નીલા મેદાન ઉપર થઇને સુમેરૂ ડુંગર ઉપર ચઢતો હતો. તે ચઢતાં ચઢતાં થભી ગયો. સુકેશીના જમણા હાથને ખેંચીને આરણ્યક તેનાં સ્નેહથી નીચે નમતાં નેણ ચુમી રહ્યો હતો.

સુમેરૂ આ જોઇને થંભી ગયો.

તે વખત એ મેદાન પર પહેલ વહેલી ઇર્ષ્યા ઉદ્ભવી.

પાસેનો એક ડુંગર મોટા અવાજ સાથે નીચે સરી પડ્યો!

તેના અવાજથી વન ધ્રુજ્યાં, પક્ષીઓ નાઠાં, પશુઓ છેડયાં અને પર્વતો એ પડઘા આપ્યા. એ અવાજથી સુકેશી અને આરણ્યક જાગી ઉઠ્યાં, અને તેમની નજરે ડુંગર પરથી પડતો મોટો પત્થર અને ડુંગર પર ધીમે ધીમે ચઢતો સુમેરૂ બંને દેખાયાં.

સુમેરૂને ત્યારથી ઇર્ષ્યા થઇ છે. તેણે ઘણી ઘણી ખાણો ખુંદી બીજા અનેક લાલ પીળા ચમકતા પથ્થર ભેગા કર્યા છે. પોતાની ગાયોની ડોકે તેણે રૂપાળા પથ્થરોની માળા લટકાવી છે. પણ તેમાં ક્યાંય પેલો ઇન્દ્રનીલ મણિ પત્થર નથી.

એક દિવસ ગુરૂ શતપર્ણની પાસે જઇને સુમેરૂએ કહ્યું કે મારે હવે અરણ્યવાસ કરવો છે.

અત્યંત મધુર અવાજથી ગુરૂ બોલ્યા, 'કેમ બેટા ! તને શાથી એકાંતવાસ પ્રીય બન્યો છે ?' સુમેરૂએ કચવાતાં ઉત્તર આપ્યો, ' સુંદર પ્રભાત જેવી સુકેશી આરણ્યક સાથે ફરે છે. '

ગુરૂએ કિંચિત હસીને ઉત્તર આપ્યો, ' જે પ્રદેશમાં મનુષ્યો પ્રેમની ઇર્ષ્યા કરે છે, યોગ્ય યુગલને ઇર્ષ્યાથી જુએ છે, ત્યાં નર્કની ગંધ પેદા થાય છે. ત્યાં યૌવનના રસને બદલે વિકાર પ્રગટે છે; ત્યાં પવિત્ર પ્રેમની

સૃષ્ટિને બદલે વિલાસની બદબો છુટે છે. હે પુત્ર ! તું પણ તારી કોઈ યોગ્ય સહધર્મચારિણી શોધીને સુખી થા.'

'ગુરૂદેવ ! હું સુકેશીનેજ મેળવીશ. આરણ્યકે તેને એક ઇન્દ્રનીલમણિ આપ્યો છે, હું તેને દસ આપીશ.'

ગુરુદેવ નિશ્વાસ નાખીને બોલ્યા, 'ત્યારે આ પ્રદેશની સ્વર્ગીય અવસ્થા હવે ભુંસાઇ જશે.'

વૈરના પડઘા જેવું નિષ્ઠુર હસીને સુમેરૂ ચાલ્યો ગયો અને એકલો જૂદો વાસ કરીને રહ્યો.

સુમેરૂના એકાંતવાસ પાસે પણ અનેક સ્ત્રીઓ રંગીન પથ્થર લેવા જાય છે. કમળપત્ર જેવા કિંચિત લાલ પથ્થર, વિષ્ણુના ઉત્તરીય જેવા મીઠા પીળા રંગ પથ્થર, અને ઘેરા ગંભીર જળ જેવા નીલા પથ્થર સુમેરૂ પાસેથી જ મળે છે. તેના બદલામાં ગાયો, જવ, કમોદ, નવનીત, અને દુધ તેને ત્યાં ચાલ્યાં આવે છે. ત્યાંથી સુંદરીઓ હવે કમળપત્રના દાંડાથી કાન પુરવાને બદલે લાલ પથ્થર લટકાવવાનો શોખ ધરાવે છે. સૌ એ શોખ પુરવા પરાધીન બન્યાં છે. સુમેરૂએ ત્યાં નવો કાયદો ચલાવ્યો અને જાણે અજાણ્યે સૌ તેની સત્તા તળે આવ્યાં. આજ દિવસ સુધી સૌ સૌની જરૂરીયાત પ્રમાણે વસ્તુઓ આપલે કરતા. દરેક વસ્તુ સરખી કિમ્મતની હતી, અને બધી સરખી ઉપયોગી હતી. પણ સુમેરૂએ પથ્થરના રંગ અને સૌંદર્ય પરથી દરેક પથ્થરની જૂદી જૂદી કિંમત આંકી. સુમેરૂ પાસે ઘણી વસ્તુઓ આવી પડી. ને જેમને જરૂર હતી તેઓ વસ્તુ વિના રખડવા લાગ્યાં.

એક વખત એક જુવાન માણસ સુમેરૂ પાસે આવ્યો. તેણે સુમેરૂને જવ આપ્યા અને નવનીત માંગ્યું. સુમેરૂએ જવાબ આપ્યો કે હું જવ ને બદલે નવનીત નહિ આપું. મારે એમાંથી એકકેની જરૂર નથી. પેલા જુવાને કહ્યું કે ત્યારે મારે જરૂર છે આપવું જોઇએ.

"પણ એતો મારું છે તે કેમ અપાય ?" સુમેરૂ આ શબ્દ બોલ્યો ત્યારે સુસવાટ કરતો પવન દેવદારનાં વન સોંસરવો નીકળી ગયો.

આ પ્રદેશમાં આ શબ્દ અને આ વિચાર નવો હતો.

" ત્યારે એ ચીજનો ઉપયોગ શો ?" પેલા જુવાને પૂછ્યું.

ખડખડ હસી સુમેરૂએ જવાબ આપ્યો " સત્તા મેળવવી તે "

ફરી વન ગુંજ્યાં. આ નવા વિચાર પૃથ્વીને અપવિત્ર કરતા હતા.

" સત્તા એટલે શું ?' ભોળા જુવાને પ્રશ્ન કર્યો. તે વખતે બીજી દિશામાંથી અનેક સ્ત્રીઓ અને પુરૂષો સુમેરૂના એકાંત વાસ તરફ આવતાં દેખાયાં. કેટલાંક ગાયો લઇને, કોઇ જવ લઇને, કોઇ કમળ અને કંદ લઇને, અને ઘણાં તો નવનીત, દુધ અને માટી લઇને આવતાં દેખાયાં. સુમેરૂ તેમના તરફ જોઇ રહ્યો. અને પછી પેલા ભોળા જુવાન તરફ ફરીને ગર્વથી બોલ્યો: ' જો આનું નામ સત્તા, કેટલાં માણસો આ તરફ આવે છે ?'

આખું ટોળું સુમેરૂ તરફ દોડી આવ્યું. કેટલાંક બુમ પાડતાં હતાં કે અમને લાલ પથ્થર આપો. કેટલાંકે આસ્માની પથ્થર પર નજર ઠેરવી હતી. કોઇકને પીળા પથ્થરનો મોહ હતો. સત્તાધીશની ઢબથી સુમેરૂએ બધાંને કહ્યું:

" સૌ શાંત રહો !'

ટોળામાં એકદમ શાંતિ ફેલાઇ ગઇ.

સુમેરૂએ કેટલાક ધોળા અને પીળા કટકા કાઢયા. સૂર્યનાં કિરણ નીચે તેઓ પ્રકાશવા લાગ્યા.

" એ શું છે ? એ શું છે ? અમને એવા કટકા આપો."

આખા ટોળામાંથી સૌ બોલવા લાગ્યા. એક કટકાને ઉપાડી સુમેર બોલ્યો: " આનું નામ સુવર્ણ અને આ ધોળો કટકો તે રજત."

" અમને સુવર્ણ આપો."

(26)

" અમને રજત આપો. "

" અમને બંને આપો. "

" શાંતિ રાખો ! " ફરી સુમેરૂ બોલ્યો અને આખું ટોળું શાંત થઇ ગયું.

" સુવર્ણ કોને કોને જોઇએ છે ? "

" મને " અને " અમને " ના અવાજથી વાતાવરણ ભરાઇ ગયું. સુમેરૂ સંતોષથી હસવા લાગ્યો. "ત્યારે જુઓ આ પાત્ર; આવાં સો પાત્ર જવથી ભરી આપશે તેને આટલું સુવર્ણ મળશે !" સુમેરૂએ એક માટીનું પાત્ર લઇને ક્રિયા બતાવી.

સૌ બાધામંડળ માફક ઉભાં રહ્યાં. અને પછી જેની પાસે દુધ હતું તેણે દુધ આગળ ધર્યું: " પણ આ દુધ છે તેનું ? "

સુમેરૂએ માટીના નવા પાત્રથી દુધ ભરવા માંડયું. રજત અને સુવર્ણના કટકા સૌ લેવા લાગ્યા; અંદર અંદર જોવા લાગ્યા; અરસપરસ દેખાડવા લાગ્યા.

છેટેથી આરણ્યક અને સુકેશી આવતાં હતાં. આખા ટોળામાં સુમેરૂ સ્વામી જેવો શોભી રહ્યો હતો તે પેલા ભોળા જુવાન તરફ ફર્યો:

" જુવાન માણસ તારે મારા દાસ થવું છે ? "

" દાસ શું ? "

" સત્તા એટલે શું એ તે જોયું ? "

" હા. "

" ત્યારે દાસ એટલે શું તે હવે જો; આ બધું એક તરફ મૂક; ત્યાં પથ્થર બધા સરખા ગોઠવ, પણે કમળ પત્રો ગોઠવી દે. પેલી જગાએ દર્ભાસન નાંખી દે. "

ભોળો જુવાન તે પ્રમાણે કરવા ગયો.

સુમેરૂ ટોળા તરફ ફર્યો' ' તમને યાદ રહી જાય માટે બોલો:

"સો પાત્ર જવના બરાબર ત્રણ સુવર્ણના કટકા.' આખુ ટોળું એક સાદે બોલી ઉઠ્યું: 'સો પાત્ર જવના બરાબર ત્રણ સુવર્ણના કટકા!'

"દોઢસો ઘડા દુધના બરાબર દસ રજતના કટકા." અને એવા ઘોંઘાટથી હિમાલયનાં વન ગાજવા લાગ્યાં.

"પાંચસો ગાયનો એક ઇન્દ્રનીલમણિ' એના પડઘાથી પણ પહાડ છવાયા.

"દસ ઇન્દ્રનીલમણિની એક સ્ત્રી!" એ વખતે સુકેશી આરણ્યક ત્યાંથી પસાર થતાં જરા થોભ્યાં. ટોળાએ સુમેરૂને પ્રત્યુત્તર વાળ્યો 'દશ ઇન્દ્રનીલમણિની એક સ્ત્રી."

અત્યંત ખિન્ન હૃદયથી એ યુગલ ત્યાંથી ચાલ્યું ગયું.

સુમેરૂને આખી રાત્રિ નિદ્રા આવી નહિ. તેની પાસે અખુટ સમૃદ્ધિ હતી. એક દાસ પણ હતો. અને બીજા અનેક થવાની તૈયારીમાં હતા; છતાં તે આજ સુખે સુતો નહિ નીલોત્પલ જેવાં સુકેશીનાં નયન તેને વારંવાર યાદ આવતાં હતાં.

તે પોતાના અતિ મુલ્યવાન પથરાઓ લઇને સવારે આરણ્યકને ત્યાં ગયો. પ્રભાતનો સૂર્ય કમળપત્ર પર પડેલાં જળબિંદુનો સોનાનો મુગટ રચી રહ્યો હતો, ખુલતાં ગુલગુલાબી રંગનાં કમળો જરાક પોપચાં ઉઘાડીને પ્રભાતને નીરખતાં હતાં. ને સુકેશી ત્યાં જળપાત્ર લઇને ઉભી હતી. છેટેનાં મેદાનમાં સારસ ફરતાં હતાં.

પોતાના મહામુલ્યવાન પથરાઓ સુમેરૂએ સુકેશીને ચરણે ધર્યા. સરોવરથી પાણી ભરીને પાછી ફરતી સુકેશી ઘડીભર ત્યાં થંભી. વન એને જોવા થંભ્યાં હતાં, અને સુમેરૂ અત્યંત તૃષ્ણાથી એને નિહાળી રહ્યો હતો.

" સુંદરી ' તે બોલ્યો. તેના શબ્દમાં વિહ્વલતા હતી અને નસેનસમાં ઘેન હતું.

' સુંદરી ! હું તારી પાછળ આવ્યો છું. ઇન્દ્રનીલમણિ કરતાં પણ વધારે મુલ્યવાન અસંખ્ય પથરાઓ હું તારે માટે લાવ્યો છું. હું તને એમનો હાર કરી આપીશ. "

" સુમેરૂ !" સુકેશીએ જવાબ વાળ્યો, " પ્રેમને તેં કદી જોયો છે ?"

અવાક્ બનીને તે ઉભો રહ્યો. સુકેશીના પ્રલય જેવા હોઠપર સ્મિત ફરક્યું. તેણે ફરી પૂછ્યું " પ્રેમને તેં જોયો છે ? "

" ના. "

" ત્યારે જો આનું નામ પ્રેમ; જેને તું સંખ્યાથી કે માપથી માપી શકે નહિ, સત્તા અને વૈભવથી ખરીદી શકે નહિ. જે અપ્રમેય છે ને અજેય છે. "

પોતે પેલા ભોળા માણસને સમજાવ્યું કે જો આનું નામ સત્તા, એનો જ પ્રતિધ્વનિ સંભળાતો હોય તેમ સુમેરૂના કાનમાં શબ્દો ગુંજી રહ્યા.

" જો આનું નામ પ્રેમ. "

" અને જો એ ક્યાંથી જન્મે છે તે." સુકેશીએ સામેના દૃશ્ય તરફ આંગળી કરી. સુમેરૂ તે તરફ જોઇ રહ્યો.

ખીલતા કમળના રંગથી પાણી છવાયું હતું; મેદાનોમાં મયૂરની કળા હતી; સારસબેલડી ધીમી હલકતી ચાલે ફરી રહી હતી; વૃક્ષો, પશુઓ ને વેલીઓ બધાંના ઉપર સૌમ્ય તેજ ફેલાઇ રહ્યું હતું.

" જો આ પ્રેમની સૃષ્ટિ ! " એટલું બોલતી સુકેશી ચાલી ગઇ.

સંધ્યાના સૂર્યે રંગો પૂર્યા હતા. આરણ્યક ને સુકેશી નીલાં હરીયાળાં મેદાનો વટાવી દૂર દૂરના ડુંગરાઓ પર નજર નાંખી ચાલ્યાં જતાં હતાં. તેમનું આ ગામમાંથી છેલ્લું પ્રયાણ હતું. સુમેરૂએ સુકેશીની આશા છોડી હતી. પણ વિષય જાય અને વિષયનો રસ રહી જાય તેમ તેની તૃષ્ણા ગઇ હતી ને તૃષ્ણાના કાંટા રહ્યા હતા. સુકેશી ને આરણ્યકને જતાં જોઇને તેમની પાસે આવ્યો.

" તમે કયાં જાઓ છો ? " તેણે પૂછ્યું.

જ્યાં પ્રેમની સૃષ્ટિ છે ત્યાં. જો પેલાં દૂર દૂર સોનેરી રસે રંગેલાં હિમાદ્રિના શિખરોની પેલી મેર. "

" અને અહિં—"

"અને અહિં શું ! અહિં હવે પૃથ્વી રસ નહિ મૂકે, મનુષ્યો નિર્ભય નહિ રહે, કુદરત કળા નહિ ખીલવે."

ધ્રુજતાં ધ્રુજતાં સુમેરૂએ પૂછ્યું: ' એમ કેમ ? '

" જ્યાં કામ મપાય ત્યાંથી કળા જાય, વસ્તુ મપાય ત્યાંથી વૈભવ જાય, મનુષ્ય મપાય ત્યાંથી સ્વર્ગ જાય. તેં પૈસા ઉત્પન્ન કર્યા, હવે મનુષ્યોમાંથી પ્રેમ જશે. સાચા પ્રેમને મનુષ્યો ખરીદીની વસ્તુ માનશે. હવે આ જમીનમાં એવું વાતાવરણ આવશે કે મનુષ્યો પ્રેમને નહિ પણ વૈભવને, વિલાસને, વગને, મોટાઇને, સામાજીક મહત્તાને પ્રધાન-પદ આપશે. હવે કોઇ પ્રેમ ખાતર નહિ પરણે. આ જમીનમાંથી પ્રેમની રૂતુ જશે. અષાઢી મેઘ પ્રેમ નહિ પ્રગટાવે; વિરહ અને વિરહનાં આંસુ નહિ, હોય; સાચું શૌર્ય નહિ હોય; કામિની અને પિયુ નહિ હોય, રૂતુ નહિ હોય રૂતુનો રસ નહિ હોય; ઉત્સવ, ઉલ્લાસ, શંગાર, તેજ કાંઇ નહિ હોય. જીવન નિરસ બનશે; કામના રસને બદલે યંત્રની નિયમિતતા હશે; ઉદારતા બેવકુફાઇ મનાશે; આતિથ્ય ગાંડપણ ગણાશે; પ્રેમ સગવડતા લેખાશે;

પ્રજા બોજો મનાશે; શૃંગાર વિલાસ મનાશે; છાની વિકારવૃત્તિ ચતુરાઈમાં ખપશે. અને પ્રેમની સૃષ્ટિ પરજ જગતનું પુનર્વિધાન છે એમ છેકથી રૂપાંતર કરવાને બદલે માણસો ચારે તરફ થીંગડાં મારવાનું શરૂ કરશે."

સુમેરૂને ચક્કર આવવા માંડયાં.

" આ કયારે બનશે ? ત્યારે મનુષ્યો કેવાં હશે ? "

"ઓ સુમેરૂ ! તેં જે શરૂ કર્યું છે એ હવે અન્યાજ કરશે. જયારે આ સ્થિતિ પકવ થશે ત્યારે એ મનુષ્યો સર્પ જેવાં હશે. બોલ્યા વિના બીજાને હણશે અને હણ્યા વિના શાંતિ નહિ પામે."

સોનેરી રંગથી ઢંકાતાં હિમાદ્રિનાં અનેક શિખરો પર ગુલાબી રંગની કલગી ફુટતી હતી. આરણ્યક અને સુકેશી તે તરફ, દૂર–દૂર–દૂર ચાલ્યાં ગયાં. આછા અંધકારનો પછેડો પૃથ્વીને વીંટાવા લાગ્યો. સુમેરૂ ધબ દઈને નીચે બેસી ગયો. તેણે પોતાનું મોં બે હાથથી છુપાવી દીધું.

" ઓ મહાન પિતા ! " તેનાથી છેવટે આર્ત સ્વરે બોલાઈ જવાયું, " સ્વર્ગ જેવી આ પૃથ્વી આટલી બધી જડ બની જશે, અને તે માત્ર મારા દોષથી ? તો હવે આ નવા વિચારો શી રીતે નાશ પામે ?–"

અને ચારે તરફનાં અંધારાં બોલતાં હોય તેમ લાગ્યું:

" ફેલાએલા ખોટા વિચારોના ડાઘ પૃથ્વી પરથી નાબુદ કરવા માટે સ્વાર્પણનાં ઉનાં ઉનાં લોહીનું ખમીર જોઈશે. "

પ્રજા બોજો મનાશે; શૃંગાર વિલાસ મનાશે; છાની વિકારવૃત્તિ ચતુરાઈમાં ખપશે. અને પ્રેમની સૃષ્ટિ પરજ જગતનું પુનર્વિધાન છે એમ છેકથી રૂપાંતર કરવાને બદલે માણસો ચારે તરફ થીંગડાં મારવાનું શરૂ કરશે."

સુમેરૂને ચક્કર આવવા માંડયાં.

"આ કયારે બનશે? ત્યારે મનુષ્યો કેવાં હશે?"

"ઓ સુમેરૂ! તેં જે શરૂ કર્યું છે એ હવે બન્યાજ કરશે. જ્યારે આ સ્થિતિ પકવ થશે ત્યારે એ મનુષ્યો સર્પ જેવાં હશે. બોલ્યા વિના બીજાને હણશે અને હણ્યા વિના શાંતિ નહિ પામે."

સોનેરી રંગથી ઢંકાતાં હિમાદ્રિનાં અનેક શિખરો પર ગુલાબી રંગની કલગી ફુટતી હતી. આરણ્યક અને સુકેશી તે તરફ, દૂર–દૂર–દૂર ચાલ્યાં ગયાં. આછા અંધકારનો પછેડો પૃથ્વીને વીંટાવા લાગ્યો. સુમેરૂ ધબ દઈને નીચે બેસી ગયો. તેણે પોતાનું મોં બે હાથથી છુપાવી દીધું.

"ઓ મહાન પિતા!" તેનાથી છેવટે આર્ત સ્વરે બોલાઈ જવાયું, "સ્વર્ગ જેવી આ પૃથ્વી આટલી બધી જડ બની જશે, અને તે માત્ર મારા દોષથી? તો હવે આ નવા વિચારો શી રીતે નાશ પામે?–"

અને ચારે તરફનાં અંધારાં બોલતાં હોય તેમ લાગ્યું:

"ફેલાએલા ખોટા વિચારોના ડાઘ પૃથ્વી પરથી નાબુદ કરવા માટે સ્વાર્પણનાં ઉનાં ઉનાં લોહીનું ખમીર જોઈશે."

# મુકુન્દરાય

રૂસેયા ગામમાં સવારના નવ દસ વાગે પાદરે વડલા હેઠ ગામનાં ઢોર ભેગાં થયેલાં છે. વડનો છાંયો ફરે અને તડકો પડે તેથી તપીને કોઇ ઢોર માંડ માંડ ઊઠી પાછું છાંયે જાય તે સિવાય ઢોર પણ નિસ્તબ્ધ થઈ ગોવાળની રાહ જોતાં બેઠાં છે. નજીક તળાવની પાળ ઉપર એક નાની પણ સુંદર પુરાતન દેરી છે. આ દેરી, ત્યાંથી જડેલા પ્રાચીન વલભીના શિલાલેખથી અત્યારે તો ઘણીજ પ્રસિદ્ધ થઇ ગઇ છે, પણ આપણી વાર્તાનો સમય તેના અગાઉ ત્રણ વરસ પહેલાં છે. તે વખતે તે દેરી પાસે ધર્માદાની જાર વેરેલી પડી હતી. એ જાર ચણીને ધરાઇને કેટલાય પોપટ દેરી ઉપર અત્યારે મોટાં માથાં હલાવતા હલાવતા જાણે કોઇ કારભારાં ડોળતા હોય તેમ વાતો કરતા હતા તે સમયે એક ઠાકરડો બેઠેલાં ઢોરમાંથી વાંકોચૂંકો રસ્તો કરતો ધીમે ધીમે ગામમાં ગયો. ભરવાડોની ઝોકો વટાવી તે ચૌટામાં ગયો. ચૌટામાં પેસતાં જ તેણે

લખવાનાં તે. અસહકારની અસર એમની વાર્તાઓમાં ઠેર ઠેર તરવરે છે સમાજના પ્રશ્નો હોય કે દેશભાવના હોય, એ દરેક અપ્રાસાંગિક હોય છતાંય વાર્તામાં એ ધુમ્રાડી દે છે. પરંતુ એમની નવલિકામાં વિચારની અપૂર્વતા છે અને નવીજ રીતે એને લખે છે માટે એનું આકર્ષણ.

એમની નવલિકાઓએ કલાસ્વરૂપ ને ગંભીરસ્વરૂપ પકડયું હોય તો 'પ્રસ્થાન' માંથી. 'સુકુન્દરાય' (શ્રાવણ. ૧૯૮૨) એમનો સરસ નમુનો છે. એ પાત્ર નવલિકા છે ને સાથે સાથે કૉલેજીયનનું જીવન એનાં સગાં સાથે કેવા સંઘર્ષણમાં આવે છે ને કરૂણ પરિણામ નીવડે છે તેનો એ ઉત્તમ નમુનો છે. એક દિવસમાં ને તે માત્ર છ કે આઠ કલાકમાં વાર્તા પુરી થાય છે. નવલિકાનું ખરૂં તત્વ આ વાર્તામાં પુરેપુરૂં સધાયું છે. Naturalism ની અસર આ વાર્તામાં સ્પષ્ટ છે. 'પહેલું ઇનામ' માં એમણે વાર્તાનું નવું અંગ ખીલવવા પ્રયાસ કર્યો છે. આપણે ત્યાં ભેદ-વાર્તા સમૂળગી પણ નથી. આ વાર્તાથી એ દિશામાં ઠીક આરંભ થાય છે. પરંતુ આડકથાઓ ને અન્ય ટીકાઓ કરી લેવાની લેખકને સાધારણ ટેવ છે જેથી સીધી-વાત ચાલી જતી નથી.

વાર્તામાં તાદ્દશતા લાવવાનો લેખક પ્રયાસ કરે છે તેનું પણ આ પરિણામ ગણી શકાય. વસ્તુને પરિચિત બનાવવા માટે ઘરગતુ વિષયોને પણ એમની વાર્તામાં સ્થાન મળે છે, અને તે વિષયો બહુજ ઝીણવટથી અને જાણે ખાસ અનુભવ ઉપરથી લખાતા હોય એમ લાગે છે. Romantic વાર્તાઓ લખનારા આવી ઝીણી, હમેશની અને દરેકના અનુભવની વસ્તુઓ પર ધ્યાન આપતા નથી.

પાત્રવિકાસ અને સ્વભાવવર્ણન 'નવો જન્મ'માં કૌશલ્યથી આલેખાયલાં છે: અને ઝમકુ કાકીમાં થતાં પરિવર્તનો લેખકે તાદ્દશતાનો ઉપયોગ કરી આપણને આપ્યાં છે[1]

૧. 'દ્વિરેફની વાતો' એ નામે પોતાની વાતોનો સંગ્રહ રા. રામનારાયણે એપ્રિલ ૧૯૨૮ માં પ્રસિદ્ધ કર્યો છે: એમાં 'સુકુન્દરાય' છે.

પણ કર્યો. તે મોટી ઉંમરે પરણ્યા હતા એટલે તેમની પત્ની નાની ઉમરની હતી પણ તેનું કુટુંબ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. હરકોઇને રસોઇ ઘણી સારી અને ત્વરાથી કરતાં આવડતી. તેના જેવી, પાતળી મોટી ફૂલેલી અને બરાબર ચોડવેલી રોટલી કોઇક જ કરી શકતું અને પૂરણપોળી તો સ્ત્રીઓ તેની પાસે શીખવા આવતી. તેના જેવી ઝીણી વાટ કોઇ ન કરી શકતું અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નવ વરસની ગંગાને અને છ વરસના મુકુન્દને મૂકી હરકોર ગુજરી ગઇ. રઘનાથને સારા સારા ઘેરથી કહેણ આવ્યાં પણ મોટી ઉંમરે ફરી પરણવાની તેણે ના પાડી અને છોકરાંને ઉછેરીને મોટાં કરવા ઉપર જ જીવન ગાળવા માંડ્યું. છોકરાં નાનાં હોવાથી અને સગાં દૂરનાં હોવાથી તેમને બહારગામ જવાનું છોડી દેવું પડ્યું. છતાં કરકસરથી અને અંગમહેનતથી તે સારી રીતે રહી શકતા અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા ચૌદમે વરસે વિધવા થઇ એ એમના જીવન ઉપર બીજો વધારે કારી ઘા પડ્યો. પશ્ચિમવયમાં આ ઘા ઠેઠ સુધી રૂઝાઇ ન શક્યો. ગંગામાં માતાની આવડત, સુઘડતા અને પિતાનું સંસ્કારીપણું, ચીટપણું ઉતર્યાં હતાં; તેણેજ નાના ભાઇને ઉછેરવાનો અને ઘરનો બીજો બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમલ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહિ. તેની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવાં કાર્યોનો ઉત્સાહ મંદ થયો અને દહાડે દિવસે તે ઓછા-બોલો થતો ગયો. ભગ્નહૃદયમાંથી જાણે તેનું જીવન વેગથી સરવા માંડ્યું—માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેની જૂની ઇચ્છામાં નિ:શબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેની પ્રતિષ્ઠા એજ રહી હતી. ઉલટું દુ:ખમાં રાખેલી ધીરજથી તેના તરફ પૂજ્યભાવ થયો હતો.

"ના, ભાઇને લાડુ પસંદ નથી. તેના કરતાં તો શીરો તેને ભાવે છે એમ એક દિવસ કહેતા હતા. અને સાથે ભજિયાં પણ કરીશું. તમે ભજિયાં માટે જે મળે તે લઇ આવો. ઘી પણ જોઇશે. શીરા માટે બદામ તો છે."

રઘનાથ ઘીનું વાસણ લઇ એમ ને એમ ગામમાં ગયા. બીજી બાજુ ગંગાએ તૂવરની દાળનું પાણી કાઢી નાંખી તેની લચકો દાળ કરી અને દહીં સરસ હતું તે ભાગીને કઢી કરવા માંડી. થોડીવારે રઘનાથ તપેલીમાં તાજું, લીલી ઝાંશવાળું ઘી અને બીજા હાથમાં કોળું લઇને આવ્યા અને કહ્યું: "બીજું તો કાંઇ ન મળ્યું."

"કાંઇ ફિકર નહિ. તમે એનાં પાતળાં પતીકાં કરો. એ તો કોળાનાં પણ સરસ ભજિયાં થશે." ગંગા ઉઠી અને ભજિયાં માટે ચણાની દાળ દળવા બેઠી. ડોસા અતિ ચીવટથી ભજિયાં માટે પાતળાં પતીકાં કરવા બેઠા. એમ આ થોડી મીનીટ પર ચિંતાજન્ય શાન્તિમાં ડુબેલું ઘર ઘડીમાં હર્ષજન્ય વ્યવસાયમાં પડી ગયું.

રઘનાથ ભટ ગામના પ્રતિષ્ઠિત અને નાતજાતમાં સારી આબરૂવાળા ઊંચા કુટુંબના બ્રાહ્મણ હતા. નાની વયમાં માબાપ ગુજરી ગયા હતાં પણ તેણે પોતાનાજ સાહસથી પહેલાં જામનગર અને પછી કાશી જઇ અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃત સારૂં જાણતા. જ્યોતિષ, કાવ્ય, ભાગવત કર્મકાણ્ડ વગેરે ભણેલા હતા. તેનો કંઠ ઘણો મધુર હતો અને જ્યારે ભાગવતની કથા કરતાં કૃષ્ણ યમુનામાં પડતાં યશોદાએ કરેલા વિલાપનું વર્ણન કરતા કે ગોપિકાગીત ગાતા ત્યારે અભણ માણસ પણ આંસુ પાડતાં. પોતાની પ્રતિષ્ઠાથીજ જ્ઞાતિજનોના દ્વેષ છતાં તે સારે ઘેર પરણ્યા અને તેમનાં જૂનાં ઘરાકો અને ગિરાસ તેના કંકાસિયા કાકા પાસેથી એની મેળે પાછાં આવ્યાં. વખત જતાં તેમણે ગિરાસમાં કંઇક વધારો

પણ કર્યો. તે મોટી ઉંમરે પરણ્યા હતા એટલે તેમની પત્ની નાની ઉમરની હતી પણ તેનું કુટુંબ ગામમાં અને નાતમાં સુખીમાં સુખી ગણાતું. હરકોઇને રસોઇ ઘણી સારી અને ત્વરાથી કરતાં આવડતી. તેના જેવી, પાતળી મોટી ફૂલેલી અને બરાબર ચોડવેલી રોટલી કોઇક જ કરી શકતું અને પૂરણપોળી તો સ્ત્રીઓ તેની પાસે શીખવા આવતી. તેના જેવી ઝીણી વાટ કોઇ ન કરી શકતું અને એક જાડી વાટ કરતાં બે પાતળી વાટનો પ્રકાશ વધારે પડે છે એ તેની પોતાની શોધ હતી. પણ આ સુખ ઝાઝા દિવસ ટક્યું નહિ. નવ વરસની ગંગાને અને છ વરસના મુકુન્દને મૂકી હરકોર ગુજરી ગઇ. રઘનાથને સારા સારા ઘેરથી કહેણ આવ્યાં પણ મોટી ઉંમરે ફરી પરણવાની તેણે ના પાડી અને છોકરાંને ઉછેરીને મોટાં કરવા ઉપર જ જીવન ગાળવા માંડ્યું. છોકરાં નાનાં હોવાથી અને સગાં દ્વેષીલાં હોવાથી તેમને બહારગામ જવાનું છોડી દેવું પડ્યું. છતાં કરકસરથી અને અંગમહેનતથી તે સારી રીતે રહી શકતા અને પાંચ પૈસા બચાવી પણ શકતા. ગંગા ચૌદમે વરસે વિધવા થઇ એ એમના જીવન ઉપર બીજો વધારે કારી ઘા પડ્યો. પશ્ચિમવયમાં આ ઘા છેક સુધી રૂઝાઇ ન શક્યો. ગંગામાં માતાની આવડત, સુઘડતા અને પિતાનું સંસ્કારીપણું, ધીટપણું ઉતર્યાં હતાં; તેણેજ નાના ભાઇને ઉછેરવાનો અને ઘરનો બીજો બધો ભાર ઉઠાવી લીધો. રઘનાથની સેવા તે માતા જેવા કોમલ સ્નેહથી કરતી પણ રઘનાથમાં જૂનો ઉલ્લાસ કદી ફરી આવ્યો નહિ. તેની બુદ્ધિની સૂક્ષ્મતા એની એ રહી, પણ નવાં કાર્યોનો ઉત્સાહ મંદ થયો અને દહાડે દિવસે તે ઓછા-ઓછો થતો ગયો. ભગ્નહૃદયમાંથી જાણે તેનું જીવન વેગથી સરવા માંડ્યું—માત્ર પુત્રને પ્રતિષ્ઠિત જોવાની તેની જૂની ઇચ્છામાં નિઃશબ્દ નિષ્ક્રિય તીવ્રતા આવી. આવી સ્થિતિમાં પણ ગામમાં તેની પ્રતિષ્ઠા એજ રહી હતી. ઉલટું દુઃખમાં રાખેલી ધીરજથી તેના તરફ પૂજ્યભાવ થયો હતો.

મુકુન્દમાં માબાપની સર્વ શક્તિ ઉતરી આવી હતી ખરી પણ તેના પિતાના ઔદાસીન્યને લીધે તે કેળવાઇ નહોતી. નાનપણથી જ તેને સ્વતંત્રતાથી કામ કરવાની ટેવ પડી હતી અને એ ટેવ, અંગ્રેજી શિક્ષણ લેવા તે બહારગામ ગયો ત્યારથી વધવા માંડી. મેટ્રીક થયા પછી તે કૉલેજમાં ગયો હતો. અત્યારે તે બી. એસ. સી. ના પહેલા વર્ષમાં હતો અને ઉનાળાની રજા પડેલી હોવાથી ઘેર આવતો હતો.

કૉલેજના અભ્યાસના આ વર્ષમાં વિદ્યાર્થીનું ચારિત્ર્ય અને ભાવી કારકીર્દી કંઇક ચોક્કસ સ્વરૂપ પકડે છે. અને કૉલેજના સ્વાતંત્ર્યના વાતાવરણને લીધે અને પરીક્ષાની ચિંતા ન હોવાથી આ વરસમાં વિદ્યાર્થીમાં માનસિક અને શારીરિક ઉલ્લાસ પણ ઠીક હોય છે. આપણા મુકુન્દરાયમાં પણ આ વરસ ઠીક ઉલ્લાસ આવ્યો હતો. તે ટેનિસ સારૂં રમી શકતો, ટેનિસની છેલ્લી રમતમાંજ માત્ર તે હાર્યો હતો પણ તેની રમવાની છટા ઘણી જ વખણાઇ હતી. તેની છટાથી જ અને સામાન્ય રીતભાતથી સ્ત્રી–વિદ્યાર્થીઓનો તે ખાસ માનીતો થયો હતો. સ્ત્રી–વિદ્યાર્થીઓ ટેનિસમાં તેને ભાગીદાર તરીકે માગતી. અને હમણાં તો ટેનિસ કરતાં પણ સ્ત્રીઓ તરફની રીતભાતથી સર્વ પુરુષ–વિદ્યાર્થીઓ પણ તેને ઘણું માન આપતા. કૉલેજમાં મિસ ગુપ્તા કરીને એક બહુ જ જાજરમાન વિદ્યાર્થિની હતી. પુરુષો તરફ કંઇક તિરસ્કારની નજરથી તે જોતી. ડિબેટિંગ સોસાઇટીમાં તે પુરુષોને હસી કાઢતી. પણ ઘણી વાર સ્ત્રીઓનો આવો તિરસ્કાર પુરૂષને વધારે આકર્ષવા માટે જ હોય છે. મિસ ગુપ્તાને પણ તેમ થયું. અનેક પૈસાદારો અને ફેશનેબલ યુવાન તેની સેવા કરવા તલસતા. ટેનિસમાં, સામા પક્ષના પુરુષો તરફથી બહુ જ સહેલાં પોઇન્ટસ તેને મળતાં અને તેના વળતા ફટકા નહિ લઇ શકવામાં પુરુષો પોતાને ધન્ય માનતા. પણ તેમાં અનન્ય સેવાનો લાભ તો મુકુન્દને મળ્યો. એકવાર મુકુન્દે તેના પક્ષકાર થઇ તેને ત્રણ સેટોમાં લાગ

સગટ છત અપાવી, ત્યારથી તેમની મૈત્રી વધી. પછી લેબોરેટરીમાં પણ બન્ને અનાયાસે ઘણીવાર એક જ ટેબલ પર ભેગાં થઇ જતાં. એકવાર મુકુન્દના ટેબલ પર મિસ ગુપ્તા જઇ ચઢયાં. મુકુન્દે ટેસ્ટ–ટયુબમાં એક સુંદર વાદળી રંગનું ડિપોઝિટ બનાવ્યું હતું તે બતાવી કહ્યું: " મિસ ગુપ્તા, શું તમને આ રંગ સુંદર નથી લાગતો ? " મિસ ગુપ્તાએ હા પાડી. મુકુન્દે વાત લંબાવી: " સાયન્સને લોકો જડ માને છે પણ કોણ કહેશે આમાં સૌંદર્ય નથી ? " મિસ ગુપ્તાએ ફરી હા પાડી. મુકુન્દ આગળ વધ્યો: " તમને નથી લાગતું આ રંગની સાડી હોય તો શોભે ? " મિસ ગુપ્તાએ કહ્યું: " હા એ રંગની સાડી હોય છે પણ ખરી. " મુકુન્દે જરા વધારે બહાદુર થઇ કહ્યું: " હોવી જ જોઇએ. હિંદુસ્તાન તો રંગોનો દેશ છે. આપણે રંગોના પ્રયોગો કરવા જોઇએ. આ રંગને આપણે સરખાવી જોઇએ તો કેવું ? " મિસ ગુપ્તાને આમાં ઘણો રસ પડયો બીજે દિવસે મિસ ગુપ્તા એવી જ સાડી પહેરીને આવી અને મુકુન્દને એ રંગનું સોલ્યુશન બનાવવા કહ્યું. મુકુન્દે કહ્યું: " તમે પોતે જ બનાવો. હું બધી સામગ્રી કરી આપું. " મુકુન્દે તેમ કર્યું. બધી ક્રિયા કર્યા પછી એક હાથમાં ટેસ્ટ–ટયુબ અને બીજા હાથમાં શીશી લઇ મિસ ગુપ્તા છેવટનું દ્રવ્ય રેડતી હતી, અંદર ધીમે ધીમે રંગ થતો જતો હતો તે જોતી હતી, અને તે જ વખતે તેના માથામાં ખોસેલી પિન નીકળી ગઇ, અને છેડો સરવા લાગ્યો. અરધું જાણતાં અરધું અજાણતાં તેનાથી મુકુન્દનું નામ દેવાઇ ગયું અને મુકુન્દે ' કંઇ નહિ ' કહી તેનો છેડો બહુ જ વિવેક અને મર્યાદાના દેખાવથી ખભા પર સરખો કરી આપ્યો. બસ. ત્યારથી મુકુન્દજ આખી કૉલેજમાં ધન્યતમ યુવાન ગણાવા લાગ્યો.

મુકુન્દની પ્રતિષ્ઠા હવે વધવા માંડી. બધા વિદ્યાર્થીઓ તેને માન આપવા લાગ્યા. નોકરો પણ તેને સલામ ભરવા લાગ્યા, અને તેનો હુકમ

ઉઠાવવા લાગ્યા. તેનો ટેસ્ટ વખણાવા લાગ્યો. તેની મૈત્રી કરવી એ ફૅશન થઇ. તેને ઘણા પૈસાદાર મિત્રો થયા. તેમને તે કેટલીક ઉત્તમ ચીજોના ઉપયોગ શીખવતો, ટાઇના પ્રકારો શીખવતો, રૅકેટ સંબંધી અને ફટકા મારવા સંબંધી સલાહ આપતો, છેલ્લામાં છેલ્લી ઢબ સંબંધી અભિપ્રાય આપતો. આ બધા પ્રસંગોથી તે પોતે ન ખરીદી શકે એવી ઘણી ચીજો તેને વગર પૈસે મળતી. મિત્રો આગળ તે ગરીબ દેખાવું પસંદ કરતો નહિ: પૈસાદાર દેખાવાની કળા પોતાને સિદ્ધ છે એમ તે માનતો. તેની પાસે પૈસા ઓછા હતા પણ તે પાકીટ ઊંચી જાતનું વાપરતો. તે બનાતના ઉચા જોડા લઇ શકાતો નહિ પણ બ્લૅન્કો લગાડી તેને બરાબર સફેદ અને ડાઘા વગરના રાખી શકતો. પાટલુન નેકટાઇ પહેરવાનો રિવાજ તેણે હજી દાખલ કર્યો નહોતો પણ ઝીણાં ફરફરતાં ધોતિયાં તે સુંદર રીતે પહેરતો. આ બધાનું પરિણામ એ થતું કે જો કે તેના બહારના દેખાવના પ્રમાણમાં તે બહુ કરકસરથી રહેતો પણ પોતાની સ્થિતિથી ઘણું વધારે ખરચ કરતો અને બાપ પાસેથી ચોપડીઓ મગાવવાના ખોટા બહાનાથી તેને ઘણી વાર પૈસા મગાવવા પડતા.

તેની છેવટની ફતેહોથી અંજાઇ પાસેના કેટલાક પૈસાદાર મિત્રો તેને ત્યાં આ વખતે વેકેશન ગાળવા આવતા હતા.

ગંગા અને રઘનાથ, ભાઇ માટેની ધામધૂમમાં પડ્યાં હતાં એટલામાં બાપના તીવ્ર કાને બહાર એકાનો અવાજ સાંભળ્યો. તે સાંભળીને તે ખડકી તરફ ધીમે ઉઠીને જાય છે એટલામાં એકામાંથી એકદમ ઉતરી 'કમ ઑન, કમ ઑન' કરતો મુકુન્દરાય ખડકીમાં આવ્યો. તેની પાછળ બે જણા ખાખી ખમીસ, ખાખી નેકટાઇ અને ધોતિયાં પહેરેલા, એક હાથમાં બિસ્ત્રો અને બીજા હાથમાં ટેનિસનું પ્રેસમાં દબાવેલું અને ખાખી રબરની ખોળવાળું રૅકેટ લઇને ખડકીમાં પેસતા હતા. રઘનાથે "ભાઇ

આવ્યો " કહ્યું પણ મુકુન્દરાયનો મિત્રો તરફનો વિવેક હજી પૂરો થયો નહોતો એટલે તેણે કાંઇ જવાબ ન દીધો. અંદર આવી, મુકુન્દરાય, ઘંટીના અવાજથી, જાણે પોતે દોરી રાખેલું કોઇ સુંદર ચિત્ર કોઇએ ભૂંસી નાંખ્યું હોય તેમ, ચીઢાઇને બોલ્યો: " આ અત્યારે ઘંટી કોણ ચલાવે છે ?" ગંગાએ, જરા લોટવાળા હાથ ખંખેરતાં હસને મોઢે બહાર આવી કહ્યું: " ભાઇ તમારે માટે ભજિયાંનો લોટ જરા દળતી હતી. મોઢું કેમ સુકાઇ ગયું છે ?" મુકુન્દે એ જ અવાજમાં કહ્યું: "પણ હજી તમે રસોઇ નથી કરી ? મેં તાર કર્યો હતો ને ! કેટલું બધું થયું ? અલ્યા એકાવાળા ટ્રંકો અંદર લાવ. આવોને મિસ્ટર પંડિત, મિસ્ટર ચોકશી. " બન્ને મહેમાનો, ઘંટીના અવાજથી મુકુન્દરાયને જે આઘાત લાગેલો હતો તેના સાક્ષી થઇ તેની સ્થિતિ વધારે કફોડી ન કરવા, ખડકી બહાર સામાન લેવા પાછા ગયા હતા, તે અંદર આવી ઊભા રહ્યા. મુકુન્દરાયની પૂર્વની મુંઝવણ હજી બંધ પડી નહોતી અને તેથી અંદર બોલાવેલા મિત્રોને શું કહેવું તે તેને તરત સુઝયું નહિ. ખુરશી ટેબલ હોય તો મિત્રોને અંગ્રેજીમાં કહી શકાય કે ' કૃપા કરી તમારી બેઠક અહિં લ્યો ' પણ આ તો ઓટલો, તેના પર ચઢવાનાં પગથિયાં, તેમાં મિત્રોને શું કહેવું ? આ ગામની અને ઘરોની રચના તેને બહુ જ અર્થ વિનાની લાગી. તેના પિતા તેના આગલા પ્રશ્નોનો જવાબ ગળી જઇ, તેની વિહ્વલતા કંઇક સમજી, બોલ્યો: " આવોને ભાઇ, અહિં બેસવું હોય તો અહિં બેસો, ખાટલા ઉપર. નહિ તો ખડકી ઉપરની મેડીએ તમારો ઉતારો રાખ્યો છે ત્યાં સામાન મૂકાવો. "

મુકુન્દને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવા અને મિત્રો માટેની ચીવટ બતાવવા હજી જરા વધારે પ્રશ્નો કરવાની જરૂર લાગી. " ઉપર સાફ કરાવ્યું છે ?" ડોસાએ અતિ ભાવપૂર્વક કહ્યું: " રજાઓ પડી ત્યારથી બેન એ મેડી હમેશાં સાફ કરે છે. " આ ઉત્તર પણ તેને રૂચ્યો નહિ.

(27)

એકાવાળાને બિસ્ત્રા અને ટ્રંકો ઉપર મૂકવાનું કહી તેણે ફરી પૂછ્યું: "પણ ત્યારે હજી સુધી રસોઇ કેમ તૈયાર થઇ નથી ? મેં એટલા માટે તો તાર કર્યો હતો."

"પણ ભાઇ, તાર તો હજી હમણાં આવ્યો, અને ગામમાં વંચાવ-વાનું પણ દુઃખ."

રેલ્વેનો તાર, મૂકનાર મુસાફર પહેલાં જવલ્લે જ પહોંચે છે એ હકીકત સર્વ જાણે છે. પણ માણસ કોણ જાણે શાથી એમ માને છે કે મનના વેગથી હકીકતને ઉડાડી મૂકી શકાય છે. પણ હકીકત હમેશાં અર્થહીન હોય છે અને તેને નહિ સ્વીકારનારનાં કાર્યોને અર્થહીન કરે છે.

મુકુન્દે ઘણા જ વેગથી કહ્યું: "અરે, તાર તે કેમ મોડો આવે ? મેં ઠેઠ ઝાંખરિયા જંકશનથી કર્યો હતો ને ?"

ગંગાએ ભાઇની નિર્બળતાનો લાભ લીધા વિના જરા હસીને કહ્યું "ભાઇ, એ તો અમને શી ખબર પડે ? પણ જે તે તમારે જમવાનું મોડું નહિ થાય. ચહા બા પીશો, નહાશો, ત્યાં રસોઇ તૈયાર હશે."

ગંગાના હાસ્યથી મુકુન્દના મનનું હાસ્યદ્વાર ખુલ્યું. જાણે વસ્તુસ્થિતિ માટે માફી માગતો હોય તેમ પોતાના મિત્રો તરફ વળીને તેણે હસીને કહ્યું: "આ તો ગમડું છે. તાર કરીએ તોપણ આ સ્થિતિ !" મિત્રોએ 'કાંઇ નહિ' કહી પોતાની ઉદારતા બતાવી. એટલામાં એકાવાળાએ ટ્રંકો અને બિસ્ત્રા મેડી ઉપર ચઢાવી દીધા હતા એટલે "ચાલો ત્યારે ઉપર જઇએ" કહી તે મિત્રોને લઇ મેડી તરફ ચાલ્યો. ત્યાં એકાવાળાએ ભાડું માગ્યું. મુકુન્દે ખિસ્સામાંથી પાકીટ કાઢયું, તેની ચાંપો ચપ ચપ ઉઘાડી, અને અંદર એક રૂપિયો કાઢી એકાવાળા તરફ જાણે રૂપિયામાં

શું છે એવા અભિનયથી ફેંક્યો. એકાવાળો રૂપિયો લઇ ચાલવા જતો હતો ત્યાં રઘનાથ ભટે કહ્યું: "કેમ ભાઇ, આટલું બધું ઠરાવ્યું હતું ? એકા તો આઠ દસ આનામાં આવે છે."

મુકુન્દે બેદરકારીથી જવાબ આપ્યો: "અમે તો કોઇ દિવસ ભાડું ઠરાવતાજ નથી. એટલી રકમમાં પાછું શું માગવું ? એની પાસે છૂટા પૈસા પણ નહિ હોય. કેમ અલ્યા છૂટા પૈસા છે ?"

પેલો તો ના જ પાડે ના !

મુકુન્દે વાત બંધ કરાવવાને માટે મોઢાનો ફેરફાર કર્યો પણ તેના પિતા એ સમજી શકયા નહિ. તેમણે કહ્યું: "એટલા પૈસા તો ઘરમાંથી પણ નીકળશે. નહિ તો બજારમાંથી પણ મળશે."

મુકુન્દે આખરે છેવટના ફેંસલાના અવાજથી કહ્યું: "કાંઇ નહિ, બીચારો ગરીબ છે." એકાવાળો આ રઘનાથ ભટના દીકરાને સલામ ભરી ચાલતો થયો. પણ પોતાના ઘરની સ્થિતિ આમ ચાર છ આના પાછા લેવા જેવી છે એ બાબત અટલી બધી ખુલ્લી રીતે ચોળાઇ તેથી મુકુન્દને માઠું ઘણું લાગ્યું. પ્રયત્નથી હસતું મોં રાખી તે ઉપર ગયો. સમાન સાથે નિરર્થક હાસ્ય અને અસમાન તરફ નિરર્થક તોછડાઇ એ આધુનિકતાનાં લક્ષણો છે.

ઉપર જઇ થોડી વાતચીત કરી પછી ચહા પીધી. ચહા પીધા પછી જ સવારનાં શારીરિક નિત્યકર્મો કરવાનો આ મિત્રોનો રિવાજ હતો અને આવી ટેવો પોતાની વૈયક્તિક વિશિષ્ટતા તરીકે તેઓ જાળવી રાખતા હતા અને વધારતા જતા હતા. ધીમે ધીમે ચહા પી, સીગારેટ પીતા પીતા,—મુકુન્દ કોઇ વાર બીજાની આપેલી સીગારેટ પીતો પણ આજે તેના પિતાના માનમાં તેણે લેવા ના પાડી–ત્રણે જણ બહાર ગયા.

ગંગાનું કહેવું અક્ષરશઃ ખરૂં પડયું. મુકુન્દ અને તેના મિત્રો આવીને નાહી રહ્યા ત્યારે જમવાનું તૈયાર થઇ ગયું હતું. વૃદ્ધ રઘનાથ, જુવાનો સંકોચ ન પામે માટે, પોને પાછળથી જમવાની ઇચ્છા બતાવી રહેલી અધુરી માળા પૂરી કરવા બેઠા. ગંગાએ પાટલા અને લોટા ભરીને તૈયાર મૂકયા હતા ત્યાં ત્રણેય કૉલેજિયનો બેઠા. મુકુન્દે કહ્યું; " ગંગા, લે પીરસ.'

ગંગા શીરો પુરી અને દાળ પીરસેલી થાળીઓ બહાર લાવી એ જોઇને જ મુકુન્દનો પિત્તો ગયો. તે બોલી ઉઠયો : " શીરો કેમ કર્યો છે ? "

ગંગાએ ધીરજથી જવાબ આપ્યોઃ " ભાઇ, બીજું કરવાનો વખત જ નહોતો. " મુકુન્દે જ એક વાર કહેલું કે શીરો તેને બહુ ભાવે છે, પણ ગંગા કુદરતી રીતે જ કળી ગઇ કે એ જવાબથી ભાઇની સ્થિતિ ખરાબ થશે, એટલે તે ગમ ખાઇ ગઇ. પણ મુકુન્દ એમ શાંત થાય તેમ નહોતો. " એનો એ જવાબ ન આપ. પૂરણપોળી કરવી હતી. "

" ભાઇ, દાળમાં હવેજ નાંખી દીધો હતો. ફરી દાળ મૂકું તો ઘણી વાર થઇ જાય. "

" અને શાક તો બિલકુલ કર્યું જ નથી ? "

" બીજું કાંઇ મળતું નહોતું. પણ ભજિયાં કર્યાં છે. "

ઉપરી અમલદાર તાબેદારનો ખુલાસો સ્વીકારતો હોય એવે અવાજે મુકુન્દે કહ્યું: "ઠીક ત્યારે શેનાં કર્યાં છે ?"

" કોળાનાં. "

મુકુન્દને આ અસહ્ય લાગ્યું. તેણે ચાખવા જેટલી રાહ જોઇ હોત તો તેને અને તેના મહેમાન મિત્રોને સમજાત કે શહેરનાં ભજિયાંથી આ કોઇ રીતે ઉતરે તેવાં નહોતાં. પણ તેને તો કોળાનું નામ જ ખરાબ લાગ્યું. તેનાથી મોટા અવાજે બોલી જવાયું: "કોળાનાં તે કાંઇ ભજિયાં કહેવાય !"

ગંગાને ઘણું ઓછું આવ્યું. તેણે કાંઇ જવાબ ન આપ્યો. મુકુન્દને પણ પોતાની પ્રતિષ્ઠા માટે એ જ જોઇતું હતું. બેનના સામું પણ મુકુન્દે જોયું નહિ. તેણે થોડી વાર રોષભર્યે મોંએ ખાધા કર્યું અને પછી મિત્રો સાથે શહેરના સીનેમા, પાર્ટીઓ વગેરેની વાતો કાઢી તેમનું મનરંજન કરવા માંડ્યું.

મુકુન્દરાયને અંગ્રેજી ભણેલા તરીકે સ્ત્રી માટે માન પણ ન હોય એ વાંચનાર કદાચ માનવા તૈયાર નહિ હોય.। પણ હું એમ કયાં કહું છું ? મેં તો પહેલેથી જ જણાવ્યું છે કે મુકુન્દરાયને સ્ત્રીઓ માટે માન હતું, સ્ત્રીઓ તરફ ઘણો સારો સારો આદરભાવ રાખવા માટે તેના મિત્રો તેના તરફ ઘણો સારો આદરભાવ રાખતા. પણ સ્ત્રીઓ એટલે કઇ સ્ત્રીઓ ? જેમનાં તરફ સ્ત્રીભાવ થઇ શકે તે સ્ત્રીઓ, અને સ્ત્રીનો એક અર્થ પત્ની પણ થાય છે: ઘણીવાર અનેક અર્થોમાંથી એક જ અર્થ હૃદય અને કાર્યમાં ઉતરવા પામે છે.

રઘનાથે આગળ ચલાવ્યું: "પછી જરા આ ભાઈઓને ગામ દેખાડજો. પેલી તળાવની પાળ ઉપરની દહેરી બતાવજો. તેમાં શિલાલેખ છે તે બતાવજો."

મુકુન્દને ગામડાની વાત જ કાપી નાંખવી હતી. તે કહે: "હવે એમાં તે શું જોવું છે?"

ડોસા ત્યાં પણ પાછા પડયા. તો પણ આગળ બોલ્યા: "તો પણ જરા નમતે પહોરે કસળચંદને ત્યાં જજો. તેઓ સંભારતા હતા તમને. અને કહેતા હતા કે આ વખતે તો ભાઈની પાસે ટપાલની અરજી જરૂર લખાવવી છે."

આ બધી ક્ષુલ્લક બાબતોથી વળી મુકુન્દને માઠું લાગ્યું. તેણે જવાબ આપ્યો: "તે અમે આમ કોલેજમાં ખૂબ કામ કરીને થાકીને આવ્યા હોઈએ ત્યાં વળી અરજી કયાં લખવા જઈએ!" અને આમ કહેતાં માથાની બાબરી આંખ પર સરી આવતી હતી તેને જગાએ પાછી ફેંકવા તેણે મોઢું ત્રાંસું ઉછાળ્યું. તેથી તેના મનના અને વાણીના ઉછાં-છળાપણાનો એ બરાબર ઉચિત અભિનય થઇ રહ્યો. તેના બાપે બોલવું બંધ કર્યું.

ત્રણેય જણા મેડીએ સુવા ગયા. મિ. પંડિત અને ચોકસી તો ઉંઘી ગયા પણ મુકુન્દને ઉંઘ ન આવી. તેનું ચિત્ત વિચારે ચઢયું.

'ડોસાએ મારી પ્રતિષ્ઠા ઉપર બધું પાણી ફેરવ્યું. હવે આ ચોકસી ને પંડિત એમ જ માનશે કે હું તો ગરીબ છું. કોલેજમાં બધેય કહી દેશે. મેં નિશાની કરી તોય એકાવાળાની વાત પડતી ન મૂકી! હું કોલેજમાં કેટલી કરકસર કરું છું તે એ સમજતા જ નથી મિ. દલાલ પચીસ રૂપીઆનું રેકેટ વાપરે છે અને હું આઠ જ રૂપિયાનું વાપરું છું.

તેથી જ હું તે દિવસે ટુર્નામેન્ટમાં હારી ગયો. છતાં સ્ટાઇલ તો મારી જ વખણાઇ હતી કલેક્ટરે અને તેની પત્નીએ મારૂં નામ પૂછ્યું હતું. હવે આમ ક્યાં સુધી સહન કરવું? ક્યાં સુધી માન રાખવું? હવે મારે એકવાર ડોસા સાથે ચોખવટ કરવીજ જોઇએ. માન રાખવું એ મનની નબળાઇ છે......'

મુકુન્દ, મિત્રો જાગે નહિ તેમ, બાપાને કહેવાનો નિશ્ચય કરી ઉઠ્યો. રઘનાથ પાસે ગયો. મુકુન્દની વર્તણુકથી તેમને માઠું લાગ્યું હતું અને 'રુચિ નથી' કહી તે જમ્યા પણ નહોતા. અત્યારે ઉદાસીન થઇને થાકીને જરા આડે પડખે થયા હતા. જરા સળવળાટ સાંભળતાં જ આંખ ઉઘાડી મુકુન્દને જોઇ તેઓ બેઠા થયા. મુકુન્દ પાસે બેઠો પણ કોણ જાણ, તેના મિત્રો અને કોલેજનું વાતાવરણ નહોતું તેથી, કે પિતા પાસે છુટ લેવાની ટેવ નહિ તેથી, તે વાત શરુ કરી શક્યો નહિ. તેણે ફરી સબળ થવાનો નિશ્ચય કર્યો અને કૃત્રિમ વેગ અને બળથી તે બોલવા માંડ્યો. પણ આથી તેના બોલવામાં કાંઇ મર્યાદા કે ઢંગધડો કે ક્રમ કે વિચારસંકલના પણ રહી નહિ. "આવું હું ક્યાં સુધી સહન કરી શકું? તમે મારી પ્રતિષ્ઠા મારા બાઇબંધોના દેખતાં ખોવરાવી છે. મારે રેકેટ વગર ચલાવવું પડે છે. તમે નકામો લોભ બહુ કરો છો! હું તમારી આમન્યા ક્યાં સુધી રાખું?" વગેરે તે જેમ આવે તેમ બોલી ગયો. રઘનાથ પોતાની ટેવ પ્રમાણે ચૂપ જ રહ્યો. ફરી મુકુન્દને ન સમજાયું કે હવે શું કરવું. પણ એટલે આવ્યા પછી વાત પુરી કરવા સિવાય ઉપાય નહોતો. તેણે ફરી બળનો નિશ્ચય કર્યો અને પૂછ્યું: "ત્યારે શું કહો છો?" રઘનાથ ખિન્ન પણ શાંત વદને બોલ્યા: "શેનું?"

"આ પૈસામાં હેરાન થાઉં છું તેનું?"

"પણ પૈસા તો છે તેટલા મોકલું છું. બીજા કહાંથી કહાડું?

મુકુન્દને તો હવે વાતને ઠેઠ પહોંચાડવી હતી. તેણે કહ્યું: "તો ખેતરો વેચી નાંખો. હું મારા અભ્યાસની ખાતર ગમે તેટલો આત્મભોગ આપવા તૈયાર છું।"

"પણ ખેતરો એમ વેચી દઇએ તો ગંગાનું શું થાય?"

મુકુન્દને એક ક્ષણમાં અનેક વિચારો આવી ગયા. વિધવાવિવાહ નહિ કરવાનાં અનેક અનિષ્ટ પરિણામો ઉપરાંત તેને બીજાં ઘણાં દેખાયાં. આ ઉપાય પિતાને સમજાવવાનું તેને મન થઇ ગયું પણ જીભ ન ઉપડી. બધ વિચારો સંકેલી તેણે એટલું જ કહ્યું; "ગંગાની ચિન્તા કરવાની જરુર નથી. અત્યારે બરાબર ખરચ કરીએ તો મારે સારી ઓળખાણ પિછાણ થાય અને ભવિષ્યમાં તેથી ફાયદો થાય. ગંગાનો નિભાવ તો તેથી સહેજમાં થઇ જશે."

તેના પિતાએ તેને જવાબ ન આપ્યો. મુકુન્દ મોટો થઇને કમાય એ એમને એટલું બધું અસંભવિત ન લાગ્યું, પણ કમાઇને બેનને નિભાવે એ અસંભવિત લાગ્યું. મુકુન્દ કોલેજમાં કેવાં કેવાં ખરચ કરે છે અને બીજાં તેને કયાં કયાં કરવાં છે તે તે જાણતા નહોતા, પણ મુકુન્દે આજ સુધી, સારાં રેકેટ, સારા જોડા, કોટ પેન્ટ, જાતજાતના કોલેર ટાઇ હેટ વગેરે લેવાના અનેક મનસુબા કરી કરીને અંતરમાં સંઘરી રાખ્યા હતા તેનો ભાવ તેના મોં પર શું જાણે શાથી રચનાય કળી ગયા. તેમને સમજાયું કે મુકુન્દની કમાણીમાં ગંગાનો સમાસ થવાનો નથી અને એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી તે માત્ર એટલુ જ બોલ્યા: "એમ ન થાય." મુકુન્દ હજી પણ બગીનું આવાહન કરત પણ શું કહેવું તે સૂઝયું નહિ તેથી "ઠીક ત્યારે" કહીને ઊઠયો. છેલ્લા શબ્દો બોલતાં તેણે ફરી મોઢું ત્રાંસું ઉછાળ્યું અને ઉપર ગયો.

ગંગાએ આ વાત બીજા ઓરડામાં રહી સાંભળી હતી અને તેથી તેને ઘણું જ માઠું લાગ્યું હતું પણ મનનો ભાવ દબાવી તે નિત્યને સમયે પાણી ભરવા ઊઠી. આજે પાણી વધારે વર્યું હતું તેથી તે બે હાંડા લઇ પાણી ભરવા નીકળી અને મોઢું ન દેખાય માટે એકદમ પસાર થઇ ગઇ. તેને જોઇ રઘનાથ સ્વભાવિક રીતે જ ઊઠી ગયા અને બારણામાં જઇ કહ્યું: " ગંગા, બે હાંડા શા માટે લે છે? બહુ પાણી જોઇએ તો પૈસા દઇ મંગાવ. " " આ તો નાનો હાંડો છે " એમ કહેતાં તો તે ખડકી બહાર દૂર ચાલી ગઇ.

મુકુન્દ મેડી ઉપર આવી ટ્રેનમાં લીધેલું પેપર ખાલી વાંચવા માંડયો હતો. થોડીવારે તેના મિત્રો જાગ્યા. ' કેમ ચહા કરીશું ' કહી તેણે ચહા કરવાની શરૂઆત કરી. તેના મિત્રોએ હવે કાંઇક પ્રશ્નો પૂછવા શરૂ કર્યા. મુકુન્દની નાત, જાત, તેનાં ભાંડું, વગેરેથી શરૂ થઇ વાત આગળ ચાલવા માંડી. ચહાની આશાથી તેમનામાં ઉત્સાહ આવ્યો હતો અને તે ઉત્સાહમાં મુકુન્દ સ્ટવને જોરથી પંપ કરતો જતો હતો અને બધા ઊંચે સાદે વાતો કરતા હતા. ત્યાં ગંગા પાણી ભરીને આવી અને ખડકીમાં બન્ને હાંડા સાથે પેસાય તેમ નહોતું તેથી ઉપલો હાંડો ઉતરાવવા તેણે મુકુન્દને સાદ કર્યો. મુકુન્દે તે સાંભળ્યો નહિ પણ તેના પિતા ગંગાના જ વિચારો કરતા હતા તે ખડકીમાં આવી પહોંચ્યા. હાંડો ઉતારતાં દરમ્યાન તેમણે ઉપરથી મુકુન્દનાં કેટલાંક ત્રુટક વાકયો સાંભળ્યાં. અનેક અંગ્રેજી શબ્દોની વચ્ચે વચ્ચે નાત, વિધવાવિવાહ, ગંગા, કેળવણી વગેરે શબ્દો આવતા હતા. રઘનાથ અને ગંગા બન્ને, મુકુન્દે, બપોરે કરેલી વાત ઉપરથી એટલું સમજી ગયાં કે મુકુન્દ ઘર, ગંગા,— પોતા સિવાય સર્વને વિશે, ઘણું જ અપમાનકારક બોલતો હતો. બન્ને બોલ્યા વિના ઘરમાં ગયાં.

સાંજના પાંચેક વાગ્યે મુકુન્દ ગામમાં જઈ એકો કરી લાવ્યો. એકા-વાળા પાસે સામાન એકામાં મૂકાવી, ઓટલા પાસે ઊભો રહી બોલ્યો: "મારા મિત્રો જાય છે. તેમને મૂકવા હું સ્ટેશન સુધી જાઉં છું. સાંજે મારે જમવું નથી. મારી રાહ ન જોશો." જવાબની રાહ જોયા વિના હાથમાં લાકડી ફેરવતો તે મિત્રોની સાથે ચાલ્યો.

ઘરમાં સર્વત્ર સુનકાર થઈ રહ્યો. કોઈ મોટું તોફાન આવે, અનેક વહાણોને ફાડી, તોડી, ડુબાડી પસાર થઈ જાય અને પછી દરિયામાં શાંતિ ફેલાય તેવી શાન્તિ ઘરમાં ફેલાઈ રહી. રઘનાથને ઘણીવાર ઉદાસીનતા થઈ આવતી, ત્યારે થોડા સમયની શાન્તિથી જ તે સ્વસ્થ થતા, તે ગંગા જાણતી હતી માટે તે કશું બોલી નહિ. ઠેઠ રાત પડવા આવી ત્યારે તેણે ધીમે રહી કહ્યું: "બાપુ, જમવા ઊઠોને, તમે સવારના જમ્યા નથી." પણ આજની ઉદાસીનતા હજી ઉતરી નહોતી. ગંગા પિતાની પાસે આવીને બેસી રહી પણ રઘનાથ કશું બોલ્યા જ નહિ. કોઈ એક જ બિન્દુ ઉપર નજર રાખી બેસી રહ્યા. ગંગાને લાગ્યું કે ડોસાના મનનો ઉભરો વાત કરાવ્યા વિના શમશે નહિ. તેણે કહ્યું "તમે તેમાં દિલગીર શું થાઓ છો. તેણે તાર મોકલ્યો છતાં રસોઈ બરાબર ન કરાઈ તેથી ભાઈ ઘણા ચીઢાઈ ગયા તેમાં તમે શા માટે દિલગીર થાઓ છો ?" ડોસા છતાં પણ શાન્ત જ રહ્યા, નજર પણ ન ખસેડી. વસ્તુસ્થિતિથીનો વધારે મર્મભાગ બોલવાની જરૂર જણાઈ. ગંગાએ કહ્યું: "તમે મારી આટલી બધી ચિન્તા શા માટે કરો છો ? કાંઈ હું અશકત કે નિરાધાર નથી થઈ ગઈ. અને મારે ભાઈ જેવો ભાઈ છે !" ડોસાએ નજર ફેરવ્યા વિના જ જાણે હજી મનમાં જ વિચાર કરતા હોય તેમ કહ્યું: "એ હવે આપણો નથી રહ્યો." ડોસા બોલવા માંડયા તેથી ઉત્સાહમાં આવી ગંગાએ કહ્યું: "હવે એવું તે હોય." ડોસાએ ફરી કહ્યું: "હા, એ આપણો ન્હોય, એ ગયો જ

સમજો." એ વખતે બહાર ઓટલા પરથી અવાજ આવ્યો: "એ મુકુન્દ ગયો છે."

મુકુન્દે પોતાના જેવા સુધરેલા માણસને, કોઇ મિત્ર નહિ, કોઇ વિનોદનું સાધન નહિ, એવી સ્થિતિમાં ગામડામાં કેવી મુશ્કેલી પડે છે તે ઘણી જ નિખાલસતાથી મિત્રોને રસ્તે કહ્યું, અને મિત્રોએ તેને સામાન વિના પણ સાથે આવવા આગ્રહ કર્યાથી તે ટ્રેનમાં જ તેમની સાથે ચાલ્યો ગયેલો. તેણે એકાવાળા સાથે કહેવરાવ્યું હતું કે પોતે ગયો છે. તે સંદેશો એકાવાળાએ બરાબર રઘનાથ ભટને ત્યાં પહોંચાડયો, એકાવાળાનું વાકય પ્રસ્તુત વાતચીતમાં એવું મળી ગયું કે રઘનાથ કે ગંગાને કશું પૂછવાનું રહ્યું નહિ.

ગંગાએ જોયું કે હવે દલીલને અવકાશ નથી. તેણે પિતાને વધારે શાન્તિનો સમય આપવા પથારી વગેરે કેટલુંક ઘરનું કામ કર્યું. તે ફરી રઘનાથની પાસે બેઠી. આ વખતે રઘનાથ જ પહેલા બોલ્યા: "આપણે અંબાજી ગયા હતા તે યાદ છે?" વિષયાન્તરની આશાથી ગંગાએ કહ્યું: "હા."

"ત્યાંથી કુંભારીઆનાં દેરાં જોવા ગયેલાં તને યાદ છે?"

"હા."

"એ દેરાં વિમળશાએ બંધાવેલાં."

"એમ કે?"

"એ વિમળશા અંબાજીનો ભકત હતો." પિતા સ્વસ્થ થતા જાય છે એમ માની ગંગાનો ઉત્સાહ વધતો જતો હતો અને તે સરળ ઉત્સાહથી હોંકારો દેવા લાગી. "તે એકવાર અંબાજી દર્શન કરવા જતો હતો. રસ્તામાં એક મોટી વાવ આવી તેમાં તે પાણી પીવા ગયો. વાવના

પગથિયા પર એક વણઝારો બેઠો હતો તેણે પાણીનો પૈસો માગ્યો. વિમળશાએ 'શેનો' એમ પૂછ્યું. વણઝારાએ વાવનો શિલાલેખ બતાવી કહ્યું કે 'આ વાવ બંધાવનાર પીથો મારો દાદો થાય. અમારી સ્થિતિ બગડી ગઇ એટલે હું મારી બાપુકી વાવ પર લાગો લેવા આવ્યો છું.' વિમળશાને થયું કે મેં આવાં દેરાં તો બંધાવ્યાં પણ મારી પછવાડે કપુત જાગે તો મારાં દેરાંનીય આવી દશા થાય!"—ગંગાનો હાંકારો શિથિલ પડતો ગયો—" પછી અંબાજી પાસે ગયો. તેને અંબાજી પ્રસન્ન હતાં. તેમણે કહ્યું: 'બેટા માગ, માગ.' વિમળશાએ કહ્યું: 'આજી, બીજું કાંઇ ન માગું, માગું એક નખ્ખોદ."—હવે ગંગાનો હાંકારો નિઃશ્વાસ જેવો થઇ ગયો હતો—" બીજી વાર કહ્યું: 'માગ, માગ'; ફરી વાર પણ નખ્ખોદ માગ્યું. ત્રીજીવાર પૂછ્યું; ત્રીજી વાર પણ નખ્ખોદ માગ્યું." ડોસા ફરી નીરવ શાન્તિમાં પડ્યા.

આખા ઘરમાં મૃત્યુ જેવી શાન્તિ છવાઇ રહી.

